બંગ લેખિકા
નિરૂપમાદેવી કૃત

# મોક્ષદા

●

: અનુવાદક :
રમણલાલ ગાંધી

●

શ્રી હરિહર પુસ્તકાલય
બુકસેલર્સ :: પબ્લીશર્સ
ટાવર રોડ, સૂરત.

# પ્રસ્તાવના

બંગાળી સાહિત્યસાગરના એક આબદાર મૌક્તિક તરીકે **શ્રીમતી નિરૂપમાદેવી** એમની કંઈ કેટલી સ્વતંત્ર કૃતિઓના અનુવાદોથી ગુજરાતી સાહિત્યમાં પણ સુપ્રસિદ્ધ થઈ ચૂક્યાં છે. તદ્દન અનોખા દ્રષ્ટિબિન્દુથી લખાયલી એમની આ ચમત્કૃતિ '**મોક્ષદા**' ગુજરાતી અનુવાદોની હારમાળામાં એક નૂતન ઉમેરો કરે છે.

**શ્રીમતી નિરૂપમાદેવી** સાહિત્યસમ્રાટ લેખાતા મશહૂર બંગ નવલકથાકાર **શરદબાબુ**ના સમકાલિન હોવા ઉપરાંત વારંવાર એમની પ્રેરણા ને પ્રોત્સાહનનાં અમૃત પીને પોતાની લેખીનીને વધુ ને વધુ ચમકાવવા સફળ નીવડ્યા છે. એ સેવાભિલાષી સ્ત્રી–હૃદયને આ સાહિત્યવિલાસી સહૃદય સજ્જનનો સાથ ને સહકાર પ્રાપ્ત થતાં એમની અંતરોર્મીની વેલ દિન પ્રતિ દિન વિકસવી શરૂ થઈ. એમણે એક પછી એક પરિમલભીનાં પુષ્પોથી સાહિત્યવાટિકાને મ્હેંકાવી મુકી.

'**મોક્ષદા**' એમની જ સંસ્કારી સાહિત્યવાડીમાં ઉગેલ એક અનોખી ઢબનું, અજબ રંગનું અને વિચિત્ર પરાગ પ્રસરાવતું પુષ્પ છે. ઝટ પાચન ન થાય એવાં સંગીન તત્વજ્ઞાનના ધાર્મિક સંભાર સાથેની આ સામાજીક કથામાં બે વિશુદ્ધપ્રેમીઓનાં જીવનની સ્વાભાવિક ઘટનાઓને ખૂબીપૂર્વક વણી લેવામાં આવી છે. એમાં એક છે સાંસારી; બીજી વ્યક્તિ છે સંન્યાસી.

**લલિતા** આ કથાની મુખ્ય નાયિકા : આ દુનિયાની અન્ય સર્વસામાન્ય સ્ત્રીઓ માંહેની એક. બી. એ. સુધીની ઉચ્ચ કેળવણી સંપાદન કર્યા છતાં એનામાં તોછડાઇનું નામ ન મળે. એ આઝાદ વિચારની ખરી પણ ઉચ્છંખલ જરા ય નહિ; એના વિચારો ને ભાવનાઓની ભભક નવીન યુગની; પણ નમ્રતા, વિનય ને વિવેક ભૂલાવે એવી નહિ. જૂની પ્રથાઓમાં શ્રદ્ધા ને ભક્તિભાવ ભલે નહિ, કિન્તુ તિરસ્કાર કે ધિક્કારની ગંધ સરખી ય નહિ. વડીલોની આમન્યા પાળનારી, આજ્ઞા શિરોમાન્ય માનનારી, સાદી, સરળ સ્વભાવની સંસ્કારી, સુઘડ ને સ્નેહની પ્રતિમૂર્તિ સમી !

**બ્રહ્મચારી** : કથાનો મુખ્ય નાયક : યુવાન, હસમુખો, નિરાભીમાની, તેજસ્વી, ત્યાગી અને જ્ઞાની. મોક્ષમાર્ગનો એ એકાકી પ્રવાસી. બાળપણથી જ એનાં દીલમાં ઇશ્વર-ભક્તિની ધૂની ધખી. એણે ત્યાગ અને સંયમ કેળવ્યા; મોહ ને માયા તજ્યા; સંસાર ને સાંસારી-સુખભોગનાં લેપન અળગાં કર્યાં; કેવળ સંસારના સરજનહારને પામવા !

એ સ્ત્રી અને એ પુરૂષની ચાર નિર્મોહી ચક્ષુઓ અચાનક વૃન્દાવનનાં તીર્થક્ષેત્રમાં એકાકાર થઈ. બે પવિત્ર હૃદયો-વાસનાહીન છતાં યૌવન, જ્ઞાન અને પ્રેમના આકર્ષણભર્યાં-પરસ્પર પ્રતિ ખેંચાયાં !

લલિતાનું નાજુક સ્ત્રી-હૃદય ભાવભીનું બની ગયું. એને એ ભગવાધારી સંન્યાસી પોતાનો જીવન-ઉદ્ધારક ભાસ્યો. એ એને શોધવા એની પૂંઠે પાગલની માફક દોડી. પગમાં કાંટો ભોંકાયો અને એ પટકાઇ પડી. સંન્યાસીએ અનિચ્છા છતાં એને દર્શન દીધાં. રૂધીર ઝરતે પગે પાટો બાંધ્યો. એ સ્પર્શે એ કુમારીકાનાં ઉર્મીના તાર ઝણઝણ્યાં. એણે એની મૂર્તિને હૃદયમાં સ્થાપી. સ્વામી તરીકે સાંસારી-સુખ ભોગવવાની ઇચ્છાએ નહિ, પરંતુ જીવનસાથી તરીકે ભવસાગર તરવાની તમન્નાએ !

બ્રહ્મચારી ભગવાનને પામવા ભટકી રહ્યો હતો. લલિતા બ્રહ્મચારીનો હાથ પકડવા પાગલ બની હતી. બંનેના પંથ નિરનિરાળા છતાં ભાવના એક ને પવિત્ર હતી. બ્રહ્મચારી એ ન સમજ્યો. છેલ્લા શ્વાસ સુધી અંધારામાં રહ્યો. કોઇ એની આંતરીક ભાવના ન ઉકેલી શકયું. આખરે એ મૂક્તિની દિવાનીએ અપૂરી ઝંખનાએ આંખો મીંચી. બ્રહ્મચારીને બ્રહ્મજ્ઞાન થયું પણ બહુ મોડું. નિષ્પ્રાણનો હાથ પકડી એ મોક્ષપંથે પરવર્યો. મોક્ષદાતાને મેળવવા મથતા એ સંન્યાસીની એક સાંસારી સ્ત્રી 'મોક્ષદા' બની.

૧-૧-૪૩

રમણલાલ ગાંધી

## ૧

શ્રી વૃન્દાવનમાં સેવાકુંજની સાંકડી ગલીની અંદર લોકોની ભારે ભીડ વચ્ચે એક નાનકડી ભજનમંડળી ધીરે ધીરે સેવાકુંજની પ્રદક્ષિણા કરતી કરતી વિશાળ ધોરી રસ્તા પર આગળ ને આગળ વધી રહી હતી. જેમ જેમ એ ભજનમંડળી આગળ વધતી હતી તેમ તેમ લોકો મોટી સંખ્યામાં તેમાં જોડાતા જતા હતા. ભક્તિઘેલા ભાવિક ભક્તો ભજનની ધૂનમાં મુગ્ધ ને મસ્ત હતા. પ્રત્યેક પળે વધતી જતી ભીડમાં ભીંસાઈ ને કચડાઈ જતા હોવા છતાંય એમાંથી કોઈ દૂર ખસી જવાનો યત્ન કરતું ન હતું. ભજન સાંભળવા નહિ કિન્તુ ભજનીકોના મુખદર્શન માટે પડાપડી કરતી, એ પાગલ મંત્ર-મુગ્ધ માનવમેદની ભજનમંડળીની આગળ પાછળ ચોતરફ વીંટાઈ વળીને ધક્કામુક્કી કરતી, કચડાતી, ભીંસાતી મહા મુશ્કેલીએ માર્ગ કરતી આગળ વધી રહી હતી.

એ ભજનમંડળીની વચ્ચે એક અનુપમ દ્રશ્ય હતું. એક ભગવા વસ્ત્રધારી તરુણની તેજસ્વી મૂર્તિ ભજનની ભાષા અને ભાવને અનુરુપ બેઉ હાથથી અને સર્વાંગથી અભિનય કરતી કરતી ભજનની કડી પર કડી ગાઈ રહી હતી. આસપાસની પાર્થિવ દુનિયાને જાણે ભૂલી જ ગઈ હોય એમ ભજનમાં તદ્રુપ ને તલ્લીન એવી એ તેજસ્વી દિવ્ય વ્યક્તિ ભક્તિભીની શુદ્ધ હ્રદય–ભાવનાને અભિનય તથા નૃત્ય દ્વારા મૂર્તિમંત કરી રહી હતી. એનાં કંઠમાં અંગમાં અને અભિનયમાં ભજનનાં ઘેન ચઢતાં જતાં હતાં. આ જગતની મિથ્યા ને ક્ષણભંગુર માયાવી મોહ-જાળનો નાશ કરવાને મથી રહેલી એની હૃદયોર્મિ અને એની ઉંડી અગાધ આંખોથી માંડીને નૃત્યઘેલી બનેલી એની પગની પાની સુધીનાં અંગાંગ નૃત્ય દ્વારા કોઈ અદ્દભુત વીરલ આકર્ષણ અને ભાવના પ્રગટાવી રહ્યા હતા. એ ભગવાધારી યુવકનાં સુરીલાં કંઠમાંથી સરતું ભાવવાહી ભજન આ હતું :

નાથ મોહિં અબકી બેર ઉબારો..............ટેક

તુમ નાથનકે નાથ સુવામી...દાતા નામ તિહારો,
કરમહીન જનમકો અંધો...મો તેં કૌન નકારો ?...નાથ

તીન લોકકે તુમ પ્રતિપાલક...મૈં તો દાસ તિહારો,
તાકી જાતિકુજાતિ પ્રભુજી...મો પર કિરપા ધારો...નાથ

પતિતનમેં ઈક નાયક કહિયે...નીચનમેં સરદારો,
કોટી પાપી ઈક પાસંગ મેરે...અજામિલ કૌન બિચારો...નાથ

ધરમ નામ સુનિ મેરો...નરક કિયો હઠ તારો,
મોકો ઠૌર નહીં અબ કોઉ...અપનો બિરદ સમ્હારો...નાથ

ભજનની છેલ્લી કડી જાણે સૌને અમૃત–વર્ષાની હેલીથી ભીંજવી તરબોળ બનાવી રહી હતી.

ક્ષુદ્ર પતિત તુમ તારે રમાપતિ...અબ ન કરો જિયગારો,
સૂરદાસ સાચો તબ માને...જો હૈ મમ નિસ્તારો...નાથ

ગાયકનું મુખ ઉત્તેજનના આવેશથી લાલચોળ થઈ ગયું હતું. એક ભજનની સમાપ્તિ થતાં જ એણે બેવડા આવેશ ને ઉલ્લાસ સાથે બીજા ભજનની ધૂન માંડી.

મો સમ કૌન કુટિલ ખલ કામી.
જિન તનુ દિયો તાહિ બિસરાયો...એસો નિમકહરામી...મો.
ભરી ભરી ઉદર વિષયકો ધાવોં...જૈસે સૂકર ગ્રામી,
હરિજન છાંડ હરિ બિમુખનકી...નિસિદિન કરત ગુલામી...મો.
પાપી કૌન બડો હૈ મૌતે...સબ પતિતનમેં નામી,
સૂર પતિતકૌ ઠૌર કહાં હૈ...સુનિયે શ્રીપતિ સ્વામી...મો.

ગાયક ભજનના ભાવ સાથે એકતાન બની જઈ બેશુદ્ધ બની વારંવાર જમીન પર ઢળી પડવા જેવો થતો હતો, ત્યારે એના સાથીઓ એને પકડી લઈને મૃદંગ તથા કરતાલ ઝડપથી વગાડી ગાયકનાં ગળામાંથી નીકળેલી ભજનની છેલ્લી કડી બેવડાવી બેવડાવીને ગાઈ, ગાયકના મૂળ ભાવને મૂર્તિમાન કરી રહ્યા હતા.

દીર્ઘ ઉચ્છ્વાસ પછી ભજને ઉત્પન્ન કરેલાં વાતાવરણમાં ગાયક પોતાનું અસ્તિત્વ ભૂલી જતો હતો અને ભજનિકો નામધૂન મચાવતા હતા, ત્યારે એ તરુણ સંન્યાસીનાં લલાટે ચંદન તિલક કરી કંઈક ભક્તજનો તેનાં સુશોભિત કંઠમાં સુવાસીત પુષ્પમાળાઓ પહેરાવતા હતા; પરંતુ ગાયકની આંખની પાપણ પણ હાલતી ન હતી. એનું ચિત્ત એ તરફ મુદ્દલ ન હતું. એ એકદમ બાહ્ય જ્ઞાનશૂન્ય દેખાતો હતો. ચારે બાજુથી દર્શનિકોના અસ્ફૂટ કલરવ અને કથોપકથનના શબ્દો તે વખતે સંભળાઈ રહ્યા હતા. "આ વળી કોણ છે? એને તો કોઈ ભજન-કીર્તનમાં ક્યાંય જોયો નથી!" કોઈ બોલતું હતું: "આટલા દિવસથી વૃન્દાવનમાં હું છું પણ આ મૂર્તિ તો ક્યારેય મારી નજરે પડી નથી!" "આ ભજનમંડળી તો આચાર્ય પ્રભુના કુંજની મંડળી છે! એ બીજે વળી ક્યાંથી દેખાય?" કોઇ વળી કહેતું: "હું એક દિવસ વહેલી સવારે એકલો શ્રી યમૂનાજીએ સ્નાન કરવા ગયો હતો ત્યારે મેં એને આવા જ ભાવથી રેતીમાં પડેલો જોયો હતો. એ આખીયે રાત એમ જ પડી રહ્યો હશે એમ એને જોતાં મને લાગ્યું હતું." કોઈ પોતાનો સ્વાનુભવ સંભળાવતું હતું: "શ્રી ગોવિંદના મંદિરમાં ચકિતની જેમ એક વાર આ મૂર્તિ મારી નજરે પડી હતી. પણ તે વેળા એ વિજળીની

જેમ અદ્રશ્ય થઈ ગઈ હતી. ત્યારે એના હાથમાં ફક્ત એક દંડ જ હતો. એ દંડ અને ભગવા વસ્ત્રધારીના ચાલ્યા જવાનું દ્રશ્ય અત્યારેય મારી આંખો સામે તરવરી રહ્યું છે. વિજળીના ઝબૂકારાની ઝડપથી એ ચાલ્યો ગયો હતો!"

* * *

સેવાકુંજની ગલીની અંદર યાત્રાળુઓ માટે ખાસ બાંધવામાં આવેલાં મકાનો વચ્ચે એક અપેક્ષાકૃત સુંદર મધ્યમ ઘાટનું ઘર આવેલું હતું. એ ઘરના બીજા માળના ગોખમાં બેસી એક વૃદ્ધ વારંવાર માથું બહાર કાઢીને જોવાનો નિષ્ફળ યત્ન કરતો હતો. સામેના રસ્તા પર ચાલી આવતી ભજનમંડળી સાથેની માનવમેદનીને નિહાળતો એ એક મનથી એ મધુમય ભજનનું પાન કરી રહ્યો હતો. એની પડખે એક ચૌદ–પંદર વર્ષની વયની કીશોરી ઉભેલી હતી. ક્ષણે ક્ષણે ઉત્તેજીત ભાવે એની સામે જોઈ ને એ વૃદ્ધ બોલતો હતો: "લલિતા, સાંભળે છેને? તારો સંગીત શિક્ષક ગાય છે ખરો, પણ તે આટલી સરસ છટા અને અભિનયથી ગાઈ શકે છે? આ શ્રી વૃન્દાવનનાં કીર્તન છે, સમજી કે? એ સેવાકુંજની કોઈ ભજનમંડળી ગાતી હોય એમ લાગે છે. ભજનને કેવું જીવન્ત કરીને ગાય છે? ક્યા ભાગ્યશાળીઓ આમ શ્રી રાધાશ્યામની સેવા કરી રહ્યા છે એની તો મને ખબર નથી, પરંતુ ભજન-મંડળીની ભીડમાં વધારો થતો હું હરેક પળે જોઈ રહ્યો છું. કેવો અનેરો આનંદ લૂટતાં–લૂટાવતાં ભજનિકોની સામે જોતા, ભક્તજનોનાં વૃંદો ચાલી રહ્યાં છે? લલિતા, બ્હેન, હું પણ એ આનંદનાં અમૃતનું પાન કરવા ઇચ્છું છું. મને નીચે લઈ જા બેટા. મારાં જીવનનું સાર્થક..." વૃદ્ધના શબ્દો એનાં મોઢાંમાં અધુરા જ રહ્યા.

લલિતા સ્થિર ભાવે એક મનથી ભજન સાંભળતી ઉભી હતી. એણે નીચે જવાને ઉભા થતા પોતાના દાદાને અટકાવતા લાગણીભર્યા શબ્દોમાં કહ્યું: "દાદા, આટલી ભીડમાં જવાનું સાહસ કરશો તો કચડાઈ જશો."

લલિતાનો મૃદુ જવાબ એને કાને બરાબર ન પડ્યો. લોકોનાં ટોળાં વચ્ચે ભજનમંડળીની ફરફરતી હરિ ✿ અંકિત ધ્વજા પતાકાઓ નિહાળવામાં અને ભજનિકોનાં મુખદર્શન કરવામાં એનું ધ્યાન પરોવાયલું હતું.

"જો, જો, અરે તું જો તો ખરી લલિતા...મંડળીની વચ્ચે..." આમ બોલતા બોલતા વૃધ્ધે ગોખમાંથી અડધું શરીર બહાર ઝૂકાવીને આંખો ખેંચી ખેંચીને નીચે જોવા માંડ્યું. લલિતા પણ વૃદ્ધના આગ્રહે વશ થઈ એની છેક પાછળ જઈ ઉભી રહી. ક્યાંક એ બેધ્યાન બની નીચે પડી ન જાય એની સંભાળ રાખતી પોતાની ગરદન જરા લંબાવી એ જોવા લાગી.

"આ શું ? સાક્ષાત્ શ્રી ગૌરાંગ શ્રી વૃન્દાવનમાં ભજન-કીર્તન કરી રહ્યાં છે ! જો લલિતા......એજ ભજન ગવડાવતા લાગે છે. એક વાર એમનું ભજન સાંભળેલું મને યાદ આવે છે." વૃદ્ધે લલિતા તરફ જોયું.

બરાબર આ સમયે ભજનમંડળી એ ઘરની-એ ગોખની સામેજ આવીને ઉભી રહી. સીધી નજર સામે જ એ દિવ્ય ગાયક મૂર્તિ ખડી હતી. રસ્તાની બંને બાજુ પરનાં મકાનોમાંથી અક્ષત ચંદન અને પુષ્પની બેશુમાર વૃષ્ટિ થઈ રહી હતી. સ્ત્રીઓનાં કલરવ સાથે લોકોનો હરિનામોચ્ચારનો ધ્વનિ સંભળાતો હતો. એ ભજનમંડળીની વચ્ચે એ પ્રચંડ ચંપકવર્ણી ગૌર દેહ, એનું અપૂર્વ ભાવમય મુખમંડળ, અને દર્શકોના દેહ તેમજ મનમાં વિજળી-સંચાર કરતા ઉંચે ઉછળતા હજારો હાથ નજરે પડતા હતા. આ વેળા નવીન જ ભજન ગવાઈ રહ્યું હતું :

તુમ મેરી રાખો લાજ હરી.

તુમ જાનત સબ અંતરજામી...કરની કછુ ન કરી...તુમ<br>
અવગુન મોસે બિસરત નાહિં...પલ છિન ઘરી ઘરી,<br>
સબ પ્રપંચકી પોટ બાંધ કરિ...અપને સીસ ધરી...તુમ<br>
દારા સુત ધન મોહ લિયે રૌ...સુધિ બુધિ સબ બિસરી,<br>
સુર પતિતકો બેગ ઉધારો...અબ મેરી નાવ ભરી...તુમ

ધીમે ધીમે જનતાના કલરવમાં એ કંઠધ્વનિ ક્ષીણ થઈ જતો હતો ત્યારે અવશ વૃદ્ધને એકાએક કુદીને ઉભા થઇ ઓરડામાંથી બહાર નીકળી નજીકની સીડી ઉતરતા ઉતરતા—લલિતાનો આર્ત્ત સ્વર સંભળાયો: "હવે ક્યાં જઈ રહ્યા છો? દાદા, ભજનમંડળી તો હવે ઘણે દૂર નીકળી ગઈ છે; અને લોકોની પ્રચંડ ભીડ ભેદીને તમે ત્યાં પહોંચી પણ કેમ શકશો?"

એના આ શબ્દો વૃદ્ધના માનસિક કાને અથડાયા નહિ કિન્તુ બાહ્ય કાન પર તો જરૂર અથડાયા. તેમ છતાં "હું પણ આવું છું. હું પણ..." એમ બોલતા એ દોડ્યા. લલિતા નિરૂપાયે એમનો હાથ પકડી એમની સાથે ઘસડાઈ.

એ પ્રચંડ માનવ મેદની વચ્ચેથી પોતાની માતાના એ વૃદ્ધ પિતાનો હાથ પકડીને રસ્તો કરતી લલિતાનાં મનમાં જનતાના દેહ-સંઘર્ષણથી અવનવા ભાવ ઉત્પન્ન થયા. અત્યંત વિચલિત અને લજ્જિત ભાવે એણે ચારે બાજુ જોવા માંડ્યું. એની આસપાસની અનેક સ્ત્રીઓ ભજનથી આકર્ષાઈ ગાંડાની માફક એની સાથે આગળ ચાલી રહી હતી. એમાં વૃદ્ધાઓ, યુવતીઓ, કીશોરીઓ અને બાલિકાઓ બધીય હતી. એમનાં મનમાં જે વિપ્લવ થઈ રહ્યો હતો તેનાં આંદોલન જનતાનાં મુખેથી થઈ રહ્યાં હતાં. "આ શું સામાન્ય માનવ કીર્તન કરે છે? શ્રી વૃન્દાવનમાં તો આવું કીર્તન કદી યે જોયું નથી! તેમ આવાં ભજન પણ ક્યારે ય સાંભળવામાં આવ્યાં નથી! સાક્ષાત્ મહાપ્રભુ જ શ્રી વૃન્દાવનમાં પાછા આવ્યા છે કે શું?"

લલિતાને પણ ધીમે ધીમે સમજાયું કે પોતાની જેમ કેટલીક વ્યક્તિઓ આ મેદનીમાં નવી આવનારી હતી. તેઓ અધિક વ્યાકુળ ભાવે જેમની નજીક જતી તેમને વૃન્દાવનવાસી જાણી ગાયક સંબંધી પૂછતાં આવી જ મતલબનો ઉત્તર મેળવતી હતી. લલિતાએ થોડીવાર પછી જોયું કે પોતાના નોકરો દોડતા દોડતા મેદનીમાંથી મહામુશ્કેલીએ માર્ગ કરીને આગળ આવી રહ્યા હતા, અને પોતાના સામુદાયિક યત્નથી થોડી જ વારમાં હાથ લંબાવીને કરેલા વ્યૂહમાં એ વૃદ્ધ પુરૂષને સુરક્ષિત

કર્યાં પછી જ તેમણે છૂટકારાનો દમ ખેંચ્યો. ભીડ વીંધીને તેઓ ભજનમંડળીની નજીક આવ્યા ત્યારે પણ ભજનની ધૂન તો ચાલુ જ હતી.

પ્રભુ મોરે અવગુણ ચિત્ત ન ધરો.

સમંદર શી હૈ નામ તિહારો...ચાહે તો પાર કરો...પ્રભુ
ઇક નદિયા ઇક નાર કહાવત...મૈંલોહિ નીર ભરો,
જબ મિલ કરકે એક બરન ભયે...સુરસરી નામ પરો...પ્રભુ
ઇક લોહા પૂજામેં રાખત...ઇક ઘર બધિક પરો,
પારસ ગુણ અવગુણ નહિ ચિંતવત...કંચન કરત ખરો...પ્રભુ
યહ માયા ભ્રમજાલ કહાવત...સૂરદાસ સગરો,
અબકી બેર મોહિ પાર ઉતારો...નહિ પ્રનજાત ટરો...પ્રભુ

પણ અરે! આ શું? નોકરોના બાહુ બંધનમાંથી એકાએક છટકી જઈને પેલો વૃદ્ધ ગાયકના ચરણે લેટી પડ્યો. એની પૂંઠે બ્હાવરી બની સાન–ભાન ગુમાવી બેઠેલી લલિતાનો દેહ પણ અનેક માનવીઓના હાથ લંબાઈને રક્ષણ પામ્યો ન હોત તો મેદનીના પગ નીચે કચડાઈ ગયો હોત. પળ વારમાં માનવ મેદનીમાંથી 'અરે...રે...બિચારો...છુંદાઈ ગયો...અફસોસ...'નો ભયંકર અવાજ નીકળ્યો. બધા પોતપોતાની ગતિ રોકી દઈને "કોને શું થયું?" એ જોવાને જ્યાં ને ત્યાં સ્થંભી ગયા. ભજનની ધૂન એકાએક અટકી ગઈ. સેંકડો મસ્તકો જોતજોતામાં એ વૃદ્ધનું અનુકરણ કરી એ દેવાંશી વ્યક્તિને ચરણે ઝૂકી પડ્યાં. એમાં કોઈ કોઈ તો વળી જમીન સરસા સુઈ જઈ એ સ્થળની ધૂળ માથે ચઢાવવા લાગ્યા. લોહીથી ખરડાયલાં બદનવાળાં એ બેહોશ વૃદ્ધને તેના નોકરો જમીન ઉપરથી ઉભો કરવા યત્ન કરવા લાગ્યા. તાત્કાળીક ઉપચારો પછી જેવો એ થોડાં ભાનમાં આવ્યો તેવો જ મોટેથી બૂમ મારી ગાંડાની માફક બોલી ઉઠ્યો:

"લલિતા, લલિતા, એ ચરણ છોડતી નહિ. આ સાંજના સમયે–આ કવેળાએ પરમ ભાગ્યે દર્શન થયાં છે. તારે કદીયે શરમાવાનો દિવસ આવશે નહિ. તને સમય મળ્યો છે તો બેદરકારીથી ગુમાવતી નહિ. પ્રભુના ચરણે પડે–મારા તો બધા દિવસો ચાલ્યા ગયા છે!"

ભાવ વિહ્‌વળ અનેક નરનારી વૃદ્ધના આ શબ્દો સાંભળી ડુસકાં ભરીને રડવા લાગ્યા. લલિતા પોતાના વિહ્‌વળ દાદાના દબડાયલા–ઘવાયલા દેહને નોકરો જે બાજુ ખસેડતા હતા એ તરફ જતી હતી. કોઇ અજાણ ઉત્તેજનાથી તેનો દેહ થર થર કંપી રહ્યો હતો અને એની બંને આંખમાંથી આંસુની ધારા વહી રહી હતી. પોતાના ચૂસ્ત વૈષ્ણવધર્મી દાદાની એકનિષ્ઠ ધર્મભાવનાની એને ઘણા વખતથી ખબર હતી પણ આજની એમની રીતભાત એને તદ્દન નવી અને અનોખી જ દેખાઇ.

*  *  *

સાંજનો સમય હતો. ઉપર જણાવેલાં ઘરના ઓરડામાં પેલી પરિચિત કીશોરી લલિતા હાથમાં એક વૈષ્ણવ પદાવલીનું પુસ્તક લઇ બેઠી હતી. એની નજીકમાં જ શારીરીક પીડાથી પીડાતા એના વૃદ્ધ દાદા પથારીમાં પડેલા હતા. એક હાથ દાદાનાં કપાળ ઉપર ફેરવતી બીજા હાથે ચોપડી ઉઘાડતી એ ધીમા નમ્રતાભર્યા સાદે બોલી :

"દાદા, ભક્ત ભજન ગાતો હતો પણ એ ભજનમાં ભૂલ હતી."

"આપણા માટે–ફક્ત આપણા માટે જ એ ગાતો હતો કે ? એમાં એની ભૂલ શાની ? એ તો એની કૃપા હતી !"

"ના, તમે મારૂં કહ્યું સમજ્યા નથી દાદા. તમારી બધી અતિશયોક્તિ છે. ભાવના ઝોકથી, મનના વેગથી ભજન ગવાતું હતું: પણ કવિની રચનામાં બીજી કડી ઉમેરી દઇને ગાવાનો એને કોઇ હક નથી. પોતાનાં મન ફાવે એમ એણે ગાયું અને એ છતાં તમારી ઉપર એની અસર થઇ, એમને ?" કહી કીશોરી સહજ હસી.

"અસર તો ખરી જ ! ખરૂં પૂછે, તો કેમ જાણે મારા માટે જ એને એ ભજન ગાવાનું સૂઝ્યું હતું !" વૃદ્ધે જરા પણ વિચલિત થયા વિના એક જ ભાવે ઉત્તર આપ્યો.

"ભલે ત્યારે એમ ! તમારી જીત ને મારી હાર થઇ, પછી કંઈ છે !" એટલું કહી એણે વાંચવા માટે ચોપડીમાં આંખો પરોવી.

વૃદ્ધ એના વિલક્ષણ મુખભાવ પ્રતિ એકીટસે નિહાળી રહ્યો !

*

# ૨

થોડે જ દૂર સામાન્ય ઉંચાઈવાળો ગોવર્ધનગિરિ જાણે કોઈ અજાણી વસ્તુનાં રક્ષણ-કાર્ય માટે લાંબી દિવાલની જેમ કેટલાયે કોશ સુધી પોતાનો દેહ વિસ્તારી રહ્યો હતો. એ પર્વતની પ્રદક્ષિણા કરવાને યાત્રાળુઓનાં ટોળેટોળાં જઈ રહ્યાં હતાં. વહેલી સવારમાં જ રાધાકુંડ ગામથી માંડીને રાધાકુંડ, શ્યામકુંડ નામના વિશાળ સરોવરો સુધીની પ્રદક્ષિણા કરીને ધોરી માર્ગ પર માનવીઓનાં ટોળેટોળાં યાત્રા કરી રહ્યા હતા. સાડાત્રણ કોશમાં વિસ્તરેલી એ ગિરિ દેહની પરિક્રમામાં સાત કોશનો રસ્તો કાપીને પાછા શ્યામકુંડ, રાધાકુંડની પ્રદક્ષિણા કરી તેઓ રાધાકુંડ ગામે પાછા ફરવાના હતા.

આ પરિક્રમાનું દ્રશ્ય અતિ સુંદર હતું. ટોળાબંધ સ્ત્રી પુરૂષો, બાળ-વૃદ્ધ, યુવાનો, ધનવાનો, દરિદ્રિઓ, ભીખારીઓ, ભીખારીણીઓ વિગેરે સર્વ વ્યક્તિઓનો એકમુખી યાત્રાનો એ એક સંમિલિત ઉત્સવ હતો. જુદા જુદા દેશવાસીઓ પણ એ ટોળામાં સામેલ હતા. રંગબેરંગી મુલાયમ

ઓઢણાં ઓઢીને અંગના આભૂષણો અને પગનાં અલંકારોના ઝંકાર કરતી વ્રજવાસીની મહિલાઓનું વૃંદ ચાલી રહ્યું હતું. એમનાં મોઢાંમાં પોતાના ચિર આદરનીય, ચિર નિત્ય યુગલ કિશોર 'વ્રજલાલ' અને 'વ્રજલાલ'ના રૂપ, ગુણ અને લીલાનાં જયગાન હતાં. ખંજરી વગાડતું વગાડતું વૈષ્ણવ ભક્તોનું ટોળું એક તરફ ચાલી રહ્યું હતું. એમનાં મુખ પર પ્રભાતની મંગલ આરતિના 'જય મંગલ આરતી, ગૌર કિશોર મંગલ આરતિ'ના પદ–ઉચ્ચાર હતા. કોઈ વળી મૌન ધારણ કરી જાપ જપતા જપતા ચાલી રહ્યા હતા. આ યાત્રાળુઓનાં ટોળામાં ડોળીઓ, બળદ ગાડાંઓ અને ઘોડાગાડીઓનો અભાવ ન હતો. અશક્તો તેમાં બેસીને પરિક્રમા કરતા હતા. આ પરિક્રમણ કાર્ય બારે માસ અને તેમાં ય રાધા દામોદરના પ્રિય કાર્તિક માસમાં આ ઉત્સવ આખો યે મહિનો ચાલે છે.

હેમન્ત ૠતુની માંગલિક પ્રભાતે સ્નિગ્ધ વાયુમાં જયગાન ગાતાં ગાતાં યાત્રાળુઓ 'કુસુમ સરોવર' વટાવીને ગોવર્ધન ગ્રામની પાસે આવ્યા અને ત્યાં 'માનસી ગંગા' નામના એક સરોવરમાં સ્નાન કરીને 'ગિરિરાજ'ના મૂખારવિન્દની પૂજા કરવાને પાછા નિયત પંથે આગળ યાત્રા કરી રહ્યા હતા.

એક મોટાં ટોળાંની પાછળ જનતાથી થોડેક દૂર આપણી પૂર્વ પરિચિત વૃદ્ધ વ્યક્તિ એક ટાંગામાં બેઠેલી હતી. એની પૂંઠે એની દૌહિત્રી લલિતા અને કેટલાક નોકરો આગળ પાછળ પગે ચાલતા હતા. વૃદ્ધ અને લલિતાની સાથે તેમનો રાધાકુંડનો 'વ્રજવાસી' એટલે કે પંડ્યો અને વૃન્દાવનનો 'વ્રજવાસી' એક છડીદાર પણ હતો. એ પૈસાદાર યજમાનને પળવાર પણ છોડવાને શ્રી વૃન્દાવનના વ્રજવાસી નારાજ હતા. અહીંયા સર્વ તીર્થમાં સ્થાનીક વ્રજવાસીઓ હોવા છતાં તેઓ પોતાના નોકર સર્વસ્થાને હંમેશાં પોતાની સાથે રાખે છે. રાધાકુંડનો વ્રજવાસી ચારે દિશાનો પરિચય આપતો આપતો ચાલતો હતો. શ્રી સમૃદ્ધ ગોવર્ધન ગામની કથા, ત્યાંના રાજા મહારાજાઓની કીર્તિ, પ્રસાદ તૂલ્ય 'છત્ર' અને ધર્મશાળા વિગેરેની સ્થાપનાનો ઈતિહાસ તે મરીમસાલો ભભરાવીને

અજબ છટાદાર વાણીમાં કહી સંભળાવતો હતો; અને એ માટે ગોવર્ધન 'માનસીગંગા' તીર્થનો વ્રજવાસી ખૂબ વાંધો ઉઠાવી રહ્યો હતો. એ પણ સાથ છોડતો ન હતો. 'ગિરિરાજની મૂખારવિન્દ પૂજા તેમના જેવા શેઠ માટે યોગ્ય નથી' એમ કહીને એ ભારે ક્ષોભ દર્શાવી રહ્યો હતો. દક્ષિણા ન મળે ત્યાં સુધી એ કેડો છોડે એમ લાગતું ન હતું.

એક પછી એક યાત્રાળુ રેતાળ ભાગમાં આવ્યા. આખે રસ્તે પુષ્કળ પવન વાતો હતો, અને વચ્ચે છાંયાવાળા ઝાડો કમી થતાં જોઈ વૃધ્ધે કીશોરીની સામે જોઈ "લલિતા, હવે ગાડીમાં બેસી જા, બ્હેન!"

"હું જરાયે થાકી નથી, દાદા." લલિતાએ ઉત્તર આપ્યો. "કાકાની સાથે હું અહીં તહીં ખૂબ ફરવા જતી હતી એટલે મને તો ચાલવાની આદત પડી ગઇ છે."

"હશે, પણ તારા કાકાએ આ વખતે તો મારી ઉપર કૃપા કરી છે. એટલે એની જવાબદારી મારે સમજવી જોઈએ. તું કદાચ માંદી પડી જઇશ, બાપુ!"

"હું કંઇ માંદી પડવાની નથી. દાદા, મારી ચિન્તા ન કરો. મારી દોડાદોડી અને અંગ ફેરાની તમને કંઈ ખબર નથી. તમે જ ટાંગામાં બેસી રહો. તમને કષ્ટ થશે. તમારી સાથે તમારા ટાંગામાં બેસી વૃન્દાવનથી રાધાકુંડ સુધી બત્રીસ માઈલ આવતા મારાં હાડકાં તો જાણે ભાંગીને ભુક્કા થઈ ગયા છે. એટલે એમાં તો હું હવે થોડીવાર પણ બેસીશ નહિ. તમે જ એમાં બેસી રહો, દાદા."

પંડ્યાએ એકી સાથે હા-માં હા મેળવી અને "એકાદ બેલગાડી ભાડે કરી લેવાથી બ્હેનને કષ્ટ થશે નહિ." એમ કહીને લલિતાનાં મોં સામું જોઈ રહ્યો. બન્ને પક્ષને રોકી દઇને વૃદ્ધની સામેનાં એક દ્રશ્યે બધાયનું મન આકર્ષ્યું. કેટલીક વ્યક્તિ અષ્ટાંગ પ્રણામ કરી સર્વાંગે જમીન પર આળોટતી આળોટતી પરિક્રમાના રસ્તે આગળ વધી રહી હતી. કેટલાક તો ત્યાંની ધૂળ લઈને આખાં યે શરીર પર ચોળતા હતા. કેટલાક મૌન ભાવે જાપ જપતા હતા, તો કેટલાક વળી ગંભીર સ્વરે 'જય ગિરિરાજકી, જય ગિરિધારી લાલકી' બોલતા હતા. વૃદ્ધને શુદ્ધ ભાવે એ દ્રશ્યમાં આકૃષ્ટ જોઈ બધા ય ત્યાં ક્ષણવાર સ્થંભી ગયા.

"આમ કરતા કરતા એ શું સાત કોશ પહોંચશે?" લલિતા એ દેખાવથી ત્રાસી જઈને બોલી. "આ કાંકરા અને રેતીમાં એમનાથી આ રીતે કેમ જવાશે? આમને આમ આટલો લાંબો પંથ એમનાથી કેમ કપાશે?"

"જરૂર કપાશે, બ્હેન!" વ્રજવાસીએ હસીને ઉત્તર દીધો. "પાંચ, સાત, દશ જેટલા લાગે એટલા દિવસમાં એ જશે. એમને થોડુંક કષ્ટ થાય છે બ્હેન! કંઈ કેટલા અપંગ, વૃદ્ધ, આંધળા, અને દર્દીઓ આમ જ પરિક્રમા કરે છે. એવો ગિરિરાજનો અપૂર્વ મહિમા છે."

"પણ આ તે મહીમા, ભક્તિ, આસ્થા કે ઘેલછા?" આ જાતના દાંભીક વર્તન પર કટાક્ષ કરતા લલિતા ગંભીરતાથી બોલી.

"તમે એને જે ગણો તે! આ તો જમાનાથી આ રીવાજ ચાલતો આવ્યો છે, તે આજે પણ ચાલે છે. માનવીનાં ધૈર્ય, શ્રદ્ધા અને શક્તિની આ પરિક્રમામાં એક અદ્‌ભુત કસોટી છે."

"પણ પગપાળા પરિક્રમા કરવી એ તો સમજ્યા, પરંતુ વાહનમાં બેસી યાત્રાનો આનંદ લૂંટી પૂણ્ય કમાવાની અભિલાષા સેવવી, અગર તો રસ્તા ઉપરની ગંદી ધૂળ પવિત્ર દેહ પર ચોળવી, નાચવા–કુદવાનો તમાસો કરવો, એમાં શ્રદ્ધા, ધૈર્ય ને ભક્તિ–શક્તિનો સવાલ જ ક્યાં રહ્યો? મને તો આ પ્રથા સદંતર જંગલી ને ભયંકર લાગે છે." લલિતાએ અંતરનો રોષભર્યો ઉભરો બહાર ઠાલવ્યો.

"પણ બેટા લલિતા, આમ મારી તરફ તો જો. હું તો અશક્ત હોવાથી ક્ષમ્ય છું ને? પગપાળા પ્રદક્ષિણા કરવાની ઇચ્છા હોવા છતાં મારાથી એ કેમ બને વારૂ?" ગંભીર દૃષ્ટિએ દૌહિત્રીની સામે જોઈને વૃદ્ધ બોલ્યો.

લલિતાએ એમને કંઈ જ જવાબ આપ્યો નહિ, પરંતુ એને બદલે રાધાકુંડનો વ્રજવાસી પોતાનું શાસ્ત્રજ્ઞાન બતાવવા વચ્ચે બોલી ઉઠ્યો: "ખરૂં પૂછો તો શ્રીમદ્‌ ભાગવતમાં શ્રી કૃષ્ણચંદ્રે આ ગિરિરાજનો મહિમા ગાયો છે, અને એની પરિક્રમાની કથા ગાતાં ચોકખા શબ્દોમાં કહ્યું છે, કે: "ઉપવાસી કે અશક્તે પગપાળા ચાલવાનું કષ્ટ ઉઠાવવું નહિ કિન્તુ બેલગાડી કે ડોળીનો ઉપયોગ કરવો."

કીશોરી આ સાંભળી ખડખડાટ હસી પડી.

"હ્યો દાદા, ત્યારે હવે ચિંતા શી છે? શાસ્ત્રોમાં હરેકને હરેક પ્રકારની સગવડપૂર્વક પ્રદક્ષિણા કરવાની વિધિ છે. તો પછી એમાં ભક્તિ ને ભાવનાની શી જરૂર છે? તમે પણ એકાદ બળદ જોડેલી ગાડીમાં બેસી જાઓ દાદા, કારણ કે ઘોડાના ટાંગામાં બેસી શકાય નહિ, એવી શાસ્ત્રાજ્ઞા છે, પણ બળદગાડીને માટે વાંધો નથી. કેમ ખરૂંને મહારાજ ? અરે, પાન ચાવતા ચાવતા પણ પ્રદક્ષિણા કરવાની વ્યવસ્થા તમારા જેવા માટે મહાપુરૂષો ભાગવત જેવા ધર્મગ્રંથોમાં કરી ગયા છે. પછી શું ?" એટલું કહી લલિતાએ તીરછી આંખે વ્રજવાસી તરફ જોઈ મોઢું મલકાવ્યું.

લલિતાની આવી મર્મભેદક ટકોરથી વ્રજવાસીને ક્ષોભ પામેલો તથા શરમાઈ ગયેલો જોઈ ટાંગામાં બેઠા બેઠા વૃદ્ધે દૌહિત્રીને મોઢું બંધ કરવા હાથથી ઈશારો કર્યો અને બોલ્યા: "હા, હા, બેટા, વ્રજવાસીનું કહેવું સાચું છે. ગિરિરાજનો એવો અપૂર્વ મહિમા છે. એ શાસ્ત્રપુરાણો અને તીર્થયાત્રાઓના ઉલ્લેખોમાં તું ન સમજે."

આમ વૃદ્ધનો તરફેણમાં ટેકો મળવાથી નિરાશ થઈ ગએલ વ્રજવાસી પાછો ઉત્સાહમાં આવી જઈને બોલવા લાગ્યો: "સાધુ મહાત્માઓ સામેની બાજુએ રહે છે. જેઓ યથાર્થ ભજન કરવા ઇચ્છે છે, તેઓ વૃન્દાવનમાં રહેતા નથી. આ ગિરિરાજની ચારે બાજુ જે ભજનિક સાધુ-મહાત્માઓ રહે છે, તેઓ સાંજના સમયે એક વાર ભીક્ષા માટે બહાર નીકળે છે. ગોવર્ધન ગામ તેમજ અન્ય ગામોના વ્રજવાસીઓનાં ઘેરથી સુકાઈ ગયેલી રોટલીના ટુકડા તેમને મળ્યા કરે છે."

"વૃન્દાવનમાં મારા જોવામાં આવ્યું હતું કે ઝોળી લઈને વૈરાગીઓ ફરતા હતા પણ કોઇની પાસે તે ભીક્ષા માગતા ન હતા. કોઈને બારણે પણ એ ઉભા રહેતા ન હતા, તો પછી એમને કોણ ભીક્ષા આપે?" લલિતાએ શંકાશીલ બની પૂછ્યું.

"વ્રજવાસીનાં ઘર સિવાય બીજે ક્યાંય એ ઉભા રહેતા નથી, અને તે ય પણ હંમેશાં એક જ ઘેર જતા નથી. આજે આ મહોલ્લામાં તો કાલે પેલા મહોલ્લામાં એમ હંમેશા જુદા જુદા મહોલ્લામાં એઓ

ભીક્ષા માટે જાય છે. તેઓ બધે ઠેકાણેથી ભીક્ષા લે છે પરંતુ આ મહાત્માઓની તો વાતજ જુદી છે."

"વ્રજનાં વનેવનમાં આવાં ભજનીક વૈષ્ણવો છે, પરંતુ એમનાં દર્શન સહજ થતાં નથી, એમ મેં સાંભળ્યું છે. એ એવાં સ્થળોમાં રહે છે કે જેની આસપાસના બેચાર કોશના વિસ્તારમાં કોઈ ઘર કે ઝુંપડું પણ આવેલું હોતું નથી. એ કઠોર વૈરાગ્યથી સાધના કરે છે અને મોટે ભાગે અનાહારજ રહે છે."

"નહિ નહિ, મહારાજ!" વ્રજવાસીએ અધીર બની વાંધો ઉઠાવતા કહ્યું. "રાધા રમણની આ વ્રજભૂમિમાં કોઇ ઉપવાસી રહેતું નથી. મહાત્માઓ ક્યાં છે એની વ્રજવાસીઓ તપાસ રાખ્યા કરે છે. બે ચાર કોશ સુધી તો એ લોકો ફરી વળે છે, અને એ સાધુઓને રાતનું વાળુ સુદ્ધાં પહોંચાડી દે છે. વ્રજવાસીઓના 'આધા દુધ, આધા પૃત' સાધુ સંતોની સેવા માટે છે. કોઈને ખબર ન પડે એમ જો કોઈ મહાત્મા રહે તો એની ખબર પણ એ જરૂર રાખે છે; જેને શ્રી ગીતામાં "**तेषां नित्याभियुक्तानां योग क्षेम वहाम्यहम्**" કહેવામાં આવે છે. આ દેશમાં આ વિષે અનેક પ્રકારની વાતો પ્રચલિત છે, જો સાંભળો તો મહારાજ..."

"દાદા, તમે વૃન્દાવનમાં જ બધો ય વખત ગાળ્યો છે. અજમેર, જયપુર પણ ગયા છો. આ બધાં વનમાં ફર્યા છો, છતાં ય તમે એવું જોયું છે?" લલિતા વ્રજવાસીના અખંડ ને નિરંકુશ વહેતા વાણી–પ્રવાહને એટલેથી જ રોકી દઈ અત્યંત અધીર બની બોલી. "હું પણ બધે ય ફરી વળી છું પણ મને ક્યાંય કંઈ જોવામાં આવ્યું નથી. એવો એક પણ સાધુ મારી નજરે પડ્યો નથી."

"એવા સંતપુરૂષનાં દર્શન થવાનું સદ્‌ભાગ્ય સૌને ન સાંપડે, બ્હેન!" ચારે બાજુએ નજર ફેરવી નિસાસો નાખી વૃદ્ધ બોલ્યો: "કદાચ કોઈને ભૂલેચૂકે એનાં દર્શન થઈ જાય તો તેને એ ચકિત કરી એનાથી છૂપાઈ જાય છે. કોણ જાણે કયા દુર્ભાગ્યે એ દિવસે ભજન

મંડળીમાં જેનાં દર્શન થયા હતા એમને સારૂ આખું યે વૃન્દાવન ખોળી વળવા છતાં ય મને તો એમનો કંઈ પત્તો જ લાગ્યો નથી."

"વન પરિક્રમાનો સમય ન હોય તો આ વનમાં કોઈ માણસ જતું આવતું નથી." પંજો પાછો બોલવા લાગ્યો. "ભાદરવા મહિનામાં જ્યારે મહા વનયાત્રામાં રાજા લોકોની 'પરકમ્મા' ચાલે છે, ત્યારે યાત્રિઓ સાથે અમે જઈએ છીએ. ત્યાર પછી ફરીને 'ગોંસાઈ વન યાત્રા" આવે છે. એમાં તો ભારે ધમાલ મચે છે."

"આવતે વર્ષે તને એ બધું જોવા લઈ આવીશ." પંજાનું આ બધું નિરર્થક ટાહ્યલું સાંભળીને ક્ષોભ પામેલી લલિતાનાં મુખ સામે જોઈ વૃદ્ધ બોલ્યો.

"આવતે વર્ષે તો મારી પરીક્ષા છે. હું ત્યારે ક્યાંથી આવી શકીશ? કાકા થોડાક જ આવવા દે તેવા છે! તમારા માટે એ શું બોલતા હતા એની તમને શી ખબર પડે? એ કહેતા હતા કે 'એ દઢી માણસની સાથે તું ક્યાં જાય છે? નાદાન અણસમજુ ને ભણતા છોકરાનું મગજ એમના સંગાથે બગડી જવાનો સંપૂર્ણ સંભવ રહે છે.' તમારે માટે કાકાનો આવો અભિપ્રાય છે, એની તમને ક્યાંથી ખબર હોય! એ તો કાકીએ એમને કેટકેટલું કહીને સમજાવ્યા ત્યારે આખરે નામ પડી જઈને આ રજાના દિવસોમાં મને તમારી સાથે માંડમાંડ અહીં આવવા દીધી છે."

"એ મારે માટે ગમે તેમ ધારે ને બોલે, છતાં હું તને માબાપ વિનાની સમજુ ને શાણી છોકરીને જીવનનાં સાચાં સાર્થકનો રાહ બતાવવા માગું છું. તું નાની હતી ત્યારે આપણા રાધા ગોવિંદની આરતી વખતે કેવી નાચતી હતી? કેવાં પદકીર્તન ગાતી હતી? એથી તો મેં તારૂં નામ કીશોરી બદલીને 'લલિતા' પાડયું છે. તારા પિતાના વસિયતનામાના જોરે તો એ મારી નજર સામેથી તને પાંચ વર્ષથી દૂર ખસેડી લઈ જઈ પોતાની મરજી મુજબ શિક્ષણ આપે છે. એ ગમે એમ કરે પણ મારૂં તો માનવું છે કે મારાં પાડેલાં નામની નામના વૃથા જશે નહિ. તું........"

દૂર પર્વત પર ગાઢ જંગલ છવાઇ રહ્યું હતું. વૃદ્ધ પુરુષ આગળ કંઇ બોલે એ પહેલાં રંગમાં ભંગ પાડી વ્રજવાસી હર્ષભર્યા અવાજે મોટેથી બોલી ઉઠયો: " હવે આપણે શ્રી ગોવિંદ કુંડ પાસે આવી પહોંચ્યા છીએ. "

એટલે દાદાનાં દીલની વાત દીલમાં અધૂરી જ દટાઇ ગઇ.

*

## ૩

ચારે તરફ ગાઢું ને ઘોર જંગલ હતું. બધી બાજુએથી મજબૂત પત્થરોથી બાંધેલો એ કુંડ હતો. કુંડમાં ઉતરવાને ઠેઠ પાણી સુધી પહોંચતાં પગથીઆંઓ અને યાત્રાળુઓને થાક ખાવાને બેસવા માટે ઠેરઠેર ચોતરા બાંધેલા હતા. એ પગથીઆંની એક બાજુએ વિશાળ ઘટાદાર વૃક્ષની નીચે બાંધેલા એક ચોતરા ઉપર પેલો પરિચિત ભગવા વસ્ત્રધારી સંન્યાસી બેઠો હતો. એની સાથે એની સામે વિવેકથી ઉભો રહીને એક બ્રહ્મચારી વાત કરી રહ્યો હતો. એ બ્રહ્મચારીની વય સંન્યાસી કરતાં વિશેષ હતી.

"કેટલા દિવસ પછી આપનાં દર્શન થયાં, મહારાજ!" બ્રહ્મચારી સંન્યાસીને સંબોધી બોલ્યો. "શ્રી વૃન્દાવનના ધોરી રસ્તા પર ભજન-મંડળીમાં આપનાં દર્શન થયાં હતાં ત્યારે આનંદથી આત્મવિસ્મૃત થવા છતાંય હું આપના એ ભાવમાં ભંગ પાડવાને આપની નજીક આવ્યો ન હતો. પરમ દિવસે મહા મહેનતે આપના ઉતારાનો પત્તો

મેળવી, ત્યાં જઈ પૂછપરછ કરી; તો મહંતનાં મોઢેથી સાંભળ્યું, કે 'આપ વહેલી સવારથી જ એ જગ્યા છોડી બહાર ચાલ્યા ગયા હતા.' વળી એ મહંતે મને એમ પણ જણાવ્યું, કે 'એઓ ક્યાં ચાલ્યા ગયા છે, એની મને કંઈજ ખબર નથી. એ એકાએક અહીં આવી ચઢે છે અને પાછા એકાએક ચાલ્યા જાય છે.' એના આ જવાબથી મને લાગ્યું કે આપનાં દર્શન થવાં દુર્લભ છે! છતાં જેમ ઇશ્વરની ઇચ્છા બળવાન છે, તેમ માનવનાં સાચાં હૃદયની શુદ્ધ ભાવના પણ બળવાન છે. નહિ તો અચાનક અહીં આવતા શ્રી રાધારાણીની કૃપાથી આપનાં પુનઃ દર્શન થશે એમ મેં સ્વપ્નમાંય ધાર્યું ન હતું."

"તું હજુય મારો પીછો નથી મૂકતો બ્રહ્મચારી? તારા ઉપર તારી રાધારાણીની કેવી કૃપા છે એ શું તું નથી જાણતો?" સંન્યાસીએ હસતું મોઢું રાખીને ઉત્તર આપ્યો.

"અને એ અવકૃપા રાધારાણીએ ક્યારથી કરી છે એની આપને યાદ છે કે ભૂલી ગયા?"

"એ ભૂલી જાઉં તો તો મારી અકૃતજ્ઞતા કહેવાય. જો હું ભૂલું તો એક અકૃતજ્ઞતા અને બીજો ગુરૂદ્રોહ, એમ બે અપરાધનાં પાપ મને લાગે."

"હશે જવા દયો એ વાતને મહારાજ!" બ્રહ્મચારી મૂળ મુદ્દા પર આવવાની ઇચ્છાથી બોલ્યો: "આપ કાશીથી વ્રન્દાવન ક્યારે આવ્યા? વેદ, પુરાણ ઉપનિષદ્ વિગેરેનું વિશાળ જ્ઞાન સંપાદન કરી એમાં પૂર્ણ પારંગત બનીને વ્રન્દાવનના આ ભેખધારીઓ વચ્ચે આપ આવીને ક્યારથી વસ્યા? એક વારના વારાણસીના વિખ્યાત વેદાન્તાચાર્યના શિષ્ય, દંડધારી યતિનો આ આવિર્ભાવ! આટલું જ બસ નથી પરંતુ વૈષ્ણવ વૈરાગીઓની ભજનમંડળીમાં ભજન ગાતાં ગાતાં મસ્ત થઇ જવું અને અને લોક સમાજને ગાંડા કરવા જેટલું પરિવર્તન!"

એ તરૂણ ને તેજસ્વી સંન્યાસી ઉદાસીન અને ગંભીર દૃષ્ટિથી ક્ષણભર ગાઢ જંગલ તરફ જોઈ રહી અંતરમાં છુપાવેલી કોઈ અગમ્ય

મૂર્તિને સંભારી બે હાથ જોડી મસ્તક નમાવી બોલ્યો : " આ અધમ પર એની કૃપાદૃષ્ટિ ઉતરી છે, એનો જ એ પ્રતાપ છે!" એટલું કહી એણે ફરી આંખો મીંચી પ્રણામ કર્યાં.

"મને દોષ ન દેતા મહારાજ!" બે ડગલાં દૂર ખસી જઈ સંન્યાસીની માફક પ્રણામ કરતો એ બ્રહ્મચારી બોલ્યો : " હું જાણું છું કે આપની ઉપર આજીવન સંત મહાત્માઓની અત્યંત અમીદૃષ્ટિ છે, એટલે આના કરતાં અધિક બોલીને હું આપને વિરક્ત કરવા નથી માગતો."

"નહિજ, હવેથી એ સંબંધમાં તું કંઈ પણ વિશેષ ન બોલે, એમ મારી પણ ઇચ્છા છે. વળી તું મારી તપાસ કર્યાં વગર રહેછે જ ક્યાં ? કાશીની વાત તો તું બધીય જાણે છે. એક રીતે તું મારો પડછાયો છે, એમ કહું તોય કંઈ ખોટું નથી. કેમ ખરુંને?" સંન્યાસીએ મુખ મલકાવી કહ્યું.

"એવું કંઈ નથી મહારાજ! છેલ્લા કુંભના મેળામાંથી પાછા ફરતી વખતે કેટલાક માણુસોનાં મુખેથી સાંભળ્યું કે કાશીનો એક યુવાન દંડી સંન્યાસી શ્રી વૃન્દાવન આવેલ છે, અને તે મહા વિદ્વાન ગુણવાન અને સ્વરૂપવાન છે. ત્યારે મને લાગ્યું, કે કદાચ એ વ્યક્તિ આપ જ હશો!"

"એટલે કે મને શ્રી વૃન્દાવનમાં જોઈને તને આશ્ચર્ય થયું છે, એમ જ ને ?"

"વધુ વિસ્મય તો મને એટલા માટે થયું છે, કે આપ અમારા પ્રભુપાદ પાસે તેમની સાધન સંપત્તિના પ્રધાન ઉત્તરાધિકારી હોવા છતાં વેદાન્ત ભણવા ગયા હતા!"

"મને તો તું તદ્દન ભૂલી ગયો લાગે છે! સાથે મારાં પ્રથમ જીવનની સર્વગ્રાસી ક્ષુધાની વાત પણ તું વિસરી ગયો લાગે છે! તે વખતે જગતમાં જે કંઇ જ્ઞાતવ્ય અને બોધવ્ય છે એ બધુંય જાણી લેવાની મને દરકાર હતી–ધૂન હતી. હજુય મારી એ ક્ષુધા શું શાંત થઇ છે? નહિ જ. મને કંઈ ગમ પડતી નથી."

"મહારાજ! તમને સમજવામાં મેં ખરેખર ભૂલ ખાધી છે. આપ હાલ તો આ શ્રી ગોવિંદકુંડમાં જ નિવાસ કરશો ને?"

"એ કંઈ હું અત્યારે ચોક્કસ–નિશ્ચિત કહી શકતો નથી."

"ત્યારે આ ગાઢ જંગલમાં આપ જ્યાં જાવ ત્યાં મને આપની સાથે લઈ જશો? સદ્ભાગ્ય હશે, તો હું પણ જોઇશ તમારૂં એ સાધન સાફલ્ય........"

"બ્રહ્મચારી, જે બાળકને તેં જ સહાય કરીને એકવાર આ સંસારના માયાવી બંધનથી મૂક્ત કર્યો છે, એને પાછો એમાં જ બાંધવાને તું શા માટે યત્ન કરે છે? આમ આત્મવિસ્મૃત ન થા, ભાઇ!"

"હું તો આપની અંતરની અત્યંત અંગત અને અગત્યની વાતો જાણું છું, માટે કૃપા કરીને આ બધી મને સમજાવવાની મિથ્યા આડી-અવળી વાતો છોડી દયો. આ વૃન્દાવનમાં આપ જે મંદિરના મહંતના આશ્રયે બે દિવસ રહ્યા હતા, એ આપનાં દર્શન માટે આટલા બધા આકુળ-વ્યાકૂળ કેમ થઈ રહ્યા છે? તપાસ કરીને આપની ખબર મેળવવાને એ એટલા બધા આતૂર કેમ જણાય છે? આપ જ્યાં જ્યાં જાઓ છો ત્યાં ત્યાં શું યોગમાયા આપના માટે સ્નેહની છોળો ઉડાવે છે?"

"તેથી જ હું કહ્યા કરૂં છું કે એ યોગમાયા છે, નહિ કે મહામાયા. એ મહંત મારા કંઇ ઓછા હિતેચ્છુ છે? ભજન મંડળીના એ ભજનકીર્તન પછી મને જે મસ્તી ચઢી હતી એથી તો હું જ્ઞાનશૂન્ય થઈ ગયો હતો. એ સમયે એમણે મારૂં પરમ સ્નેહે પાલન કર્યું હતું. એમણે ત્યારે આસ્તેથી મને બે તમાચા મારી શિક્ષા કરી હતી અને એથી તો મને બાહ્યજ્ઞાન થયું હતું. એ ઉન્માદાવસ્થામાં કોટડીમાં પડ્યો પડ્યો હું બૂમો મારી રહ્યો હતો. એના ઉત્તરમાં એ પરમ પ્રશાંત મુખે બોલ્યા હતા, કે હજુ શા માટે 'દો, દો, વધુ દો' ની બૂમો મારીને રડે છે ભાઈ! તને કઈ વાતની ઉણપ છે? આટલા બધા લોકોની પ્રશંસાપૂર્વકની પૂજા અને આટલી બધી અમૃતદૃષ્ટિ છે! આના કરતાં અધિક તે વળી તું શું ઇચ્છે છે?"

"આ તમે શું કહો છો મહારાજ?" એકાએક ઉત્તેજીત થઈને બ્રહ્મચારી બોલ્યો. "આવા મહાન વૈરાગી, વૃદ્ધ મહન્તનાં મોઢેથી આ વાત!"

"આટલો બધો ઉતાવળો ન થા, ભાઈ!" એ તરુણ સંન્યાસી અત્યંત શાન્ત મુખમુદ્રા રાખી બોલ્યો. "ખરેખર મનના કોઈ ખૂણામાં એ વાસના છૂપાયેલી હતી. નહિ તો વળી આમ ભજન મંડળીમાં નાચવા-કૂદવા શા માટે ગયો હોત!"

એનો આ જવાબ સાંભળી બ્રહ્મચારી થોડી વાર સુધી તો ગંભીર વદને સ્તબ્ધ થઈ ઉભો રહ્યો. પછી પાછો ચુપકીદીનો ભંગ કરીને એણે પ્રશ્ન કર્યો: "આપ અહીં બે ચાર દિવસ તો રહેશો ને?"

"રહું પણ ખરો અને ઇચ્છા થઇ તો ગમે એ ક્ષણે ચાલ્યો પણ જાઉં."

ઉભય વચ્ચે આગળ વધતી વાતચીતમાં એકાએક ભંગ પડ્યો. કુંડના સામા કિનારા પરના યાત્રાળુઓના કોલાહલનો અવાજ નજીક ને નજીક આવી રહ્યો હતો. કોઇ વ્રજવાસી પંડ્યાનો પદાડી કંઠ તેના શ્રીમંત યજમાનને ગોવિંદ કુંડનો ઇતિહાસ અને માધવેન્દ્રપુરીના એ ગોવિંદ કુંડના કાંઠા પરના જંગલમાં ગિરિધારી ગોપાલની પ્રાપ્તિની ઘટના સમજાવતો કહી રહ્યો હતો, કે "બાબુજી, આપણા કવિરાજ ગોસ્વામીનું 'શ્રી ચૈતન્યચરિતામૃત' તો આપે જરૂર વાંચ્યું હશે. એમાં વર્ણવેલું સ્થાન આજ છે; આ એ જ શ્રી ગોવિંદ કુંડ છે; આ એ જ શ્રી ગિરિધારી ગોપાલનું પ્રકટસ્થાન છે."

"ફક્ત સ્થાન દેખાડવાથી શું વળવાનું છે? સાક્ષાત્ ગોપાલ દેખાડો, ગોપાલ!" ક્યાંકથી એક કિશોર કંઠમાંથી વિદ્રોહનો આભાષ પ્રગટ્યો. "સાંભળવામાં તો એમ આવ્યું છે કે વિધર્મીઓના ભયથી ભયભીત થઈને તમારા એ ઠાકોરજી પોતાનું સ્થાન છોડીને નાથદ્વારા ન્હાસી ગયા. એટલી તો એમની શક્તિ!"

આ સાંભળી બ્રહ્મચારી અને ઉદાસીન સંન્યાસી પરસ્પરની સામે જોઈને ધીમેથી હસી પડ્યા. વ્રજવાસી પંડ્યો વ્યાકુળ અને વ્યસ્ત ભાવે

"અરે બ્હેન, બ્હેન......" કહીને બોલનારની બેફામ ચાલતી કાતર જેવી જબાનને રોકવા જતો હતો ત્યાં તો એ કિશોર કંઠની ઉત્તેજના કુંડના તીરે તીરે વિશેષ ગાજી ઉઠી.

"દાદા, ઓ દાદા, અહીંથી થોડે દૂર પેલા ઝાડની ઘટા નીચેના ચોતરા ઉપર મને એમના જેવું જ કોઈ બેઠેલું જણાય છે. જરા જલદી કરો તો..."

આ શબ્દો સાંભળતાં જ પ્રત્યુત્તરમાં વ્યથિત ને વ્યાકુળ અવાજ સંભળાયો: "અરેરે, આપણું તે એવું સદ્‌ભાગ્ય ક્યાંથી હોય? તું ઉતાવળી ત્યાં પહોંચી જા, બેટા. નહિ તો વળી પાછાં એ અંતર્ધાન થઈ જશે."

બંનેએ તીક્ષ્ણ નજરે જોયું કે કુંડને સામે કાંઠે એક વૃદ્ધ પુરૂષ સાથે કેટલાક નોકરચાકર અને એ બધાયની અગાડી એક રૂપાળી કિશોરી કુંડની પ્રદક્ષિણા કરીને પોતાની તરફ આવી રહ્યા હતા. વિસ્મિત બ્રહ્મચારીની આંખો ક્ષણભર એ આગંતુકોને નિહાળવા તરફ ફરી. જ્યારે એણે મોઢું ફેરવ્યું ત્યારે એની અત્યંત અજાયબી વચ્ચે એને એ સ્થાન શૂન્ય દેખાયું. પોતાની સાથે અત્યાર સુધી વાર્તાલાપ કરનાર એ તરૂણ સંન્યાસી જોતજોતામાં ક્યાંક ઘોર જંગલમાં અલોપ થઈ ગયો હતો.

આ ચમત્કારથી બ્રહ્મચારી કર્તવ્યમૂઢ બની જ્યાં ને ત્યાં સ્થંભી ગયો!

*

## ૪

જંગલ એટલું બધું બિહામણું ન હતું પરંતુ ચોતરફ જ્યાં ત્યાં ઉગી નીકળેલ કાંટાળા છોડ તથા પુષ્કળ ઝાડી–ઝાંખરાને લીધે ગાઢ અને ઘીચ તો જરૂર ભાસતું હતું. એની દક્ષિણ બાજુએ બહુ નજીકમાં ગોવર્ધન ગિરિ હતો અને એની બરોબર મોટા મોટા પત્થરો વચ્ચે અવરજવર કરવાની એક બહુ જ સાંકડી કેડી હતી. આ કેડી જ પર્વતરાજનો સંકેતમય એકનો એક રસ્તો હતો. આ રસ્તે આપણો પૂર્વપરિચિત તરુણ સંન્યાસી પાપણના પલકારામાં ચાલ્યો ગયો હતો. બપોરના ધોમ ધખતા સૂર્યના સખ્ત તાપને પણ ત્યાં પ્રવેશ કરવાનો અધિકાર ન હતો. એ પર્વત પ્રદેશમાં પડેલી પગથીએ ચાલતો ચાલતો સંન્યાસી પ્રફુલ્લ કંઠે અસ્ફુટ સ્વરે શ્રી ભગવત ભજન ગાતો હતો. ચારે તરફ પશુ–પંખીઓનો આનંદ કલરવ ગાજી રહ્યો હતો. વૃક્ષની ડાળે ડાળે વાંદરા કૂદાકૂદ કરી રહ્યા હતા. એ બધું નિહાળતો, સાંભળતો ને પુલકીત થતો એ સંન્યાસી ધૂનમાં ને ધૂનમાં આગળ માર્ગ કાપી રહ્યો હતો. ત્યાં એકાએક એના કાનમાં આટલા શબ્દો પડ્યાઃ

"મહારાજ, આખરે મેં તમને પકડી પાડયા છે."

જેમ ઘનઘોર અંધકારમાં ઓચિંતો આકાશમાંથી આંખનેઆંજી નાખે એવો વિજળીનો ચમકારો ને કાનને ફાડી નાખે એવો વાદળાનો કડાકો થાય ને દુર્બળ માનવ–હૃદય ચોંકી ઉઠે, એમ ચમકીને સંન્યાસીએ પીઠ ફેરવી પાછળ જોયું. ગોવિંદકુંજના કાંઠા ઉપરથી એક શ્વાસે દોડતી આવતી એ પેલી વિદ્રોહી કિશોરી હતી એ સમજતા એને વાર ન લાગી. એ જડ કાષ્ટ–પૂતળાંની માફક સ્તંભિત થઈને ઉભો રહી ગયો.

"કાં મહારાજ, આવાં ગાઢાં જંગલમાં પણ બરોબર રસ્તો ખોળી કાઢીને મેં તમને પકડી પાડયા કે નહિ?" લાલચોળ ચહેરે ઝડપથી નજીક આવીને એ કીશોરી વધુ પડતા પરિશ્રમથી હાંફતી હાંફતી એટલું બોલી; અને પછી એકાએક પોતાનો એક પગ હાથમાં પકડીને એક ધીમી ચીસ સાથે એ સાંકડા રસ્તાની વચ્ચો-વચ્ચ જમીન પર બેસી ગઈ. સંન્યાસી વહેમાયો. એણે એની છેક નજીક જઈને જોયું. પોતાની સામે જોઈ બેધ્યાનપણે દોડતી એ કીશોરી એક પત્થરની ઠેસ વાગવાથી ઘવાયલી હતી. એના પગની આંગળીમાંથી લોહી વહેતું હતું. વિશેષમાં એક તીવ્ર કાંટો પણ એના પગનાં તળીઆમાં ખૂંપ્યો હતો.

"અહીંઆ વસ્ત્રનો કટકો કે પાણી એમાંથી એકે એવું કોઈ સાધન નથી, જેથી તારી વ્યથા મટાડી શકાય." સંન્યાસી મુગ્ધાઈને ચોતરફ નજર નાખી બોલ્યો.

આઘાતનો પ્રથમ ધક્કો સંભાળી લઈ એ કિશોરીએ મોઢું ઉંચું કર્યું. વેદનાની કાળી છાયા એનાં ખિન્ન મોં પર અને ભીનાશભરી આંખોની કીકીઓમાં પથરાયેલી હતી; છતાં ય હોઠો પર હાસ્યની લહર પ્રસરાવીને એ બોલી: "કઈ વ્યથાનું આપ નિવારણ કરશો? કાંટાથી પગ વિંધાઈ ગયો છે, અને લોહી વહી રહ્યું છે; ફક્ત પત્થરની ઠોકર જ લાગી હોત તો આમ બેસી ન જાત, મહારાજ!"

હૃદયશૂન્ય નહિ પણ બુદ્ધિશૂન્ય બની ગએલ સંન્યાસીએ નીચાં વળી એનાં પગમાં ખૂંપેલો કાંટો આસાનીથી ખેંચી કાઢતા વ્યથિત ને

વ્યગ્ર બની કહ્યું: "પણ તું શા માટે મારી પૂંઠે આવાં નિર્જન રસ્તે આવી? આ રસ્તો તને કેમ કરી જડ્યો એ પણ એક આશ્ચર્ય છે. પણ...અરે...તારી આંગળીમાંથી તો હજુ લોહી વહી જ રહ્યું છે! શું કરૂં? એકાદ નાનો પણ લુગડાંનો કટકો હોત તો પાટો બાંધી દેત; કારણ કે પાટો બાંધવા સિવાય લોહી અટકે એવો બીજો કોઈ ઉપાય દેખાતો નથી." સંન્યાસી સહેજ ગુંચવાઇ જઈને બોલ્યો. "હવે એ બંધ કેમ કરાય?"

"અરે, એમાં વિચાર શો કરો છો? તમારૂં ભગવું કપડું ફાડી નાખો!" કિશોરીએ એ લાગણીભર્યાં દીલની કસોટી કરવા ટકોર કરી.

"એ કેમ બને?" સંન્યાસીએ હૈયાની મુઝવણ હોઠે આણી.

"તો પછી એ વેદનાની કોઈ ચિંતા ન કરો, મહારાજ! કાંટો નીકળી ગયા પછી હવે મને આરામ છે. પણ મને એ તો કહો કે મારા દાદાને તમે દર્શન આપશો કે નહિ? અહીંથી મારી સાથે પાછા ફરશો કે નહિ?"

"તારા દાદા! એ ક્યાં છે? અને મારાં મિલન માટે—મારાં દર્શન માટે એ આટલા અધીર કેમ છે?"

"એ તો એ જાણે. પણ પહેલાં તમે મને એ કહો જોઉં, કે અમને જોઈને તમે ત્યાંથી ઉતાવળા ઉતાવળા આમ ન્હાસી કેમ ગયા? હું તમારી પૂંઠે એટલા માટે અહીં આવી, કે મારા દાદા પારાવાર પરિશ્રમ વેઠીને તમારાં દર્શન માટે અહીં આવ્યા છે; એમની અભિલાષા પાર પડે! અને આ રસ્તો મને કેમ જડ્યો એ કહું? જ્યારે તમે કુંડના કાંઠા પરના જંગલમાં ચાલ્યા ગયા ત્યારે મારૂં ધ્યાન બરાબર એ જ તરફ હતું. તમારી મુલાકાત ન થતાં મારા દાદા નિરાશ થઈ સંત મહાત્માઓનાં દર્શન કરવાને એ બાજુના આશ્રમ તરફ ચાલ્યા ગયા અને હું થાકી ગઈ છું એવું બહાનું બતાવીને કુંડના કાંઠે જ બેસી રહી. દાદાની મંડળી નજરથી દૂર ગઈ કે તરત જ મારી તહેનાતમાં રહેલા નોકરને મેં ટાંગો બોલાવી લાવવાને મોકલ્યો. એ જેવો ટાંગો બોલાવવાને ગયો કે હું એકદમ ઉભી થઈ ગઈ અને તમે જે રસ્તે ચાલ્યા ગયા હતા એ રસ્તે સપાટાબંધ દોટ મૂકી. ચોતરફ ગાઢું ને ભયાનક જંગલ

આવેલું હોવા છતાં હિંમત રાખીને હું તો તમારી પાછળ ઉતાવળે પગલે ને એકે શ્વાસે દોડતી જ રહી. આખરે આસરે અડધોક કલાક એક સરખી રીતે દોડી દોડીને જ્યારે થાકી ગઈ ત્યારે જ તમને અહીં પકડી પાડવા સફળ થઈ." આટલું બોલી એણે જરા અટકી દમ લીધો. ગાઢ જંગલમાં ઘડીભર અમોઘ શાંતિ છવાઈ ગઈ. એ શાંતીમાં બાળાના હાથમાંનો રૂમાલ લઈ સંન્યાસીએ ચુપકીદીથી એના રૂધીર ઝરતા પગે પાટો બાંધી દીધો.

"હવે ચાલો, જલ્દી પાછા ફરીએ." ગંભીર નિરવતાનો ભંગ કરીને બાલિકા બોલી.

"ક્યાં પાછો આવું? તારા દાદા અને એમના સાથીઓ શું હજી સુધીયે ગોવિંદ કુંડે બેસી રહ્યા હશે, એમ તું ધારે છે? એ તો તારી તપાસમાં ક્યારના ચારે તરફ ચાલ્યા ગયા હશે. વારૂ, મારી પાસે એક બ્રહ્મચારી ઉભો હતો એને તેં જોયો હતો કે? એણે તને મારી પાછળ આવવાને ના ન પાડી કે? તેં મારો પીછો પકડયો એ એણે જોયું હતું કે? અને જો એણે તને આ જંગલમાં મારી પૂંઠે આવતી જોઈ હશે તો એ તારા સાથીઓને કહ્યા વગર રહ્યો હશે કે! અને જો એમ બન્યું હશે તો જરૂર એ બધા તારી તપાસ કરતા કરતા હમણા જ અહીં આવી પહોંચશે."

"મને તો કોઈએ જોઈ નથી. તમારી સાથેનો એ બ્રહ્મચારી તો તમે જંગલમાં ચાલ્યા ગયા કે તરત જ ચારે બાજુ આમતેમ નજર ફેરવતો ફેરવતો આશ્રમ તરફ ઉતાવળે પગલે ચાલ્યો ગયો હતો. હું જાણે કોઈ વાઘણ કે સિંહણ ન હોઉં તેમ એ મારાથી ડરીને બોલ્યાચાલ્યા વિના જ પેલી બાજુએ ચાલ્યો ગયો. ચાલો, હવે આપણે જઈશું ને? તમે નાહક ત્યાંથી ન્હાસી આવીને મને ને મારા દાદાને દુઃખ દીધું. તમારાં દર્શન ન થવાથી એ કેવા ઉદાસ થઈ ગયા હશે! લ્યો ચાલો, એમની તપાસ કરીને હવે તમે મને એમની પાસે પહોંચાડી દો."

"અરે વાહ! એમાં મારૂં શું કામ છે? જ્યારે તેં મને શોધી કાઢયો તો હવે તારા દાદાને નહિ શોધી શકે? તારા જેવી સાહસીક

છોકરીને માટે સર્વ કંઇ સંભવિત છે." સંન્યાસીએ સ્નેહભરી ટકોર કરી.

પ્રત્યુત્તરમાં એ બાલિકા મોઢેથી કંઈ બોલી નહિ. એણે હાથના ઇશારાથી એમ સમજાવ્યું કે આવે ઘવાયલે પગે હવે એ એવું સાહસ ફરી ખેડવા અસમર્થ છે.

"તેં હાથે કરીને આ આપદા વ્હોરી લીધી છે. કદાચ ધારી લે, કે જંગલમાં આડે માર્ગે ચઢી ગઇ હોત અને કોઇ હિંસક પશુ કે ચોર–લૂંટારાની નવી આફતમાં ફસાઈ ગઈ હોત તો! અજબ જેવું તો એ છે કે હું આ બાજુને જ રસ્તે ગયો છું એ તેં કેવી રીતે જાણ્યું ?" સંન્યાસીએ એને મીઠો ઠપકો દેતાં એની અક્કલથી પરીક્ષા લેવા માંડી.

"કેમ ? પગથીની ધૂળમાં તમારા તાજાજ પડેલાં પગલાં મારાં માર્ગદર્શન માટે પૂરતાં હતાં. સાચું પૂછો તો તમે મને કોઈ સાધુ મહાત્મા નહિ પણ એક સામાન્ય માણસ જેવા જ લાગો છો. તમે અંતર્ધ્યાન થયા છો એમ દાદા કહેતા હતા પણ મેં તો તમને જંગલમાં જ પકડી પાડયા છે! તમે એમ ધાર્યું હશે કે તમને કોઈ શોધી કાઢશે જ નહિ. પણ કહો, મેં તમને કેવા પકડી પાડયા ?"

"ખરેખર, તું એક અજબ સાહસીક ને ચતુર છોકરી છે એ તો નિર્વિવાદ કબૂલ્યે જ છૂટકો. આટલી નાની વયમાં તારું આ સાહસ ભલભલાને વિસ્મય પમાડે એવું છે."

"હું કંઈ નાની નથી. મારી ઉમર ચૌદ વરસની છે, અને મારા વર્ગમાં હું પહેલો નંબર રાખું છું. વળી સાચું પૂછો તો તમે પણ મારા કરતા કંઈ વધુ મોટા નથી."

"હશે, જવા દે એ વાતને! જે રસ્તે થઇને તું અહીં આવી છે એ રસ્તે જ તું પાછી જઈ શકે છે. કેમ ધીમે ધીમે હવે જઇ શકીશને ?"

"જાઉં, પણ એક શર્તે! તમે મારા દાદાને એક વાર તમારાં દર્શન કરાવો."

"એ બની શકે એમ નથી." સંન્યાસીએ ગંભીરતાથી ના પાડી.

"ભલે! જેવી તમારી ઇચ્છા! કોઇની ઇચ્છા–અનિચ્છા ઉપર કોઇનો કાબુ નથી." આટલું બોલી એ ભગ્નહૃદયા બાલિકા ઝગઝગીયાં–ભરી આંખે ને સ્તબ્ધ ભાવે સંન્યાસી સામે ક્ષણભર જોઇ રહી.

આટઆટલા અગાધ પરિશ્રમ પછી મળેલી નિષ્ફળતાની અસહ્ય છતાં કરૂણ રેખા એની કીકીઓમાં ઝબકી રહી હતી. એનાં ગુલાબી પણ ધૂળથી છવાયલાં મુખડાં પર ક્ષોભ સાથે કંઇ ક્રોધના સંમિશ્રણની ઘેરી છાયા સ્પષ્ટ દૃષ્ટિગોચર થતી હતી. નિસાસાના વેગથી ધડકતી એની છાતી ખૂબ જ ઉછળી રહી હતી. વૈરાગીની દૃષ્ટિ એ મહામાયા સમી લાગતી માયાવી મોહીનીના ફાંદામાં જાણે ફસાઇ રહી હતી!

"યોગમાયા! સાક્ષાત્ યોગમાયા!" એ તેજસ્વી મુખમુદ્રા પ્રતિ જોઇ રહેલા સંન્યાસીનાં મોઢામાંથી આકસ્મિક આટલા ઉદ્ગાર સરી ગયા; પરંતુ ત્વરિત ચપળતાથી પાછો એ સાવધ થઇ જઇ મોઢું બીજી તરફ ફેરવી નાખી વાતનો વિષય બદલવા ધીમેથી બોલી ઉઠ્યો.

"આ વનની બહાર મેડાની વચ્ચે પરિક્રમાનો રસ્તો છે. લોકોનો કોલાહલ અહીં સુધી સંભળાય છે. આ જંગલમાંથી બહાર જતા યાત્રાળુઓ તારી નજરે પડશે. તારા સાથીઓ તને ત્યાં જ મળી જશે. એ પરિક્રમાના માર્ગે જ એ લોકો તારી તપાસ કરી રહ્યા હશે......"

"તમારે મને રસ્તો બતાવવાની કોઇ જરૂર નથી. હું પોતે જ એ ખોળી લઇશ." સંન્યાસીને વધુ બોલતો અટકાવીને બાલિકાએ એકદમ જમીન ઉપરથી તદ્દન સાજીતાજી હોય એમ ઉભી થઇને આંખ તથા મોઢું સાડીના પાલવે લૂંછી કંઇક કચવાટ ને ખીજવાટભર્યે ચહેરે ત્યાંથી એક તરફ ચાલી જવા પગ ઉપાડ્યા.

"એ તરફ નહિ આ તરફ. મારી સાથે સાથે ચાલ. હું તને ટુંકો ને સીધો રસ્તો બતાવું છું." સંન્યાસીએ લાગણીભર્યા અવાજે એની પાછળ જતા કહ્યું.

ઉતાવળે પગલે રસ્તે પડેલી બાલિકાને કાને પાછળથી આવતો એ અવાજ અથડાયો. "માફ કરો, તમારે મને રસ્તો દેખાડવા મારી સાથે આવવાની જરૂર નથી." ઉતાવળી ગતિને ધીમી પાડી દઇને એણે પાછળ

મોં ફેરવ્યા વગર જ ઉત્તર આપ્યો. "તમે તમારે પાછા તમારા માર્ગે ચાલ્યા જાઓ. મારી પાછળ તમે શા માટે આવો છો?"

એટલું બોલી એ ઘવાયલા પગની પીડાની પણ પરવા કીધા વિના ઝડપથી દોડવા મંડી. એના આ ઉત્તરથી સંન્યાસી નિરાશ થયો. એ ઝડપથી જંગલના પાછલા માર્ગે દોડી જઈ એના પસાર થવાના મુખ્ય રસ્તા પર આવીને આડો ઉભો રહ્યો.

"આવો દુરાગ્રહ શા કામનો?" કહી એણે એનો માર્ગ રોકી એની સામે જરા ધમકીભરી આંખે જેયું. બાલિકાની હરિણીની જેવી ચંચળ ગતિ કોણ જાણે કેમ એનાં આગમને એકાએક મંદ પડી ગઈ.

"મોટાં કહે એમ કરવું એ નાનાંને માટે હિતકર છે. નાદાનીયતના ક્ષણિક આવેશભર્યાં આવા સ્વેચ્છાચારથી તું કેવી મુસ્કેલીમાં મુકાઈ જઈશ એનો તને કંઈ ખ્યાલ છે? શું તને શાળામાં આ પ્રકારનું શિક્ષણ મળ્યું છે?"

"મને કોઈની બ્હીક નથી. હું કોઈથી ડરતી નથી. મુંગે મોઢે માનહાની સહેવા માટે હું ટેવાયલી નથી." બાલિકાએ સંન્યાસીની આંખો સાથે આંખો મેળવ્યા વિના નીચે મોઢે જ દ્રઢતાપૂર્વક આટલું બોલવાની હિંમત કરી નાખી.

"ગમે તેમ તોય તું હજુ નાદાન ને બીનઅનુભવી છે. તારે વળી અત્યારથી માન—અપમાન શાં! વારૂ, કહે જોઉં, તારૂં નામ શું?" એના આકરા સ્વભાવ ને ઉદ્ધત જવાબથી જરાય ન ઉશ્કેરાતાં સંન્યાસી શાન્તિપૂર્વક સસ્મિત વદને બોલ્યો.

"લલિતા." નીચી નમેલી ગરદન હવે ઉંચી કરી સંન્યાસીનાં હસમુખા ને હેતાળ વદન તરફ વિલક્ષણ ભાવે જોતી એ સહસા બોલી.

"લલિતા, ચાલ, ડાહી થઈ જા. મારી સાથે ચાલ. હું તને તારા દાદા પાસે પહોંચાડી દેવા આવું છું. એટલે તારી ઇચ્છા મુજબ કદાચ દૈવયોગે મારી મુલાકાત પણ એમને ભેગાભેગી થઈ જાય!"

"ચાલો." એ હરખાતે હૈયે બોલી. "પણ એ આપણને ક્યાં મળશે? અત્યાર સુધી એ ગોવિંદ કુંડે હશે?"

"એટલામાં જ હશે. એ નહિ તો પછી આપણને એમનો કોઈ ને કોઈ સાથી તો અવશ્ય મળી જશે. પરંતુ સાંભળ લલિતા, તારા દાદા નહિ મળે, તો તને તારા સાથી સાથે મેળવી દીધા પછી મારું કામ પૂરું થશે. પછી તું મને થોભવા માટે દુરાગ્રહ ન કરીશ. એ નજરે પડે કે તું એમની પાસે જતી રહેજે. મને પાછી ઉપાધિમાં નાખતી નહિ."

"ભલે. તમે કહેશો એમ." કહી લલિતાએ મોં મલકાવ્યું. "પણ મને ખાત્રી છે કે તમારાથી એમ મને એકલી છોડીને પાછા ફરી શકાશે નહિ." એમ સ્વગત બડબડતી એ આવી હતી એ જ રસ્તે સડસડાટ પાછી ફરવા લાગી.

અજબ આકર્ષણે આકર્ષાયેલો સંન્યાસી એની સંગાથે ચાલતો હતો!

*

## ૫

દશ વર્ષ પહેલાંની આ વાત છે.

પૂર્વ બંગાળના એક સમૃદ્ધિસંપન્ન ગામડાના ઝાંપા સામે જ લોકલબોર્ડનો એક લાંબો રસ્તો પહોળો થઈને વિશાળ મેદાન વચ્ચે ભળી જતો હતો. રસ્તાની એક બાજુ પરની ખેડેલી જમીન વૈશાખ મહિનાના મધ્યાહ્ન કાળના ધામ ધખતા તાપથી ધીખી રહી હતી. થોડે દૂર એકાદ બે ખેડુતો આ ખરા બપોરના સખ્ત તાપમાં પણ પોતાનાં ખેતર ખેડી રહ્યાં હતાં. ચારે બાજુ પૂર્વ બંગાળની શ્યામ શોભા વચ્ચે ગામના ઝાંપા પાસે જ દૂર દૂર લંબાતા રસ્તા પર એક મોટી સફેદ રંગની હવેલી વૈશાખ મહિનાના તાપનો ઉપહાસ કરતી ખડી હતી. ચારે દિશાઓ મધ્યાહ્નના વિશ્રામ–સુખથી નિરવ હતી. ફક્ત એ હવેલીના બહારના એક ઓરડામાંથી થોડી થોડી વારે કોઈ મધુર બાલકંઠ સંભળાઈ રહ્યો હતો. ઓરડો વિશાળ હતો. ઓરડામાં મોટા મોટા ઢોલીઆ ઢાળેલા હતા; અને એ પર સફેદ ઓછાડથી આચ્છાદેલા ભારે

વજનના ગાદલાંઓ પાથરેલાં હતાં. અચાનક આવતા અતિથી—અભ્યાગતો અને ખુદ ઘરધણીના એ ખૂબ ખૂબ વપરાશમાં આવતા હતા એમ એના હાલહવાલ જોતાં જ સહેજે જણાઈ આવતું હતું. એ ઓરડામાં એક બાજુએ એક બાળક કેટલીક ચોપડીઓ લઈને રમતો રમતો અહીં તહીં ઘૂમી રહ્યો હતો. ક્યારેક એકાદ ચોપડી ઉઘાડીને એ એમાંની કવિતાનો ગમે તે ભાગ મોટેથી લલકારી રહ્યો હતો. એ ચોપડીઓ એની શાળાના અભ્યાસની હોય એમ લાગતું હતું. એનાં કર્ણપ્રીય કંઠ—માધૂર્યને લીધે ખરા બપોરના આરામના વખતે પણ એનાં બાલ—કંઠમાંથી સરતાં સંગીતનું ગૂંજન સાંભળનારનું દીલ બે ઘડી બ્હેલાવી દેતું હતું.

"થોડી વાર અહીં વિસામો લેવા દઈશ ભાઈ?" એકાએક ઓરડાનાં બારણા નજીકથી બોલાયલા શબ્દો બાળકને કાને અથડાયા.

એનાં ગીતનો ગુંજારવ થંભી ગયો. એણે સહસા ચકિત થઈ જઈ મોઢું ફેરવી ઓરડાનાં બારણા તરફ જોયું તો ઉંબરમાં એક વૃદ્ધ વ્યક્તિ ઉભેલી એને દેખાઈ. એની લાંબી દાઢીના સફેદ વાળ પવનથી ફરફરી રહ્યા હતા. માથા પરના સફેદ વાળ ગરદનની પાછળ ખભા સુધી વિસ્તરેલા હતા. મોટા મોટા રુદ્રાક્ષના મણકાંની વચ્ચે એટલા જ મોટા તુળસીના દાણા ગુંથેલી માળા ડોક પરથી ઠેઠ છાતી સુધી ઝૂલી રહી હતી. એ સૌમ્ય, ગૌર, શાંત મૂર્તિ સખ્ત તાપને લીધે કંઈક વ્યાકુળ થએલી જણાતી હતી.

વિસ્મિત ને વિસ્ફારીત નયને એને નિહાળતાં એ બાળકે પાસેના ઢોલીઆ પ્રતિ અંગુલી નિર્દેશ કરતા, "આ પાસેના ઢોલીઆ પર બેસીને આપ વિસામો લ્યો." એમ આદરપૂર્વક કહી એના હાથમાંની નાની પોટલીનો ભાર ઓછો કરવા પોતાનો હાથ લંબાવ્યો. આગંતુક વ્યક્તિ બાળકને પોતાના હાથમાં ઝાલેલી પોટલી આપી દઈને પ્રેમપૂર્વક એ ઢોલીઆ પર બેસી ગઈ અને સહેજ આશ્ચર્યભરી દ્રષ્ટિએ બાળકનાં મુખ સામે, જાણે આવું દ્રશ્ય જોવાની કે આવો જવાબ સાંભળવાની પોતે કદી યે આશા રાખી જ ન હતી એમ

એકી ટસે જોઈ રહી. અતિથીની પોટલી એની પાસે જ સંભાળીને મૂકી એ બાળક જાણે કંઈ સાંભરી આવ્યું હોય એમ દોડતો દોડતો તરત જ અંદરના ઓરડામાં ચાલ્યો ગયો. દોડતા દોડતા જવાથી એનાં માથા પરના મોડક ફરફરતા વાળે એના ખભા અને પીઠની સુગૌર કાંતિમાં અધિક વધારો કરી દર્શકની આંખને આનંદની હેલે ચઢાવી. એ આવનાર વ્યક્તિ બાળકને જોઈને એટલી તો મુગ્ધ થઈ ગઈ હતી કે એ પોતાનો થાક પણ ભૂલી જઈને એનાં સત્વર પાછાં આવવાની આશાએ અંદરના ઓરડાનાં બારણા સામે મીટ માંડી આતૂરતાપૂર્વક જોઈ રહી.

થોડી જ વારમાં બાળક પાછો ફર્યો. એના હાથમાં પાણી ભરેલો ચકચકીત લોટો હતો. એને દોલીઆ પાસેનાં નાનકડા સ્ટુલ ઉપર મૂકી એ જરા મલકાતે મુખે બોલ્યો: " માફ કરજો. આપને માટે કંઈક ભોજનની વ્યવસ્થા કરવાની તો હું ભૂલી જ ગયો. આજે જો દાદા ઘેર હોત તો મને જરૂર વઢ્યા વગર રહેત નહિ." એમ બોલતા ને શરમાતા-સંકોચાતા એ બાળક દોલીઆની એક બાજુએ ઝૂકી પડીને પાછા અંદરના ભાગમાં જવાનો યત્ન કર્યો; એટલે આગંતુક વ્યક્તિએ એનો હાથ પોતાના હાથમાં ઝાલી લીધો. એણે એને પરાણે પોતાની નજીક ખેંચીને પ્રેમથી પૂછ્યું :

" તારું નામ શું ભાઈ ? "

"કમલકુમાર." બાળકે મંદ મંદ મલકાતે મુખે પોતાનું નામ કહ્યું.

" અહાહા ! ગુણ તો તારા ઘાયલ કરે એવા છે જ, અને સાથે નામ પણ મન મોહે એવું જ સરસ ! "

બાળકનાં મધુર કંઠમાંથી સરતી સુધા સરસી વાણીનો લહાવ લૂંટવા આગંતુક એનાં સુંદર મુખકમલ સામે જોઈ રહી ભવ્ય લલાટ ને ગુલાબી સુરખીભર્યા ગાલ ઉપર પથરાયેલા રેશમ જેવા મુલાયમ વાળના ગુચ્છાને સરખા કરતો એને ઉપરાઉપરી જાતજાતના પ્રશ્નો પૂછવા લાગ્યો. પોતાને લાગેલા થાકની અસર તો એ જાણે તદ્દન વિસરી જ ગયો !

અને બાળક પણ અત્યંત પ્રસન્નતાપૂર્વક એના સર્વ પ્રશ્નોના એક પછી એક યોગ્ય ઉત્તર આપતો આપતો શ્રી કૃષ્ણ ભગવાન જેમ

સુદામાની તાંદુલ–પોટલી સામે તીરછી નજરે જોઈ રહ્યા હતા, તેમ એનાં પડખામાં પડેલી પોટલી સામે વિચક્ષણ ને વેધક દૃષ્ટિએ નિહાળી રહ્યો હતો.

"હાથ પગ ધોવા નથી? ક્યારનો પાણી તો લાવ્યો છું ને?" બાળકે વિનયપૂર્વક કહ્યું.

"ધોવા છે ભાઈ!" કહી એ ઉઠીને ઉભો થયો, એટલે બાળક પણ પાણી ભરેલો લોટો લઈને એની સાથે બહારના ભાગમાં આવ્યો. વૃદ્ધ હાથ–પગ ધોઈ મોં લુછીને ઘરના અંદરના ભાગમાં ટોલીઆ પર પાછો આવી બેઠો એટલે બાળક પંખા વડે એને પવન નાખવા લાગ્યો.

"જા ભાઈ, હવે પીવા માટે થોડુંક ચોકખું પાણી લઈ આવ તો!" એણે સહેજ હસીને એના હાથમાંથી પંખો લઈ લેતા કહ્યું.

"સાથે થોડું ખાવાનું પણ લઈ આવુંને?"

"ના ભાઈ, મારે ખાવું નથી. મને મુદ્દલ ભૂખ નથી."

"તો પછી બીજી કોઈ ઇચ્છા?"

"અમારા જેવા ઘરડા માણસોને તો હોકા–ચલમ પીવાની આદત હોય છે. જો તારો કોઈ નોકર–ચાકર એ લાવી આપે તો......"

"નોકર–ચાકર શા માટે? હું પોતે જ લેતો આવીશ. મારા દાદાની પાસે જ હું સુઉં છું. રાતમાં વચ્ચે વચ્ચે એ હોકો પીએ છે, ત્યારે હું જ એમને એ તૈયાર કરી આપું છું."

એટલું કહીને એ દોડતો દોડતો અંદરના ઓરડામાં ગયો અને એક ચોકખા પાણીનો ભરેલો લોટો તથા પોતાના દાદા પીતા હતા તે હોકો ભરીને લઈ આવી આગંતુક વૃદ્ધના હાથમાં આપ્યો.

"મેળવેલી તમાકુ અને દેવતાના અંગારા વિગેરે રાતદિવસ મારા દાદા અતિથી–અભ્યાગતોને માટે તૈયાર જ રાખે છે." બાળક બોલ્યો.

વૃદ્ધ આગંતુકે ધરાઈને ઠંડું જળ પીધું. પછી એને હોકો પીવા માંડ્યો બદલે ચારે બાજુ આડું અવળું જોતો જોઈને ચતુર બાળક પાછો દોડતો બહાર ચાલ્યો ગયો. ઘામ ધીખતા તાપમાં એને બહાર

જતો જોઈ વૃદ્ધ વ્યસ્ત થઇ ગયો અને મોટેથી બૂમ મારીને એને ઓરડામાં પાછો ચાલ્યા આવવાનું કહેવા લાગ્યો; પણ એ તો એનું કામ પૂરું કર્યા વિના પાછો ફર્યો જ નહિ. ક્ષણભરમાં જ એ હાથમાં એક કેળનું પાંદડું લઇને પાછો ફર્યો.

"ખરેખર, તું બહુ જ બુદ્ધિમાન છે." એના હાથમાંથી કેળનું પાંદડું લેતાં લેતાં વૃદ્ધ અત્યંત પ્રેમથી બોલ્યો. "જુદા જુદા માણસોનાં મોઢાંમાં ફરેલો હોકો કંઇ બધાય માણસો એમને એમ પીતાં નથી, એનું તેં સારું ધ્યાન રાખ્યું લાગે છે ભાઈ!"

કેળનાં પાંદડાને હોકાની નાળની આડે રાખીને વૃદ્ધે હોકો પીવા માંડ્યો. બાળક એકચિત્તે એ સર્વ નિહાળી રહ્યો.

"તમને એકતારો વગાડતાં આવડે છે?" બાળકે અંતરમાં રમી રહેલી કુતૂહલ વૃત્તિને વ્યક્ત કરતો પ્રશ્ન કર્યો.

"ના ભાઇ!" વૃદ્ધે હસીને સ્નેહભર્યા સ્વરે ઉત્તર આપ્યો.

"ત્યારે વીણા તો જરૂર વગાડી જાણતા હશો?"

"ના ભાઈ, મને તો એવું કોઈ વાજિંત્ર વગાડતાં આવડતું નથી. પણ એ ભલભલા વીણાધારીને પણ એક દિવસ તારી સામે ઉભા રહેવું પડશે એમ તને જોઇને—તારાં લક્ષણો જોઇને મને ચોક્કસ લાગે છે."

બાળક એનાં આ વખાણથી સંતુષ્ટ ન થયો. ઉદાસ થઇને એ જ્યાંનો ત્યાં બેસી રહ્યો. એટલામાં ઓરડાની બહાર—આંગણામાંથી એકાએક કોઈનો અવાજ આવ્યો: "બાબાભાઈ, થોડુંક પાણી પાઓ તો!"

એણે ઓરડામાંથી બહાર આવીને જોયું તો આંગણામાં એક બાજુ હળ નાખીને એક ગરીબ ખેડુત પોતાનાં મેલાંઘેલાં કપડાંવતી શરીર પરનો પરસેવો લૂંછતો ઉભો હતો.

"નિલુભાઈ, ઘરમાં આવ. એક સાધુ મહારાજ આવ્યા છે. તેમને મળ એટલે હું તને પાણી પણ લાવી આપું છું." બાળક એ ખેડુતને સંબોધીને બોલ્યો.

ખેડુત અંદરના ભાગમાં આવ્યો. થોડીવારમાં પાણીનો લોટો ભરીને પેલો બાળક ઓરડામાં આવી રહ્યો. એણે જોયું કે એક અપૂર્વ

ભાવની નિસ્તબ્ધતા આખાયે ઓરડામાં પથરાઈ ગઈ હતી. ઢોલીઆ પર બેઠેલ પેલી વૃદ્ધ વ્યક્તિ હોકાની નળી મોઢાંમાં રાખી એકી નજરે નીચેની ફરસબંધી પર બે હાથ જોડીને બેઠેલા ખેડુતની સામે જોઈ રહી હતી.

"મહારાજ, હોકો કેમ પીતા નથી?" આગંતુક વૃદ્ધ વ્યક્તિને હોકાની નળી મોઢામાં રાખીને સ્તબ્ધ બેઠેલા જોઇને બાળક બોલ્યો.

"પીઉં છું ને ભાઈ!" બાળકના શબ્દો કાને અથડાતાંજ સચેત થઇને વૃધ્ધે હોકાના એક બે ગોટ પીધા અને તરતજ જમીન પર બેઠેલા પેલા મલીન વસ્ત્રધારી ખેડુતની પાસે હોકો મૂક્યો.

"ગુરૂ ચરણે મન રાખજે અને ધર્મ—નીતિથી જરાયે ડગતો નહિ." ડાબા હાથની આંગળી ખેડુત સામે ચીંધીને વૃદ્ધ બોલ્યો.

વૃદ્ધનાં વચનને માથે ચઢાવી ખેડુતે જમીન પર લાંબા થઇને પ્રણામ કર્યાં. એમનું માન રાખવા ખાતર એણે હોકાની નાળ મોઢાંમાં રાખી એકાદ બે દમ માર્યા, ત્યાં તો પેલો વૃદ્ધ એકદમ ઉભો થઈ ગયો. પોતાની પોટલી ઉપાડી લઇને હસતે મોઢે 'આવજો ભાઈ' કહી એ ઓરડામાંથી સત્વર બહાર નીકળી જઈ આજુબાજુ નજર ફેરવ્યા વિના ધોમ ધખતા તાપમાં રસ્તે પડ્યો. બાળક તેમજ ખેડુત બંને વૃદ્ધનાં આવાં વર્તનથી સ્તબ્ધ થઈ ગયા. ખેડુતનાં મોઢાંમાંથી હોકો નીચે જમીન ઉપર પડી ગયો. બાળકે નીચે બેસી હાથમાંના લોટામાંથી થોડું પાણી એનાં મોઢાં ને કપાળ ઉપર છાંટયું, એટલે એ જરા શુદ્ધિમાં આવ્યો. બંને પરસ્પરની સામે સંજ્ઞાહીન બની ટગરટગર જોઈ રહ્યા.

એકાએક હાથમાંનો લોટો પાસેની ટીપોઈ પર મૂકી વિજળીના ચમકારાની જેમ ચમકીને બાળક જમીન ઉપરથી ઉભો થઈ ઓરડાની બહાર દોડી ગયો. ઉતાવળા ઉતાવળા રસ્તા પર આવીને એણે જોયું કે એ આગંતુક વૃદ્ધ મૂર્તિ પોતાનાથી ઘણે દૂર સખ્ત તાપમાં ઝડપથી રસ્તો કાપતી આગળ વધી રહી હતી.

"મહારાજ, ઓ મહારાજ!" બાળકે ઘાંટો ફાટી જાય એટલી મોટેથી બૂમ મારી.

પણ એ વૃદ્ધ તો એક ધ્યાને આગળ વધતો જ રહ્યો. પોતાનો અવાજ એ આગળ ધપી રહેલ વ્યક્તિને સંભળાતો નથી, એમ ધારી બાળકે એની પૂંઠે દોટ મૂકી. સખ્ત તાપથી તપી રહેલા રસ્તા પર દોડતા એના સુકોમળ પગ દાઝવા લાગ્યા. એનું નાજુક શરીર ગરમ બની લાલચોળ થઈ ગયું. આખાં શરીરેથી પરસેવાના રેલા નીતરવા લાગ્યા.

"મહારાજ, ઓ સાધુ મહારાજ!" થોડેક પાસે પહોંચતા બાળકે પાછી ફાટયા અવાજે બૂમ મારી.

વૃધ્ધે ઉભા રહી જઈ પાછળ જોયું. બાળકની એ પાગલ અવસ્થા જોઈ એ ઉતાવળે પગલે એની સામે આવવા લાગ્યો. બન્ને પાસે પાસે આવી પહોંચતા કોઇ અજબ ઉત્તેજનાથી વૃદ્ધના હાથ લંબાયા. એણે બાળકને એકદમ ઉંચકી લઇને પોતાની છાતી સરસો ચાંપી દીધો.

"આ શું કર્યું ભાઇ? આમ શા માટે સખ્ત તાપમાં દોડતો મારી પાછળ આવ્યો?" વૃદ્ધ વ્યગ્ર કંઠે બોલ્યો.

"મહારાજ...મહારાજ!" એની આંખો ભરાઈ આવી.

"શું છે ભાઇ? તને શાનું ઓછું આવ્યું?"

"મેં તમને પ્રણામ પણ કર્યા નહિ, ને તમે એકાએક ચાલ્યા ગયા!" વૃદ્ધની કેડ પરથી નીચે ઉતરવાનો યત્ન કરતાં બાળક મધુર સ્વરે બોલ્યો.

"પ્રણામ કરતા પણ તેં મને બહુજ ભારે વસ્તુ આપી છે ભાઈ!" બાળકને જમીન પર ઉતરવા ન દઇ બમણા આદરથી છાતી સરસો ચાંપીને વૃદ્ધ બોલ્યો. "આવા શેકાઇ જવાય એવા સખ્ત તાપમાં તું પાછો કેમ કરીને જઈ શકીશ? આ તારા સુકોમળ પગે તો ફોલ્લા ઉઠશે!"

"એની મને પરવા નથી; પણ મહારાજ, મને એ તો કહો, કે આપે નિલુભાઇને શું કહ્યું? 'ગુરૂ ચરણે મન રાખજે. અને ધર્મ–નીતિથી જરાય ડગતો નહિ!' એ વાક્યનો અર્થ શું? ગુરૂ તો પૂજનીય

કહેવાય. ગુરૂ કોને કહેવાય? ગુરૂ શા માટે જોઇએ?" એક ધારા શ્વાસે એક સામટા બે ત્રણ પ્રશ્નો પૂછી બાળક વૃદ્ધની સામે ઉત્સુક નજરે ઉત્તરની રાહ જોઈ રહ્યો.

"વખત આવે તું આ બધી વાતનો અર્થ સમજી શકીશ. ભાઈ, તારે એ જાણવા–સમજવાનો હજી વખત નથી આવ્યો." બાળકનું માથું અને મોઢું પોતાની ખાંધ પર રાખી પ્રેમથી પંપાળતા પંપાળતા વૃદ્ધે એને સમજાવી લેવા માંડ્યો.

"ત્યારે નિલુભાઇને એ કેમ કરી સમજાયું? એ ખેડૂત શું એટલું બધું ભણ્યો–ગણ્યો છે કે?" વૃદ્ધના ખુલાસાથી અસંતોષ પામી બાળકે પાછો પ્રશ્ન કર્યો.

"એ સરળહૃદયી ભક્ત માણસ છે. એને સમજવાનો વખત આવી પહોંચ્યો છે, એટલે એ સમજે છે. તું પણ વખત આવે એ બધુંય સમજી શકીશ. તારી આ ઉત્કંઠા ને જીજ્ઞાસા જોતાં તારે માટે પણ એ સમય જલ્દી આવશે, એમ મને લાગે છે. જા, અત્યારે ઘેર જા. તાપ વધતો જાય છે. તારા દાદા તારી ચિંતા કરશે."

"દાદા તો ક્યારના બહાર ગયા છે. એમની ગેરહાજરીમાં અતિથી અભ્યાગતોનો આદરસત્કાર કરવાનું કામ મને જ સુપ્રત થયું છે. આપ આમ કંઇપણ ખાધાપીધા વગર ચાલ્યા ગયા એમ દાદા જાણશે ત્યારે એ મને શું કહેશે એની આપને ખબર છે?"

"કંઈ કહેશે નહિ. એમને આ બધી વાત ધીમેથી સમજ પાડીને કહી સંભળાવજે, એટલે એ બધું સમજી જશે અને તને જરાય ઠપકો નહિ આપે. ખરેખર! એ મહા ભાગ્યવાન ગૃહસ્થ છે કે એમને ઘેર તારાં જેવાં છોકરાં જન્મ્યાં છે. તેં મારો સુંદર સત્કાર કર્યો છે. હવે તું ઘેર જા, ભાઈ."

"આ તો તમે મને પટાવવાની વાત કહી મહારાજ!" કહી મુગ્ધ બાળકે ફરીને એ વૃદ્ધના ખભા પર પોતાનું માથું મૂકી દીધું. એને ક્ષણભર સ્નેહાલિંગન કરીને ધીરે ધીરે અનિચ્છાપૂર્વક નીચે ઉતારી

વૃધ્ધે કહ્યું: "હવે તું મારું કહ્યું માનીને જલ્દી ઘેર જા, ભાઇ. વળી પાછા આપણે ક્યારેક..."

અધુરે વાકયે એ વૃદ્ધ એકદમ પાછળ ફરીને અતી ઉતાવળે પગલે રસ્તે પડ્યો. એણે એક પણ વાર પાછળ નજર કરીને જોયું નહિ.

આ વેળા બાળકે આગ્રહ કરીને એને જતો રોકયો નહિ, પરંતુ ઘેર પાછા ફરવાને બદલે એ ધગધગતા તાપમાં જ્યાંનો ત્યાં ઉભો રહી સ્થિર આંખોએ એ વિલક્ષણ વ્યક્તિની પીઠ પાછળ કોણ જાણે કયા ભાવે ને શા વિચારે જોતો જ ઉભો રહી ગયો!

આવો વિલક્ષણ ને અપરિચિત અભ્યાગત એ કોણ હશે વારુ?

*

## ૬

શહેરમાં દર અઠવાડિયે અમુક દિવસે ભરાતા મેળાને ગુજરી કહે છે. ગામડામાં આવા મેળાને હાટ કહે છે. હાટનો અર્થ બજાર થાય છે. એમાં આજુબાજુના ઘણાખરા ગામડાના લોકો પોતપોતાની વસ્તુઓ, ઢોર–ઢાંખર, અનાજપાણી વિગેરે લઈ વેચવા યા અદલો–બદલો કરવા આવે છે. જમાનાજૂનો આ રીવાજ છે, અને આજે પણ સુરત, વડોદરા જેવા મોટા શહેરોમાં એ જેમનો તેમ પળાતો આવ્યો છે. જે ગામમાં આવો હાટ ભરાય છે, તે ગામલોકોનો તે દિવસે આનંદ સમાતો હોતો નથી.

એ 'હાટ'નો દિવસ આજે હતો. ગામની બરોબર વચ્ચે આવેલા ચોકમાં ચારે બાજુ હારબંધ હાટ લાગી ગયા હતા. આસપાસના સંખ્યાબંધ નાનાં નાનાં ગામડાંઓમાંથી લોકો હાટની મજાહ લૂંટવાને મોટી સંખ્યામાં ઉતરી પડ્યા હતા. આજે ગામનો દેખાવ સ્વર્ગના નંદનવનથી પણ અદકો આનંદિત ને સુશોભિત દેખાતો હતો. ગામ પરગામના રહીશો ચોકમાં ચોમેર ફરતા વિવિધ આનંદ લૂટતા અહીં

તહીં ઘૂમી રહ્યા હતા. હાટોની અંદર અને બહાર ઓટલા ઉપર ચારે બાજુ જુદી જુદી વસ્તુઓની આપ–લેના સાટા–સોદા થઈ રહ્યા હતા. ગામડાંઓમાં વેચવા આવેલી વસ્તુઓ કીફાયત ભાવે ખરીદી લેવાને વેપારીઓ જેમ વ્યગ્ર બનીને આગ્રહપૂર્વક યત્નો કરી રહ્યા હતા, તેમ માલ વેચનારા ગામડીઆઓ પણ મનમાની કમાણી કરવાને અત્યંત ઉત્સુક દેખાતા હતા. બન્ને પક્ષ વચ્ચે જાણે હારજીતની રમત રમાઈ રહી હોય તેમ ભારે રકઝક અને ખૂબ ખેંચાતાણુ થઈ રહી હતી. શાકભાજી ફળફુલ અને ધાન્યના ઢગલાઓ ધીમે ધીમે લૂંટના માલની જેમ બજારમાંથી કમી થઇ રહ્યા હતા. ફક્ત સુકી ચીજો જ દુકાનોમાં પડી રહેલી નજરે પડતી હતી. એ પડી રહે તોય નુકસાની જવાનો જરા જેટલો ય ભય ન હોવાથી વેપારીઓ એના મરજી મુજબ દામ ઉપજાવવા આગ્રહ રાખતા હતા.

સાંજ પડવાની હવે બહુ વાર રહી ન હતી. પોતાનાં દૂર આવેલાં ગામે પાછા જઈ પહોંચવાનું હોવાથી વણકરો રંગબેરંગી કાપડ–ટુવાલ, પંચીઆ, ઓઢણીઓ, સાડલા વિગેરે ભેગાં કરીને ગાંસડીઓ બાંધવાની ધીરે ધીરે તૈયારી કરી રહ્યા હતા. ત્યાં રકઝક કરીને સસ્તા ભાવે ખરીદી કરવાને ટેવાયેલા ગ્રાહકો આવીને બંધાતી ગાસડીમાંથી એકાદ બે કપડાં ખેંચી લઈ ને એની ઓછામાં ઓછી કિંમત ઠરાવવાનો યત્ન કરી રહ્યા હતા. મણી-આરની દુકાનોનો ઝળહળાટ સૂર્યનાં કિરણ ઓછાં થવાથી કમી થઈ ગયો હતો. મોદી દુકાનના ઓટલા પર અટલ અને અચળ ભાવે બેસીને બાંધેલા ભાવે જ માલ વેચતો હોવાથી ત્યાં જરા ય ધમાલ ન હતી. એક પર બીજી દેગડીઓ ચઢાવીને ગોઠવેલાં ત્રાંબા, પિત્તળ અને એલ્યુમીનીયમના વાસણોની દુકાન પર ગામડાંની સ્ત્રીઓની ભારે ભીડ જામી હતી. રસોઈ કરવાનાં નાનાં–મોટાં વાસણોને વારંવાર જોઈ–તપાસીને એ ભાવ નક્કી કરતી હોવાથી ત્યાં ભારે ઘોંઘાટ થઈ રહ્યો હતો.

થોડે દૂર ગામની એકની એક નિશાળ આવેલી હતી. બરાબર પાંચ વાગે એ બંધ થતાં જ બાળકોનાં ટોળેટોળાં કીલકીલાટ કરતાં મણીઆરની દુકાન પર આવી પહોંચ્યા. પેન્સીલ, ફીત્તા, પાટી, પથ્થર પેન, ફુટપટી, કાગળ વિગેરેની ઉપરાઉપરી માગણી કરવાથી ત્યાં ગડબડનો પાર રહ્યો

નહિ. રસ્તા પર જામેલી ભારે ભીડમાં કંઈ કેટલા ભિખારીઓ માંડમાંડ માર્ગ કરતા કરતા કરુણાજનક વાણીમાં યાચના કરી લોકોને પીગળાવવાનો પ્રયત્ન કરી રહ્યા હતા.

ભક્તિરસમાં તરબોળ થઈ ગયેલો એક મસ્ત દશા અનુભવતો ભગવાધારી ભિક્ષુક પોતાના જરીપુરાણા તંબુરાના તાર ઝણઝણાવીને મીરાંબાઈનું ભાવભીનું ભજન લલકારી રહ્યો હતો. એની મીઠી મોહક ગળી સાથે તંબુરાના સૂર ને મંજીરાનો રણકાર તાલમેળ લઈ રહ્યા હતા.

**: ભજન :**

પાયોજી મેં તો રામ રતન ધન પાયો.
વસ્તુ અમોલખ દી મારે સતગુરૂ...કિરપા કર અપનાયો...મેં તો
જનમ જનમકી પૂંજી પાઈ...જગમેં સભી ખોવાયો,
ખરચે નહિં કોઈ, ચોર ન લેવે...દિનદિન બઢત સવાયો...મેં તો
સતકી નાવ ખેવંટિયા સતગુરૂ...ભવસાગર તર આયો,
મીરાકે પ્રભુ ગિરિધર નાગર...હરખ હરખ જશ ગાયો...મેં તો

નોકરોના માથા પર ખરીદેલી વસ્તુઓનાં પોટલાંઓ ઉંચકાવીને ગામના બે ઉંચ કોમના માણસો લોકોની ભીડ ભેદીને જઈ રહ્યા હતા. એ બે માણસો પૈકી એક માણસ તંબુરા ને મંજીરા સાથે મીરાબાઈનું ભજન ગાતાં પેલા મસ્ત ભક્ત ભિક્ષુકની પાસે એક બાળકને ઉભેલો જોઈને ચમક્યો.

"કુમાર!" આસપાસ ટોળે વળેલા લોકોને ધક્કા મારીને ભીડમાંથી માર્ગ કરી એ બાળક પાસે જઈને એ વ્યસ્ત ભાવે મોટેથી બોલ્યો, "તું! અહીં આ વેશે ક્યાંથી? તારા દાદા ક્યાં છે? તું કોની સંગાથે અહીં આવ્યો છે?"

"કોઈની સાથે નહિ. હું તો...અરે...ના...ના...હરિદાસની સાથે આવ્યો છું." ભીડ ભેદીને પોતાની છેક પાસે આવનાર માણસનાં મોં સામે જોઈને બાળક બોલતાં બોલતાં પાછું ફેરવી તોળ્યું.

"ક્યારનો આવ્યો છે? અને તારું મોઢું આમ કેમ થઈ ગયું છે? આખો દિવસ કંઈ ખાધુંપીધું લાગતું નથી! ન્હાયો–ધોયો પણ નથીને?"

એમાંના એકે સવાલનો જવાબ પૂછનારને ન મળ્યો.

"તારી સાથેનો એ હરિદાસ છે કોણ?" એ માણસે એનાં મૌનથી હતાશ ન થતાં પાછું પૂછવા માંડ્યું. "તારા ગામના પેલા વૈરાગીનો રખડુ છોકરો તો નહિં? તારા દાદાને આ વાતની ખબર પડશે તો!"

"તમે તે ભલા કેવા માણસ છો?" એ માણસ સાથેના બીજા માણસે એને સંબોધીને કહ્યું. તમારે ને એને શું સગપણ છે? નાહક પારકા પંચાતમાં પડવાનું પ્રયોજન શું? એનાં ઘરનાંને એની એવી કોઈ દરકાર નથી, તો પછી તમારે શું?"

"તમે ભૂલો છો ભાઈ, એ કોઈ અજાણ્યાનો બાળક નથી. હું એને બહુ જ સારી પેઠ ઓળખું છું. એ અમારા સન્યાલ મહાશયની છોકરીનો છોકરો છે. એને એ આંખની કીકી જેવો ગણે છે. એને એ શ્વાસ ને પ્રાણ સમાન વહાલો છે. એટલે જ એને આ વેશે અહીં જોતાં મારૂં દીલ દ્રવી ગયું છે. કોઈ દિવસ નહિ ને આજે જ કોણ જાણે કેમ આવા વૈરાગીના રખડેલ છોકરા સાથે પોતાનાં ગામથી આટલે ત્રણ ચાર કોશ દૂર આવ્યો છે. સન્યાલ મહાશયને તો તમે પણ ક્યાં નથી ઓળખતા?"

"અરે વાહ! આ બાજુના પાંચ દશ કોશમાં એમને કોણ ન ઓળખે? એ તો પ્રાતઃસ્મરણીય પુરૂષ છે!"

"અને આ બાળકને પણ તમે શું સમજો છો? જેવું એનામાં રૂપ છે, એવા જ એનામાં ગુણ છે. એની ચાલચલગત, વિવેક બુદ્ધિ, ભણવા-ગણવાની ચાલાકી વિગેરે જો તમે જાણો તો અત્યંત આશ્ચર્ય-ચકિત જ થઈ જાવ! અને એટલા જ માટે મને વિચાર આવે છે કે એ આજે અહીં આ હાલતમાં કયાંથી?" પોતાના સાથીને એ બાળક સંબંધી આટલું કહેતા કહેતા એ માણસ ગળગળો થઈ ગયો.

"કુમાર! સાંજ પડવા આવી છે. ચાલ. હવે પાછાં ઘેર આવવું છે ને? મારૂં કહેવું સાંભળે છે કે?" એ જરા જોરથી ઘાંટો પાડી બોલ્યો.

"મારે આ ભજન સાંભળવું છે. હમણાં ક્યાંય આવવું-જવું નથી." બાળક બેપરવાઈથી જવાબ આપ્યો.

"ભલે, જેવી તારી મરજી. પણ કુમાર, તેં મને ઓળખ્યો ખરો કે નહિ? આ વૈરાગી તને શા માટે પોતાની સાથે અહીં લાવ્યો છે?"

"હું તમને બહુ સારી પેઠે ઓળખું છું. તમે મારા દાદાના શિષ્ય છો. કંઈ કેટલી વાર તમે મારે ત્યાં એમને મળવા આવ્યા છો. વિશેષમાં આ વૈરાગી હરિદાસ મને અહીં લાવ્યો નથી, પણ હું સ્વેચ્છાથી એની સાથે અહીં આવ્યો છું. પણ અરે! એટલામાં એ ક્યાં ચાલ્યો ગયો? જોયુંને? તમારી સાથે વાત કરવામાં હું રોકાયો એટલામાં એ નજર ચુકાવી અલોપ થઈ ગયો. હવે મારે એને પાછો શોધી કાઢવો પડશે. તમે તમારે જાવ. તમને મોડું થશે." એટલું કહી બાળકે બીજી તરફ જવા પીઠ ફેરવી.

બાળકનો દૃઢ નિશ્ચય જાણ્યા પછી બંને જણા આશ્ચર્યચકિત થઈને ક્ષણભર એનાં મોઢાં સામે તાકી રહ્યા. પછી એને ચાલ્યો જતો જોઈને પેલા માણસે ચુપકીદીનો ભંગ કરીને એને સમજાવી જોવાનો છેલ્લો પાસો ફેંકતાં પૂછ્યું: "એ વૈરાગીએ તને એવું તે શું જાદુ કર્યું છે, કે તું આવી ગાંડી ઘેલછા સેવી એની પાછળ ભટકી રહ્યો છે?"

"તમે એ સમજી શકવાના નથી, તેમ હું તમને એ સમજાવી શકું એમ નથી." કહી બાળકે ત્યાંથી ચાલ્યા જવાને બે ડગલાં ઉપાડ્યાં.

"પણ સાંજ પડવા આવી છે ભાઈ! આમ અત્યારે હવે એની પાછળ ક્યાં જાય છે?" કર્તવ્યવિમૂઢ ભાવે બે કદમ આગળ વધી એ માણસ એ બાળકની પાછળ જતાં બોલ્યો. "હવે તું તારે ગામ પણ પાછો જઈ શકીશ નહિ. આવી અંધારી રાતે ક્યાં જઈશ? ક્યાં રહીશ? જોઈએ તો એ તારા સાથી હરિદાસને પણ બુમ પાડીને બોલાવી લે, અને એને સાથે લઈને તું મારે ઘેર ચાલ. પછી કાલે સવારે..."

"મહેરબાની કરી તમે નકામી મગજમારી ન કરો. હું કોઈપણ સંજોગોમાં તમારી સાથે તમારે ત્યાં આવી શકીશ નહિ. આપ આપને

રસ્તે જાવ અને મને મારે માર્ગે જવા દ્યો." એમ કહેતાં બાળકે ઉતાવળે પગલે લોકોની ભીડમાં ભળી જવાનો યત્ન કર્યો.

એ હિતેચ્છુ ઝળઝળીયાંભરી આંખે એને જતો જોઈ રહ્યો!

* * *

રાત બીહામણી હતી. સર્વત્ર ઘોર અંધકાર છવાયેલો હતો. ગામની નિશાળના પાછળના વરંડાના એક ખુણામાં ગીતનો મંદમંદ ગુંજન ધ્વનિ તમરાના તીણા અવાજમાં મળી જતો હતો.

"ભાઈ કુમાર, મને ડર લાગે છે. તું ઘેર પાછો ચાલ્યો જા. બધા મને......"

"તું કઈ જાતનો વૈરાગી છે હરિદાસ? તને ડર લાગે છે? શાનો ડર લાગે છે?"

"એની તો મને કંઈ સમજ પડતી નથી; પણ તારા દાદા..."

"તને પકડી પાડશે, અને મને તારી સાથે જોતાં તને વઢશે, એમજ ને? પણ તું એની ફીકર ન કર. આપણે વહેલી સવારમાં ઉઠીને ઉતાવળે પગલે જેટલે બનશે એટલે દૂર—કોઈની નજરે ન પડાય એટલે દૂર ચાલ્યા જઈશું."

"આપણે ગમે એટલે દૂર ચાલ્યા જઈશું તોય ઘણુંય જવાનું બાકી રહેશે ભાઈ. રસ્તો કંઈ ખૂટતો હશે! જેટલું ચાલીશું એથી હજાર ઘણું ચાલવાનું બાકી રહેશે ભાઈ!"

"તો આપણે પણ ચાલવું ચાલુજ રાખીશું. આખરે એક દિવસ તો રસ્તો ખૂટી જ જશે. નામ તેનો નાશ ને આદિ તેનો અંત, તો હોય જ! હું નથી ધારતો કે આપણે જે રાહે પળી રહ્યા છીએ તે અનાદિ ને અનંત છે!"

"એવાં ફિલ્સુફીના વિચારો હમણા પડતા મુક. તેં આજે આખા દિવસમાં કંઈ ખાધુંપીધું નથી. મારી પાસે થોડા કાચા ચોખા છે. પણ એ તારાથી કેમ કરી ખવાશે?"

"શા માટે નહિ ખવાય? 'પ્રેમ ન જુએ જાત–કજાત ને ભૂખ ન જુએ ટાઢો ભાત.' એ ઉક્તિ અનુસાર હું તો એ ખુબ આનંદથી ચાવી ચાવીને ખાઈ જઈશ. કારણ કે મને અત્યારે કકડીને ભૂખ લાગી છે."

"પણ કદાચ એનાથી તારી તબિયત બગડી જાય તો! અને તારા દાદાને પાછળથી આ બાબતની ખબર પડે તો!"

"પાછી એની એ જ વાત! હવે જો એ વાત કાઢશો તો હું અત્યારે જ આ અંધારી રાતે જ ગમે ત્યાં ચાલતો થઈ જઈશ." બાળકે અંતે કંટાળીને ધમકીનો આશ્રય લીધો.

"ભલે ભાઇ! તારી એવી જ ઇચ્છા છે તો એ સંબંધમાં હું કંઇ નહિ બોલું. લે, આ ચોખા ખાઈ લે ને પછી આ પીછોડી ઓઢીને નિરાંતે સુઈ જા."

બાળકે કાચા ચોખાથી ક્ષુધાને શાન્ત કરી સુવાને પીછોડી પાથરવા માંડી, એટલે પાછો હરિદાસ લાગણીભર્યા શબ્દોમાં બોલ્યો: "લે આ ઝોળી. ઓશીકાની જગાએ માથાં નીચે રાખ. રાત પડી ચુકી છે, અને વહેલી સવારે તો પાછું આપણે રસ્તે પડવું છે. માટે જલદીથી શાંતિથી થોડીક વાર સુઈ જા."

"હરિદાદા, તમે ધૂળમાં હાથ પર માથું રાખીને સુઓ અને હું ઝોળીનું ઓશીકું કરીને સુઉં, એ કદી બનશે નહિ."

"હવે ચૂપચાપ સુઈ જાય તો મોટી મહેરબાની."

"ભલે, અત્યારે તો હવે હું કંઇ વધુ બોલતો કે કરતો નથી પણ હવે પછી હું જે કંઈ કરીશ એ તમે જોજો."

"એ તો હું અત્યારથી જ સમજી ગયો છું ભાઈ. હવે નિરાંતે સુઈ જા!"

* * *

ટોળાબંધ માણસોના પગરવ અને એમની વચ્ચે થતી તરેહતરેહની વાતોના અવાજથી તેમજ આંખો પર ફાનસોનો પ્રકાશ પડવાથી કુમાર અને હરિદાસ બેઉની ઉંઘ ઉડી ગઇ. સફાળો ઉઠીને બેઠો થાય એટલામાં તો કુમાર લોકોના ટોળામાંથી લંબાયેલા બે હાથમાં પકડાઈ ગયો: અને આ રહ્યો...અહીંયા જ છે....મળી ગયો...આપણે લોકો એમની પર આંખ રાખીને આવી અંધારી રાત્રે આટલે દૂર તપાસ કરવા આવવા નીકળ્યા ત્યારે મને તો ડર લાગતો હતો, કે કદાચ એ

અને ક્યાંક ચાલ્યા જશે. તમે આવ્યા ન હોત તો મને તમારો ફિટકાર મળત. તમારી પાસે જેને મોકલ્યો હતો એ ઘોડાની જેમ દોડતો ગયો હોય એમ લાગે છે!' એમ કોઇનો ઉલ્લાસસૂચક અવાજ સંભળાયો.

એ અવાજનો ધીમો પણ સંમતિસૂચક ઉત્તર મળ્યો. એ અવાજ કાઢનાર માણસ એથી કુંઠિત થઇ એક બાજુએ ઉભેલા હરિદાસ પર તૂટી પડ્યો અને તેને ખભેથી પકડી મોટેથી બોલવા લાગ્યો :

"એક સારા ઘરના અણસમજુ ને નાદાન છોકરાને આમ નસાડી જનાર રખડેલ ઢોંગી! તું તે વૈરાગી છે કે ધુતારો? આજે તો તને એવો પાંસરોદોર કરીશું કે ફરીથી જીંદગીમાં તું આવા ધંધા નહિ કરે!"

"ખબરદાર! એ નિર્દોષ છે. એને કોઇ કંઇ જ કહેશો નહિ." એટલું કહી હરિદાસના ખભો પેલા માણસના હાથમાંથી છોડાવી દઇ એ વૃદ્ધ વ્યક્તિ કરૂણાજનક શબ્દોમાં બોલી: "હું જાણતો જ હતો કે આમ જ બનશે. પણ જ્યાં સુધી હું જીવતો રહું ત્યાં સુધી તો મારી સાથે તું રહેજે જ કુમાર! મને લાગે છે કે હવે હું ઝાઝા દિવસો જીવવાનો નથી. મારાં જીવનનાં છેલ્લા દિવસોને તારાં સાંનિધ્યની જરૂર છે, બેટા! એટલા દિવસ મારી સાથે રહી મારી સેવા કરશે તો બસ. બીજી કોઇ ઇચ્છા મને નથી." એટલું કહેતાં વૃદ્ધની આંખો આંસુથી છલકાઇ ગઇ.

એની છાતી સરસો ચંપાયેલો બાળક અત્યાર સુધી પત્થરની જેમ કઠિન હૃદય કરીને સ્તબ્ધ થઇ ગયો હતો. કંઇક બોલવાની– કંઇક કહેવાની ઇચ્છા છતાં એની જીભ તાળવે ચોંટી ગઇ. એની આંખમાંથી પણ દડ દડ પાણીનાં ટીપાં સર્યાં. એ વધુ જોરથી વૃદ્ધ દાદાની વિશાળ છાતીમાં મોઢું છુપાવી ડુસકાં પર ડુસકાં ભરવા લાગ્યો. એનું મૌન કેમ જાણે એનાં તરફથી જવાબ ન દેતું હોય કે "દાદા! હું તમારી આજ્ઞા ઉથાપીશ નહિ. તમારૂં ઘડપણ ખરાબ કરીશ નહિ. તમારૂં દીલ દુભાવીશ નહિ."

એ વૃદ્ધ પુરૂષ બીજા કોઇ નહિ પણ સન્યાસ મહાશય પોતે હતા!

*

# ૭

વિસ્તૃતહૃદયા નદી અવિરત—અસ્ખલિત પ્રવાહે વહી રહી હતી. એનાં વિશાળ વૃક્ષોથી છવાયેલા કિનારા પર એકાદ શહેર કે જીલ્લાની હકુમત હતી. એના શીઘ્રગતિએ વહેતાં જળપ્રવાહ પર નાચતી કુદતી એક નાની હોડી આસ્તે આસ્તે કાંઠે આવીને લાંગરી અને એમાંથી બે ઉદાસીન મૂર્તિ કિનારે ઉતરી. એ બે મૂર્તિઓ પૈકીની એક અતિ તરુણ—કિશોર કહીએ તો ચાલે એવી હતી જ્યારે બીજી પૂર્ણ યુવાન હતી.

"આખરે શહેરમાં જ પહોંચાડ્યાને બ્રહ્મચારી!" પોતાનાથી અધિક વયની વ્યક્તિને સંબોધીને કિશોર બોલ્યો. "અહીંયા તો આપના ગુરુદેવનો વાસ છે ખરું ને? આટલી બધી ભરચક વસ્તી વચ્ચે? ચાલો, હવે આપણે જઈએ."

"ત્યાં જઈને જોજે કે આટલી બધી ભરચક વસ્તી વચ્ચે એ સર્વ વ્યક્તિ કેમ વાસ કરી રહે છે!" અધિક વયની વ્યક્તિએ કિશોરને કહ્યું.

થોડીવારમાં બંને એક મકાનની સામે આવીને ઉભા રહ્યા. અધિક વયની વ્યક્તિ જે બ્રહ્મચારી તરીકે ઓળખાતી હતી એણે આગળ જઈને કોઇનું નામ લઇને બૂમ મારી, એટલે એ મકાનમાંથી એક રૂપાળો યુવક બહાર આવ્યો અને બ્રહ્મચારીને જોઇને હર્ષપૂર્વક 'પધારો, પધારો દાદા, કેટલે દિવસે દર્શન દીધાં!' કહી આદરસત્કાર કરતા બ્રહ્મચારીની સાથેના તરુણ પર એની નજર પડી. એ ક્ષણભર એનાં કાંતીમાન વદનકમળ પ્રતિ જોઇ જયાંનો ત્યાં સ્તંભિત થઇ ગયો.

"એ મારી સાથે છે. મારો એ નાનો ભાઈ છે." મકાનમાંથી બહાર આવેલા એ રૂપાળા યુવકનાં મનની મુંઝવણ સમજી જઇને બ્રહ્મચારી હસીને બોલ્યો.

"ભલે ભલે, ખુશીથી પધારો." કહી એ યુવક આગળ ચાલી અભ્યાગતોને રસ્તો દેખાડતો દેખાડતો બંનેને અંદરના એક ઓરડામાં લઈ ગયો. એ ઓરડામાં ઉંમરે પહોંચેલ એક વ્યક્તિ બેઠી હતી. બ્રહ્મચારીએ એમની નજીક જઈ જમીન પર લાંબા થઈ એને પ્રણામ કર્યાં. કિશોરે પણ બ્રહ્મચારીનું અનુકરણ કરી એમને પ્રણામ કર્યાં. પણ એમ કરતા એની સામે બરાબર બારીકાઇથી જોતાં એ એકાએક ચમકી ગયો. એ વયોવૃદ્ધ વ્યક્તિએ બંનેને હાથ લંબાવી આશીર્વાદ આપી પોતાની નજીક બેસવાને કહ્યું.

એ ઉંમરે પહોંચેલ વ્યક્તિ ગંભીર શાંત મૂર્તિ હતી. એનાં માથા પરના સફેદ બાલ ખભા પર પથરાઇને પીઠને સ્પર્શ કરી રહ્યા હતા. એનાં કંઠમાં રૂદ્રાક્ષની માળા લટકતી હતી. અંગે ભગવા વસ્ત્ર ધારણ કરેલાં હોવાથી એના અવયવો દિવ્ય તેજોમય દીસતા હતા. બ્રહ્મચારીની સાથે એમનાં પ્રથમ દર્શને આવનાર એ તરૂણ કોણ જાણે કેમ એ તેજસ્વી મૂર્તિ સામે અત્યંત તીક્ષ્ણ દ્રષ્ટિએ જોઈ રહ્યો હતો.

"આ અણમોલ રત્ન તને ક્યાંથી મળ્યું વારૂ?" એ વયોવૃદ્ધ વ્યક્તિએ બ્રહ્મચારીને ક્ષેમકુશળ પુછી પ્રેમથી હસતા ચહેરે પેલા તરૂણની સામે જોઇને પોતાના શિષ્યને પૂછ્યું. "ખરેખર! આજનાં પ્રભાતને

મંગલ પ્રભાત જ કહેવું પડશે; કારણ કે આજનાં પ્રભાતે અમારે આંગણે એક અનવા અરુણ-કીરણનો ઉદય થયો છે."

"થોડાક દિવસથી મને એની સાથે પરિચય થયો છે." બ્રહ્મચારી નીચું મોં રાખીને બોલ્યો.

"એનાં જીવનમાં દીક્ષા લેવાનો પ્રસંગ બન્યો છે કે?"

"નહિજી! એણે હમણા જ ગૃહત્યાગ કર્યો છે. એનો પૂર્વ નિવાસ જે ગામમાં હતો, એ ગામમાં વારંવાર જતાં-આવતાં એની સાથે મારો પરિચય થયો છે. એ આપનાં દર્શન માટે ઉત્સુક છે એટલે જ મેં એને શ્રી ચરણમાં ઉપસ્થિત કર્યો છે."

"વય નાની હોવા છતાં એની મહત્વાકાંક્ષા મોટી છે. એનું પ્રભાવશાળી ને ભવ્ય લલાટ એની સાક્ષી પૂરે છે. એનું નામ શું છે વારુ?"

"આમ તો બધા એને 'કુમાર'ને ટુંકે નામે બોલાવે છે, બાકી એનું પૂરું નામ કમલકુમાર છે."

"ખરેખર! નામ રૂપ-ગુણ બંનેને યથાર્થ છે. પણ એના પાલક જીવતા હોવા છતાંય એ શું ગૃહત્યાગ કરી આવ્યો છે?"

તરુણ આ પ્રશ્નથી ચોંકયો. એને વિચલિત થયેલો જોઇ બ્રહ્મચારીએ એની તરફથી ટુંકમાં 'ના' કહીને પતાવી દીધું.

"બેટા! તું કેમ કંઇ બોલતો નથી? આમ શૂન્યમનસ્ક જેવો કેમ થઇ ગયો છે? મારી તરફ આમ ટીકાટીકીને શું જોઇ રહ્યો છે?" વૃધ્ધે એ વિવશ હૃદયનો ખુલાસો માગ્યો.

"મેં અગાઉ કયાંક આપને જોયા હોય એમ મને લાગે છે!" તરુણે હાથ જોડી પોતાના હૈડાંની શંકા હોઠે આણી.

"કયાં? કયારે?" કંઇક ચોંકીને વિસ્મિત અને વ્યગ્રભાવે એની સામેથી દ્રષ્ટિ સેરવી લઇને એ વૃદ્ધ બોલ્યો.

"એ સ્મૃતિ તાજી કરવા માટે તો હું આમ ગંભીર ચિત્તે વિચારમાં પડયો હતો, પ્રભુ!"

"એ તો તારી મિથ્યા ભ્રમણા હશે ભ્રમણા. બાકી મેં તને ક્યાંય જોયો હોય એમ મને તો યાદ નથી. વળી તું જુએ છે, કે હું તો ગૃહસ્થી માણસ છું. આંતરિક ઇચ્છા પૂર્ણ કરવાને માટે જ ફક્ત આ ભગવા વસ્ત્ર મેં ધારણ કર્યાં છે. મને પ્રભુને નામે ન સંબોધ, ભાઇ!"

"આપને કરેલું સંબોધન તો આપોઆપ મારાં હૃદયનાં ઊંડાણમાંથી બહાર નીકળી આવ્યું છે. જો હું ભૂલતો ન હોઉં તો બાળપણમાં એટલે કે સાત આઠ વર્ષ પહેલાં આપના જ જેવા એક મહાપુરૂષનો ક્ષણિક સંગલાભ મેળવવાનું સૌભાગ્ય મને પ્રાપ્ત થયું હતું. વર્ષો પહેલાંની આ પુરાણી વાત છે. એ મહાપુરૂષની વય લગભગ આપના જેટલી જ અને શારીરિક આકૃતિ બેઠા બાંધાની હતી, એટલું મને યાદ આવે છે. એ મને એ દિવસે અચાનક મળીને સમજાવી-પટાવીને ચાલ્યા ગયા. કેમ જાણે આજે મને આપને જોઇને એમનાં પુનર્દર્શનનો લાભ થયો હોય એવો આનંદ થઇ રહ્યો છે!"

"પણ ભાઈ, તે તો કોઈ સંતસંન્યાસી હશે, જ્યારે તું જેને જુએ છે એ હું તો બાળબચ્ચાંવાળો એક ગૃહસ્થી છું. તે પ્રવાસી પંથી, જ્યારે હું હંમેશાં એક સ્થાને જ બંધાયેલો છું. હશે જવાદે એ વાત. લાંબા પ્રવાસથી તું થાકી ગયો લાગે છે. ભાગ્યવશાત્ જ્યારે તું આ ગૃહે અતિથિ બનીને આવ્યો છે ત્યારે મારી પાસે થોડાક દિવસ મારાં આતિથ્યનો લાભ લે એવી હું આશા રાખું છું. કેમ બોલતા નથી બ્રહ્મચારીજી! તમને તો કંઈ વાંધો નથી ને?"

"મને શો વાંધો હોય? જેવો આપનો અનુગ્રહ." બે હાથ જોડી માથું નમાવી બ્રહ્મચારીએ ઉત્તર આપ્યો."

"તમારાં આ નવીન વૈષ્ણવ જીવનનાં વિનયની જ્વાળાથી હવે હું બચીશ નહિ. જો કે આપણી વચ્ચે તો બાપ-બેટાનો જ સંબંધ છે." એ વયોવૃદ્ધ વ્યક્તિ કંઈક ગંભીર વદને બ્રહ્મચારી તરફ જોઈ બોલી.

"સંતાન ઉંમર લાયક થાય એટલે એનો શિષ્ટોચિત વ્યવહાર પિતાની પાસે યોગ્ય ન ગણાય?" બ્રહ્મચારીએ પાછા પહેલાના ભાવે જ પ્રશ્ન કર્યો.

"પણ હંમેશાં સાથે રહેનાર માટે એ શું યોગ્ય ગણાય કે ?"

"આ દાસે ઘણા દિવસથી શ્રીચરણ તજ્યા છે."

"તારી સાથેના વાદવિવાદમાં હું હાર્યો. હવે કૃપા કરી અંદર જઈ બે ઘડી આરામ લેશો ? બેટા, મહેમાનોને અંદર લઈ જઈ એમનો યોગ્ય સત્કાર કરો." પોતાની પાસે ઉભેલા પોતાના યુવાન પુત્રની સામે જોઈ એ વૃધ્ધે આદેશ આપ્યો.

બ્રહ્મચારી અને એની સાથેના તરૂણ યુવકને ઘરમાં લાવનાર આપણો પૂર્વ પરિચિત યુવક અત્યાર સુધી સ્તબ્ધ ભાવે એક તરફ ઉભો રહીને આ બધો વાર્તાલાપ સાંભળતો હતો, તે હવે આનંદપૂર્ણ મુખે આગળ આવીને પોતાને ત્યાં મહેમાન થનાર એ તરુણ યુવકનો હાથ ઝાલી બ્રહ્મચારીની સામે મોં ફેરવીને બોલ્યો :

"દાદા, હવે અંદર ચાલીશું ?"

"એમને તું અંદર લઈ જા ભાઈ, હું થોડીવાર રહીને આવું છું."

થોડીવારમાં બેઉ તરુણો વચ્ચે વાતવાતમાં ગાઢ મિત્રતા બંધાઈ ગઈ. એ ઘરધણીનો પુત્ર આવનાર તરૂણ કરતા ઉમરમાં કંઈક મોટો હતો. ઘણી ઘણી વાતો કર્યા પછી આવનાર તરુણ સ્નાનાદિ ક્રિયાથી પરવાર્યો એટલે એને એક ઓરડી પાસે લઈ જઈ ઘરધણીના પુત્રે કહ્યું, "આ ઓરડીમાં મારા પિતા સાધના કરે છે. અહીં જ એમને ભગવતી દુર્ગામૈયા સાક્ષાત્ દર્શન દે છે." એટલું કહી એણે ઓરડીના ઉંબરને માથું નમાવી, સ્પર્શ કરી પ્રણામ કર્યા.

તર્કવિતર્કના ચક્રાવે ચઢેલા કુમારે પણ એનું અનુકરણ કર્યું.

*

## ૮

સંધ્યા સમયે એ ઓરડામાં વાર્તાલાપ ચાલી રહ્યો હતો.

"કુમાર! કેવા આનંદમાં આટલા દિવસ પસાર થયા છે! એ તો હું બરોબર જાણું છું કે તું મારી પાસે કાયમને માટે રહેવાનો નથી તેમ હું પણ તને એવા કોઈ જાતના બંધનથી બાંધીને અહીંયા રાખી શકવાનો નથી, આમ છતાંય હું તો અંતઃકરણપૂર્વક હજુ એમ જ ઇચ્છું છું કે તું હજુય થોડાક દિવસ વધુ અહિંયા રોકાઈ જાય તો ઠીક."

"પ્રભુ, અહીં આવ્યાને મને ઘણા દિવસ થઇ ગયા છે. આ આનંદની સ્મૃતિ કદાચ હંમેશાને માટે મારાં મનમાં તાજી રહેશે છતાંય એક દિવસે તો એનો પણ અંત આવ્યા વગર રહેનાર નથી. એક દિવસ એવો આવશે..."

"કે જ્યારે આપણે બધાને એકમેકને છોડીને ચાલતા થવું પડશે. કાં એમજ તું કહેવા માગે છે ને? એક દિવસ સર્વ વસ્તુનો

અંત તો આવવાનો જ છે પરંતુ મને એ વિચાર આવ્યા કરે છે કે તું મારી પાસે આવ્યો, અને આટલા દિવસ રહ્યો તેમ છતાં મેં તને શું દીધું ?"

"જોઈએ એ કરતાં વધારે. આ મોઢેથી એ અહેસાનનું માપ કહી શકાય એમ નથી. એ ઉપરાંત વડિલ બંધુ અને પૂજ્ય દાદાના સ્નેહ—આદરથી......" અચાનક આટલું બોલી કોણજાણે કેમ એ અટકી ગયો.

"સંધ્યા તો અસંત આનંદમાં પસાર કરી: પણ એ આનંદનો હવે ભંગ થઈ જશે." ઘરધણીએ એના બોલવા પર જરાય ધ્યાન આપ્યા સિવાય પોતાનું બોલવું ચાલુ રાખ્યું.

"આપનો આનંદ તો અનિર્વચનીય છે. એનો કદાપી ભંગ થઈ શકે જ નહિ. હું મને થયેલો અનુભવ તો હૃદયમાં જ રાખવા માગું છું. આપની એ નિત્ય સાધનામાં મારા જેવી વ્યક્તિને સંગી કર્યો એ મારૂં પરમ સૌભાગ્ય હું કોઈ કાળે પણ ભૂલી શકીશ નહિ. સાક્ષાત્ મહા શિવના સ્વર—સાધનાનંદનો મેં પ્રત્યક્ષ અનુભવ કર્યો છે."

"છતાં, તને જે આપવા ઇચ્છતો હતો, તે આપવાની મારી ઇચ્છા હજી અધુરી રહી જવા પામી છે, બેટા કમલ!" ગંભીર આવેગ-ભરી દ્રષ્ટિથી એના ચહેરા સામે જોઇને એ ઉંમરે પહોંચેલ વ્યક્તિ બોલી. "મનમાં તો એવું થાય છે કે હૈયું નીચોવીને મારી પાસે મારૂં જે કંઈ છે એ બધુંય હું તને આજે આપી દઉં, પણ..." શ્વાસ ભરાઈ આવતાં એના હોઠ આટલેથી જ બીડાઈ ગયા.

કમલકુમારનો ચહેરો લાલચોળ થઈ ગયો. એને રોમેરોમ કંપારી છૂટી. એ થડકાતે સ્વરે બોલ્યો: "આપની આટલી કૃપાનો અનુભવ કરવાથી તો મારૂં મન ચંચળ થઈ રહ્યું છે. આપના આ અસીમ સ્નેહથી મારાં પૂર્વ જીવનના પ્રધાન બંધનની વાત મારાં મનમાં તાજી થાય છે. આપ ત્યાગ કરશો તોય મને લાગે છે કે હું અહીંથી જઈ શકીશ નહિ. એટલે જ..."

"ત્યારે તું એ બંધનને પણ જલ્દી જ કાપી નાખવા ઇચ્છે છે? બાબા, બ્રહ્મચારીનાં મોંઢેથી મેં તારી થોડીઘણી વાત સાંભળી છે. સંસારી

માણસો જે જે મેળવવા રાતદિવસ લોહી-પસીનો એક કરે છે એ તમામ તારે ત્યાં મોટા પ્રમાણમાં હતું, છતાંય તને વિરક્તિ ઉદ્ભવી છે. પાર્થિવ પ્રેમની દુનિયા છોડીને તું પરમાનંદની પ્રાપ્તિ માટે અધીરો થયો છે. મારાં મનમાં એવું થાય છે કે તને કાશીએ લઈ જઇને દીક્ષા દઉં. પરંતુ..."

"મારી પણ એ જ ઇચ્છા છે. પરંતુ પ્રભુ, આપ શું મને એ માટે અયોગ્ય માનો છો?"

"અયોગ્ય! જેને યથાર્થ વેદાન્ત પાઠનો અધિકાર છે એને તો હું તારામાં જોઉં છું. આવી તીક્ષ્ણ બુદ્ધિ, આ ઉંમરે આટલું બધું શાસ્ત્ર-જ્ઞાન અને એ ઉપરાંત વળી વૈરાગ્ય! આ મુખમંડળ પર એ બ્રહ્મદર્શન કેવું સુંદર સ્ફુરશે એ જોવાને-એ શોભા નિહાળવાને તો મારું મન થનગની રહ્યું છે. તારા અભિભાવકે તો તને તિલકધારી વૈષ્ણવ વેશમાં જોવાની ઇચ્છા વ્યક્ત કરી હતી પણ મને તો આ કાન્તિમાન દેહને ભગવા વસ્ત્રથી વિભુષિત માથું મુંડાવેલા સંન્યાસીના વેશમાં જોવાનું મન થાય છે."

"આપનો શુભાશીર્વાદ હશે તો એ ઇચ્છા પણ ફલિભૂત થશે." બે હાથ જોડી નીચી નજર રાખી એ બોલ્યો.

"શ્રી ચૈતન્ય મહાપ્રભુજી એ શુભ દિન જોવાનો મને સમય બક્ષે."

"અન્ય કોઈ આદેશ?"

"કહેવાનું તો બધું બહુ બહુ છે, કુમાર! મારા સાંભળવામાં આવ્યું છે કે ભિક્ષા માગીને આણેલાં અન્નનું નૈવેદ્ય શ્રી નારાયણને ધરતાં તારી આંખોમાં પાણી ભરાઇ આવે છે. જેણે ખીર, મલાઇ, માખણ વિગેરેનું નૈવેદ્ય ધર્યું છે એને એમ કરતાં દુઃખ તો જરૂર જ થાય. મારી એવી સલાહ છે કે તું આપણા બ્રહ્મચારીના પરવર્તી ગુરુદેવ બાબાજી મહારાજ પાસે જાય તો કંઇ ખોટું નથી. બ્રહ્મચારીએ મારી પાસે દીક્ષા લીધા પછી જે જોઈએ તે હજી સુધી કામ કર્યું નથી, એટલે તો એને ફરી સાધના માટે બોલાવ્યા છે. મારું માનવું છે કે તારાં આ નવીન સાધનોન્મૂખ જીવનમાં કંઈ અડચણ તો આવશે નહિ; પછી તો તું જાણે..."

"અડચણ આવે એની મને કોઇ બ્હીક નથી. હું કદાપી પરમ સત્યથી વંચિત થઇશ નહિ."

એના આ શબ્દો સાંભળતાં જ એ વૃદ્ધ આવેશમાં આવી જઇને એકાએક એને ભેટી પડયો. "આવા ઉચ્ચ ધ્યેયમાં કદી ક્યારેય પરાજય થતો જ નથી." એણે હર્ષથી ઉભરાતે હૈયે બોલવા માંડયું. "એક સત્ય જ સારી સૃષ્ટિમાં પ્રકાશિત છે. એનો અનુભવ કરવો ખાસ જરૂરી છે. હું જોઉં છું કે તું..." છેલ્લા શબ્દો બોલતા બોલતા એ થંભી ગયો. "લે ચાલ, હવે વખત થયો છે. એટલો અધુરો અનુભવ આજ પૂરો કરતો જા." થોડીવાર ચૂપ રહ્યા પછી પાછો એ બોલ્યો.

* * *

એક નાના ઓરડામાં જુદા જુદા આસન પર ત્રણ જણ બેઠા હતા. કુમાર, બ્રહ્મચારી અને પેલી વૃદ્ધ વ્યકિત. પેલી વૃદ્ધ વ્યક્તિના હાથમાં એક વાજિંત્ર હતું. તેમાંથી તે અદ્ભુત શબ્દ તરંગ ઉપજાવતા હતો. એવી શબ્દ સૃષ્ટિ શ્રોતાઓએ કદી યે અનુભવી ન હતી, એટલે તેઓ હાલ્યાચાલ્યા વગર દીવાની જ્યોતની જેમ સ્થિર બેસીને સાંભળી રહ્યા હતા. વાદ્યના અભ્યંતરમાંથી એક અપૂર્વ ધ્વનિ ઉઠી ઓરડાનાં વાતાવરણને ઉદાત્ત ગંભીર શબ્દથી પૂર્ણ કરી રહ્યો હતો. ગાયકનાં કંઠમાંથી પણ જાણે પ્રતિધ્વનિ ઉઠીને એ શબ્દને બમણો ગંભીર કરી રહ્યો હતો. શ્રોતાઓનાં સ્થૂળ શરીરમાંથી એક અવાજે શબ્દ સ્ફૂર્યો: "નાદબ્રહ્મ!"

ભાવના આવેગથી સાધક પણ એકાએક ઉચ્ચારણ કરવા લાગ્યો : "મા...મા..." પાછો એ શબ્દમાં જાણે ડૂબી ગયો. શ્રોતાઓ પણ પોતપોતાના આવેગથી પૂર્ણ હતા.

કમલકુમારે એકાએક એ ભાવમગ્નતામાંથી પોતાને બહાર ખેંચી લીધો. ગળાને સહેજ ખંખારીને એ ઉંમરે પહોંચેલ વ્યક્તિને સૂર પુરાવવા લાગ્યો. એણે અને સાધકે સ્વર મેળવી વાદ્યના વધતા જતા ઝણકારથી એક ગંભીર ૐ કાર ધ્વનિને આખા ઓરડાના અણુએ અણુમાં ગજવી મૂક્યો.

આવી ગાંભીર્યમય પૂર્ણતામાં કુમારની દષ્ટિ એકાએક એ ઓરડાની સામેની ભીંત ઉપર પડી અને એ ચમકી ગયો. એ ભીંત ઉપર મહાકાલિની એક રૌદ્ર સ્વરૂપીણી છબી ટીંગાડેલી હતી. બરાબર એની સામે જ બેસીને સાધક પોતાની સૂરસાધના કરતો હતો. કેટલીક વાર પર્યંત એ છબી સામે એકધારી મીટ માંડીને જોઈ રહેતાં એને જણાયું કે હવે ત્યાં એ ભીંત ન હતી. સર્વ ખુલ્લું હતું. જ્યાં જ્યાં દ્રષ્ટિ પડતી હતી ત્યાં ત્યાં શૂન્ય હતું. પેલી છબી અદ્ધર હવામાં લાંબી–પહોળી થઇને ડોલતી ડોલતી પોતાની વધુ ને વધુ નીકટ આવી રહી હતી. ચારે દિશા કોઈ અપૂર્વ તેજપુંજથી ઉજ્વળ થઈ રહી હતી. મધ્યાન્હકાળનો સૂર્ય પ્રકાશ જાણે ઓરડામાં પથરાઈ રહ્યો હતો. એ પ્રકાશની વચ્ચે જાણે એ દેવીમૂર્તિ હમણા સજીવની માફક બોલી ઉઠશે, એમ જણાતું હતું. એની આંખોમાં વિલક્ષણ તેજનો અંબાર ઝગી રહ્યો હતો. એનાં મુખ પરની ભયાનકતાનો લોપ થઈ એના હોઠ અને અધર પર હાસ્ય સ્ફુરી રહ્યું હતું. કુમારનાં મનમાં થવા લાગ્યું કે જાણે ચરાચર સમસ્ત એ છબીની સાથે જ ડોલી રહ્યું હતું !

સાધક એક ભાવે ૐકાર નાદમાં મગ્ન હતો. બ્રહ્મચારી પણ આંખો મીંચી પત્થરનાં પૂતળાંની જેમ ધીર સ્થીર મૂર્તિ હતો. કોઈ પણ જરાય ભાવાન્તરપ્રકાશ કરતા ન હતા. સર્વ કોઈ એ ઇન્દ્રજાળને અનુભવી રહ્યા હતા. દીઙ્મુઢ કુમાર પોતાનામાં સચેતનત્વની દ્રઢતા આણી સ્થિર ભાવે એ મૂર્તિ સામે જોઈ રહ્યો. દ્રશ્યમાં જરાય પરિવર્તન થયું નહિ.

સાધકનું તંતુવાદ્ય પાછું જોરથી ઝણકી ઉઠયું અને સાથે સાથે ઘનગંભીર “ મા, મા... ” ધ્વનિ ઓરડામાં ગાજી ઉઠયો. અત્યાર સુધી નિઃશબ્દ બેસી રહેલો બ્રહ્મચારી એકાએક જમીન પર ઢળી પડયો. એના કંઠમાંથી તાપસના મંત્રજાપની માફક ક્ષણે ક્ષણે એક સરખા શબ્દોનો ઉચ્ચાર થઈ રહ્યો. “ મા...મા......જગત્‌જનની...ભુવનમોહીની... ” એનો ચહેરો લાલચોળ થઈ ગયો હતો. કપાળ પર રેખાઓ ફુટી રહી હતી. સર્વાંગ કંપવાની સાથે પરસેવાથી તરબોળ થઈ રહ્યું હતું. એની બંને આંખો જેમની તેમ મિંચેલી જ હતી.

ધીમે ધીમે એનો ચહેરો મૃતદેહના જેવો ફીક્કો પડી ગયો. નેતરના
ઝાડની જેમ કંપતો દેહ અચેતન લાકડા જેવો કઠણ થઈ ગયો. મુખમાંથી
અડધા બહાર નિકળેલા શબ્દ “ભુવન......” નો બાકીનો અડધો
ભાગ મુખમાં જ રહી ગયો. આમ કોણ જાણે કેમ એ એકાએક
સંજ્ઞાહીન થઈ ગયો.

થોડી વાર પછી સાધકની સાધના સમાપ્ત થઈ. એણે ઉઠીને
કુમારને એકાએક ગાઢ આલિંગન કર્યું. પછી એ ગંભીરતાપૂર્વક બોલ્યોઃ
“બેટા કુમાર, તને જે પથ–દર્શન કરાવશે એણે તને હમણા જ ખોળી
દીધો છે. એ તારા પોતાનામાં જ છે. તું તારા પોતાનામાં જ એને
ખોળી લે અને તું તારી જાતે જ આગળ ધપ્યા કર. તું પોતે જ તારો
પથ–પ્રદર્શક છે. આથી વધુ હું તને કંઈ કહી શકતો નથી, તેમ તું
મને હવે કંઈ પૂછતો પણ નહિ. મારાં મનમાં અત્યારે જે આનંદ
વર્તી રહ્યો છે એ હું વર્ણવી શકતો નથી. હવે મારે વધુ કંઈ જ
કહેવાનું નથી.”

કુમાર અનિમિષ નયને એ વૃદ્ધની તરફ નિહાળી રહ્યો!

*

# ૯

દક્ષિણ બંગાળને પખાળીને અસ્ખલિત પ્રવાહે વહેતી પૂણ્યપાવની ગંગા મૈયાના પૂર્વ કીનારા ઉપરના એક સ્થાનમાં આવેલાં એક સામાન્ય દેવાલયને લીધે વિશાળ મેદાન વચ્ચે એક ગામ ધીરે ધીરે વસી રહ્યું હતું. ગામવાસીઓ ગંગાના તીરથી લગભગ અર્ધા કોશ દૂર જ પોતાનાં ઘરો બાધતાં હતાં, પરંતુ એક દુઃસાહસી વ્યક્તિએ ભાગીરથીના અસ્ખલિત અને ઉંડા જળ પ્રવાહ વચ્ચે ઉપસીને બહાર આવેલા રેતીના ઢગના બનેલા એક નાના ટાપુ પર સુકાં પાંદડાં અને ઘાસનાં કેટલાંક ઝુંપડાં બાંધીને વાસ કરવાનો આરંભ કર્યો હતો. ઝુંપડાંઓની સંખ્યા ધીમે ધીમે વધીને પેલાં સામાન્ય દેવાલયને પણ પોતાનામાં ભેળવી દેવાનો યત્ન કરી રહી હતી. ગંગાતીરે એક સુશોભિત બાગ પણ બનાવવામાં આવ્યો હતો. એ દુઃસાહસી વ્યક્તિના ગાય, ભેંસ, જમીન વિગેરેના રખોપા માટે ગોવાળ, ખેડુતો વિગેરે માટે બાંધવામાં આવેલાં ઘરો અને ઝુંપડાંઓને લીધે એક સુંદર પરુ વસી રહ્યું હતું.

આ ઉપરાંત એ વ્યક્તિનાં એક વિશેષ કાર્યે એ ભોળા ને નિખાલસ ગામવાસીઓને વિસ્મિત કરી એને એક સાધારણ મનુષ્યને બદલે કોઈ મહાન શક્તિશાળી વ્યક્તિ માનતા બનાવી દીધા હતા. એ વ્યક્તિની વિખ્યાતિથી આકર્ષાઈને કંઈ કેટલા અભ્યાસપ્રિય વિદ્યાર્થીઓ દૂર દૂરથી ત્યાં આવ્યા હતા અને તેમને વસવા માટે એક વિશાળ મકાન પણ બાંધવામાં આવ્યું હતું. એ ભવ્ય મહાલયમાંથી નિકળતા અધ્યયન, પઠન–પાઠનના શબ્દોથી ગંગા કીનારો હમેશાં ગાજી રહેતો હતો. આ વિદ્યાર્થીઓ અને એ વીરલ વ્યક્તિ તેમજ એના પરિજન વર્ગ વચ્ચેનાં સ્વાતંત્ર્યને ગામવાસીઓ સંભ્રમ દૃષ્ટિએ જોતા હતા. એ સર્વ કોઇ સાધારણ ન હતા એમ તેઓ હૃદયપૂર્વક માનતા હતા. તેમનાં રૂક્ષકેશ, બરછટ દેહ, સાદાં પણ સ્વચ્છ આછાં પાતળાં વસ્ત્રો, તેમનું નિયમિત ગંગાસ્નાન, તેમનું કથા-કીર્તન અને તેમનાં ચાલચલન વિગેરેથી અજ્ઞાત ગામવાસીઓ તેમનાં બ્રહ્મચર્યયુક્ત અધ્યયનનું તત્વ સમજતા ન હતા. તેમની નજીકમાંજ રહેતા હોવા છતાં ય તેમની તરફ એ વિલક્ષણ નજરે જોતા હતા. પુષ્પોદ્યાનની નજીક ન્હાવા–ધોવા માટે એક સુંદર ઘાટ હોવા છતાં એ વિદ્યાર્થીઓએ સ્વયં સ્નાન–પૂજા કરવા માટેની સગવડતા સાચવવા ખાસ એક નવીન અલગ ઘાટ બાંધ્યો હતો. સવારે, સાંજે અને બપોરે સ્નાન કરવાને વિદ્યાર્થીઓ ગંગાના ઉંડા જળમાં ઉતરતા હતા ત્યારે જ ફક્ત તેમનાં યૌવનનાં તલસાટભર્યાં આનંદ–વિનોદ તેમજ કુદરતી કિશોર સ્વભાવ સુલભ નિર્દોષ રમત–ગમતનાં મસ્તી–તોફાન એ દુઃસાહસી વ્યક્તિના સાંભળવામાં કે જોવામાં આવતાં હતાં. એમનાં આમોદપ્રમોદમાંથી ઉદ્‌ભવતા ઉચ્ચ હાસ્યયુક્ત કંઠસ્વર સંભળાતા ત્યારે ગામવાસીઓ પરમ સંતોષ અનુભવી સહેજ નજીક આવીને તેમની જળક્રિડા જોતા અને વાણી–ચાતૂર્ય સાંભળતા અને મનમાં ને મનમાં વિચારતા કે “ એ મહાન વીરલ વ્યક્તિ ગમે એવી હોય પણ આ છોકરાં તો આખરે છોકરાં જ છે.”

ગ્રામ્ય ગૌરીઓ સવાર–સાંજ ગંગાને ઘાટે પાણી ભરવા જતી ત્યારે એ વિદ્યાર્થીઓની સંયમી અને ગંભીર સ્નાનવિધિ જોઈને એમને

વેદકાળના કોઈ મહાન ૠષિ–મુનીઓ કલ્પતી, એમનાં માહાત્મ્યની કથા મનમાં આણીને દૂરથી વારે ઘડીએ ઘુંઘટ ઉંચા નીચા કરીને એ એમને જોતી અને ગામમાં જઇને ભક્તિભાવભીને કંઠે એમની વાતો કરતી. આશ્રમની મુખ્ય કાર્યકર્તી હોવાનું માની લીધેલી એક સ્ત્રી અને તેની સાથે શુષ્ક કેશવાળી સફેદ વસ્ત્ર પહેરેલી એક તરુણીને સ્નાન કરવા માટે ઘાટે આવેલી જોવામાં આવતી ત્યારે કંઇક સ્ત્રીઓ હિંમત કરીને તેમની સાથે વાતચીત કરવાને આગળ આવતી. પણ એ તરુણી સાથે કોઇને કદી વાતચીત થઈ શકતી નહિ. તમામ વિદ્યાર્થીઓ સ્નાન કરીને જતા રહ્યા પછી જ એ બંને ઘાટ પર આવતી અને એ તરુણી મુંગે મોઢે ગંભીર ભાવે પાણીમાં ઉતરી, એકાદ–બે ડુબકીઓ મારીને પાછી આશ્રમ ભણી નીચું જોઈ ચાલી જતી. માથું લુંછવાને કે ભીનાં કપડાં નિચોવવાને પણ એ ત્યાં ઘડીક વાર ઉભી રહેતી નહિ. એની સાથેની આશ્રમની મુખ્ય કાર્યકર્તી સ્ત્રી ગામની બીજી સ્ત્રીઓની પૃછપરછનો શાંતિથી પ્રસન્નતાપૂર્વક ઉત્તર દઈ તેમનાં કૌતૂહલની કંઇક નિવૃત્તિ કરતી હતી. એની પાસેથી જ એમણે સાંભળ્યું હતું કે આશ્રમની સંચાલક એ દુ:સાહસી વ્યક્તિ એનો પોતાનો સ્વામી હતો. પોતાની સાથે આવતી એ તરુણી એની વિધવા કન્યા હતી. એના સ્વામીના શિષ્યોમાં એના પોતાના પણ છોકરા છે. આ બધું સાંભળીને સરળ ગ્રામ્ય સ્ત્રીઓનું કૌતૂહલ હજાર ગણું વધી જતું; પરંતુ એ સ્ત્રી આવી સ્નિગ્ધ અને ગાંભીર્યયુક્ત વાતચીત સિવાય બીજી કોઈ વિશેષ વાત કદી હોઠબહાર કાઢતી ન હતી.

વર્ષથી અધિક સમયથી એ તરુણ વિદ્યાર્થીઓમાં એક ભગવા વસ્ત્રધારી અનુપમ મૂર્તિનો વધારો થયો હતો. એના સંબંધમાં કંઈક જાણવા ગામલોકોની જિજ્ઞાસા ઉત્તેજીત થઈ રહી હતી, પરંતુ એ એક નવો વિદ્યાર્થી છે એ સિવાય એ આશ્રમ–સ્વામિનીની પાસેથી એમને કંઇક પણ વધુ જાણવા મળી શકતું ન હતું.

* * *

વિદ્યાર્થીઓમાં હવે ભાવાન્તર પેદા થવા પામ્યો હતો. નૈષધપતિ નળરાજાનાં શરીરમાં જેમ કળીએ અને અયોધ્યાપતિ દશરથની પત્ની

કૈકેયીનાં દીલમાં જેમ અસૂયાએ પ્રવેશ કર્યો હતો તેમ તેમનામાં ધીરે ધીરે દ્વેષ દાખલ થઈ રહ્યો હતો.

પ્રભાત થયું હતું. હજી હમણા જ પડેલી ઝાકળ નદી ઉપરથી પૂરેપૂરી ઉડી ગઈ ન હતી. કેટલાક વિદ્યાર્થીઓ નિત્ય નિયમ મુજબ પ્રાતઃસ્નાન કરવાને આવ્યા હતા; પણ પહેલાંના જેવો મૌન–સંયમ ભાવ આજે તેમનામાં ન હતો. તેઓ જાણે કંઈક દીલ ખોલીને બોલવા માગતા હતા. અવ્યકત વાક્યનો પ્રકાશ–આભાસ તેમના ચહેરાના ભાવથી વ્યકત થઈ રહ્યો હતો; અને એ ભાવ પહેલા કોણ વ્યકત કરશે એ માટે સર્વ એક બીજાની સામે જોઈ રહ્યા હતા.

"ભાઈ, આ તો બહુ જ અસહ્ય છે." થોડીક વાર પછી એક વિદ્યાર્થી બોલ્યો.

"શું કહે છે? શું તને આ બધા સ્નાન, ધ્યાન ને અધ્યયનના નિયમો અસહ્ય થઈ પડ્યા છે?" વિદ્યાર્થીઓમાંના એક ચતુર વિદ્યાર્થીએ વાતની શરૂઆતને ઉપાડી લેતા જાણે અતિ સરળ પ્રશ્ન પૂછતો હોય એવો ડોળ કરીને અર્થનો અનર્થ કરીને પૂછયું. "અધધધ! આ ગંગા–સ્નાનની મુંઝવણ! હજી એવી આકરી ઠંડી કયાં પડે છે? હજુ તો આ કાર્તિક મહીનો ચાલે છે."

"કેમ? પાછી તેં તારી ચાલાકી ચલાવી કે?" પહેલો વિદ્યાર્થી બીજા વિદ્યાર્થીનું બોલવું સાંભળી ગુસ્સાભર્યા અવાજે બોલ્યો.

આ સાંભળી બીજો વિદ્યાર્થી ચૂપ થઈ ગયો અને નીચું માથું કરીને ઉભો રહ્યો.

"એ કહે છે તે તદ્દન સાચું છે!" બીજા વિદ્યાર્થીને ચૂપ થઇને ઉભેલો જોઈ એક ત્રીજો વિદ્યાર્થી પહેલા વિદ્યાર્થીનો પક્ષ લઇને વચ્ચે બોલી ઉઠ્યો. "તારા જેવા ભલા માણસને ભાન ક્યારે આવશે? તું તો જાણે અમારો આગેવાન રહ્યો. તારામાં વળી આટલું બધુ સાધુપણું કયાંથી આવ્યું?"

"અરે ભાઈ, હું કોઈ સાધુપુરૂષ નથી. અને કદાચ સાધુપુરૂષ હોત તો હું તમને બધાયને એક બાજુએ રાખી દઇને કમલકુમારની

માફક ગુરૂદેવનો હું ક્યારનોય માનીતો ચેલો બનીને ન બેઠો હોત! આપણે સૌ એકસરખા વિદ્યાર્થીઓ જ છીએ. ભણવું હશે તો ગુરૂની પાસે જ ભણીશું, એવો નિશ્ચય કરો. બીજાની પાસેથી શા માટે પાઠ લેવો જોઇએ?" બીજો વિદ્યાર્થી જરાય અચકાયા વિના બોલ્યો.

"આપણા ગુરૂ એ કેવળ ગુરૂ જ નથી પણ પિતા સમાન છે. એમને કોઈ જઇને કહે કે તમારો કમલ ભલે તમારી પાસે રહ્યો. અમને તો તમે પોતે જ પાઠ આપો. અમે એની પાસેથી કંઈ આદેશ–ઉપદેશ લેવા નથી ઇચ્છતા!"

"આ બધું તમારૂં કહેવું અન્યાયભર્યું છે!" ન્યાયબુદ્ધિનો જાણે એકાએક ઉદય થયો હોય એમ એક વિદ્યાર્થી બોલ્યો. "આપણા ગુરૂ એની અને આપણી વચ્ચે કદીયે ભેદભાવ રાખે છે કે? આપણે વળી કયે મોઢે જઇને એમ કહી શકીએ?"

"બેસ બેસ હવે. તારી આંખે આ ચોકખી પક્ષાપક્ષી નહિ દેખાતી હોય! હં...ત્યારે ભાઈઓ, શું આપણે હાથ જોડીને બેસી રહેવું? શું મોં ખોલીને હિંમતથી કંઈ કહેવું જ નહિ કે? આપણે બધાય આટલા વખતથી શાંતિથી અભ્યાસ કરીએ છીએ. ગુરૂજી કદાચ કાલે ઉઠીને એમ પણ કહે કે એ તો મારી પાસે બેચાર વર્ષથી શીખે છે અને તમે તો પાંચ છ મહિનાથી જ શીખો છો. ગુરૂજી કદાચ વહાલ દાખવતા એમ પણ કહે કે એ મારૂં ગુરૂપદ સંભાળી લેશે અને જે કંઈ આપશે તે ખાઇને હું શાંતિથી રહીશ. પરંતુ આપણે શું કહેવા માગીએ છીએ એનો તો એ વિચાર કરશે ખરા કે નહિ?"

"અરે જરા ધીમે બોલ ધીમે. ગુરૂદેવના સંબંધમાં ગુસ્સે થઇને તું જે કંઈ બોલી રહ્યો છે એનું તને ભાન છે કે નહિ? લો ચાલો, જલ્દી પરવારીને આશ્રમમાં પહોંચી જઇએ. સૂર્યપ્રકાશ પ્રસરી રહ્યો છે. આનંદે તો પાઠ કરવાય શરૂ કરી દીધા છે. એનો અવાજ સંભળાય છે. આજકાલ એ પણ ગુરૂદેવની સાથેજ વહેલી સવારે સ્નાન કરી લે છે. આપણો સંગ એને સારો લાગતો નથી. વળી એણે યોગાભ્યાસનો પણ આરંભ કર્યો છે."

"હવે ટાયલું મૂક. બીજાને ઉતાવળ કરવા કહે છે અને પોતે કેટલી વાર લગાડે છે?" ત્રીજો વિદ્યાર્થી બોલ્યો.

"પણ કુમાર ને કમલકુમાર એ બેમાં કયું નામ સાચું છે?" પહેલો બોલનાર વિદ્યાર્થી પાછો બોલ્યો.

"બંને સાચાં. જે કહેશો એ ચાલશે. બાકી ન્યાયનાં નામે અન્યાયની વાતો કરશો તે ચાલશે નહિ. એક તો એના ગુણ અને વિદ્યાની આપણે હિંસા કરી રહ્યા છીએ અને હવે વળી એનાં રૂપની પણ હિંસા કરીશું કે?"

કિનારાની બીજી બાજુએ નજર જતાં બોલનાર ચકિત થઈ ગયો. તેણે એ દ્રશ્ય આંગલી ચીંધી મુંગે મોઢે બીજાઓને બતાવ્યું. કોણ જાણે ક્યારે તેમને ખબર ન પડે એમ એક વિદ્યાર્થી એકાએક કિનારે આવીને ઉભો હતો. બીજા બધા તો એકાએક ગભરાઈ ગયા, પણ પહેલો બોલનાર વિદ્યાર્થી પોતાની શરમ છુપાવવા માટે બધાની સાથે સત્વર પાણીમાંથી બહાર નીકળતો નીકળતો બોલ્યો:

"તમને બધાને શું છે ભાઈ? ગુરૂદેવના આદેશથી એની પાસેથી પાઠ લેતા તમને તો કંઈ શરમ આવતી નથી, પણ મારૂં તો કાળજું અંદરથી કપાઈ જાય છે."

"આપણે ગુરૂદેવને સ્પષ્ટ અને સરળ ભાવે કહી દેવું જોઇએ, કે અમે તો આપની પાસે જ ભણીશું; એની પાસે અમે ભણીશું નહિ, તેમ કોઈ પાઠ પણ લઇશું નહિ. જુઓ ભાઇઓ, મારૂં તો એમ કહેવું છે કે જ્યારે આપણે બધાને ભણવું જ છે, ત્યારે પછી બરાબર ભણવું જ ઉચિત છે. કુમારબાબાને જુદી જુદી સેંકડો બાબતો પર ધ્યાન આપવાનું હોય છે. ખૂદ પોતાનો અભ્યાસ કરવા ઉપરાંત આશ્રમની બીજી બધી બાબતો જેવી કે: જમીન, ખેતી, પેદાશ, ગાય-વાછરડાં, આવક-જાવક વિગેરેની પણ દેખરેખ રાખવાની હોય છે. વળી એ કોઈ કામમાં કોઈ વિદ્યાર્થીની સલાહ પણ લેતા નથી."

"અરે, પણ એને વિદ્યાર્થી શા માટે કહો છો? એ તો આપણે માટે એક અધ્યાપક આણ્યો છે, એમ જ સમજી લ્યોને. પોતે

વળી ગ્રંથ ખોલીને બેસી શા માટે નાહક આપણી સાથે વિદ્યાર્થીનો અભિનય કરે છે?"

"એવું ન બોલો ભાઈ..." નવો આવનાર શાન્ત વિદ્યાર્થી આનંદ દાંત વચ્ચે જીભ દબાવીને હવે બોલ્યો. "વિદ્યાની કંઈ હદ હોય છે? ગુરુદેવ પાસે એ વિદ્યાર્થી અને સાધનાર્થી થઈને આવેલો છે, છતાંય એ સત્ય છે કે એ આપણો અધ્યાપક થવાને યોગ્ય છે. માટે નાહક એની નિંદા કરવાનું છોડી દઈને આપણે આપણું કામ કર્યે રાખવું જોઈએ. ગુરુજીની આજ્ઞાનું પાલન કરવું એજ આપણો ધર્મ છે. માટે ચાલો, અધ્યયનનો સમય થઈ ગયો છે. કમલકુમાર ક્યારના ઓરડામાં આવી ભજનનો ગ્રંથ લઈને બેઠા છે. આજે એ એક નવીન સૂત્ર આપણને સમજાવનાર છે."

"ગુરુદેવ પણ સાધન કુટીર છોડીને આવ્યા છે?"

"ના, ના. હજી એટલો બધો સમય નથી થયો. ચાલો."

* * *

અભ્યાસના ઓરડામાં સર્વ વિદ્યાર્થીઓ આવી ગયા હતા, ત્યાં ગુરુદેવે પ્રવેશ કર્યો. નવો પાઠ આપતાં પહેલાં ચોમેર આંખો ફેરવી. એ બોલ્યા: "આજ કુમાર કેમ દેખાતો નથી?"

સૌ એકેકનાં મોઢાં તરફ જોઈ રહ્યાં. ઉત્તર આપવાની કોઈની હિંમત ચાલી નહિ. એટલે એમણે ફરીથી પૂછ્યું. "શી બાબત છે? કેમ કોઈ કંઈ બોલતું નથી?"

આ વખતે આનંદે ઉભા થઈ ધીમેથી ઉત્તર દીધો: "કોણ જાણે કેમ એ હમણાજ અમારી પાસેથી ચાલી જઈને મેદાન તરફ ગયો છે. જતા જતા કહેતો ગયો છે કે જરા ફરીને આવું છું."

"લાગે છે કે એ બહુ થાકી ગયો છે. એ બિચારો મારે માટે પુષ્કળ પરિશ્રમ કરે છે. કાલે મારી પાસે મોડી રાત સુધી એ લખતો હતો. જેવા એના મોતીના દાણા જેવા અક્ષર છે એવીજ એની શ્લોકાર્થ ગ્રહણ કરવાની શક્તિ છે. એની સાથે શાસ્ત્ર આલોચના કરવાથી મને

કેટલો બધો લાભ થયો છે? તમને કોઇને એ સુયોગ મળ્યો નથી. હવે તમને બધાને પણ લાંબો વખત મારી પાસે રાખવાનું કોઈ પ્રયોજન રહ્યું નથી, કારણ કે જ્ઞાન–પ્રાપ્તિનો માર્ગ બતાવી દીધા પછી વિશેષ કંઈ શીખવવાનું હવે મારી પાસે નથી. જેને જે સમજવાનું હતું તે તે સમજી ગયા છે.”

આટલું બોલતા બોલતા ગુરૂદેવ એકાએક વિદ્યાર્થીઓનાં મોં સામે જોઈને નિરુત્સાહિત બની સ્થંભી ગયા. કંઇક વિચાર કરીને ફરીથી ગ્રંથનાં પાનાં પર દ્રષ્ટિ ફેરવી પોતાના પૂર્વવર્ણિત વિષયમાં નિઃશબ્દે મગ્ન થઈ વિદ્યાર્થીઓને પાઠ આપવાનો એમણે આરંભ કર્યો.

પાઠશાળાની બરાબર પાછળ જ એક નાનો બગીચો આવેલો હતો. એને બાગ કહેવા કરતાં ગૃહસ્થને ઉપયોગી કેટલાંક ફુલના ઝાડ-પાનવાળી જમીન કહીએ તો યોગ્ય છે. એનાથી થોડેક દૂર ગંગાનો એ પટમાં વહેતો જળપ્રવાહ હતો. ભગવા વસ્ત્રધારી કમલકુમાર ગંગા નદીને તીરે ધીરે ધીરે ચાલતો ત્યાં ફરી રહ્યો હતો. સૂર્યનાં તાજાં જ કિરણો એના મુંડિત મસ્તક અને સુરખીદાર ચહેરા પર લાલાશ પાથરી રહ્યા હતા, એની એને કાંઈ પરવા ન હતી. એકાએક એ પુષ્પ–ઉદ્યાનમાંથી સાદ સંભળાયો :

“તડકો તેજ થવા લાગ્યો છે. હવે ફરવાનો વખત નથી.”

અત્યંત ચકિત થઇને આ શબ્દ જે બાજુએથી સંભળાયા એ બાજુ જોતાં એને જણાયું કે ભગવા વસ્ત્ર પહેરેલી અને ઓળ્યા વગરના છૂટાં મુકેલા વાળવાળી એક સ્ત્રી પુષ્પો વીણતી વીણતી એક નજરે એની સામે જોઈ રહી હતી. કુમારની નજર એની નજર સાથે એકાકાર થતાં એ તરત જ પાછી નીચું જોઇને પુષ્પો વીણવા લાગી. કુમાર ઉતાવળે પગલે એ સ્થાનેથી ખસી જઈ પુષ્પોદ્યાન નજરે ન પડે એવા આશ્રમના પાછળને ભાગે અદ્રશ્ય થઈ ગયો.

એ સ્ત્રીના ફૂલ વીણતા હાથ સહસા સ્થંભી ગયા!

*

## ૧૦

સંધ્યા સમયનો અંધકાર ધીરે ધીરે જગ સ્થળને એકાકાર કરી રહ્યો હતો. વિદ્યાર્થીઓ સ્નાનાદિથી પરવારી આશ્રમમાં આવી ગયા હતા. આકાશની શેષ આરક્ત આભા પણ નદી પટ પરથી ધોવાઈને ગગનની ક્ષિતિજ રેખામાં ક્યાં ક્યાં લીન થઈ ગઈ. આશ્રમમાંથી આવતા ગાય દોહવાના અવાજ સાથે ભાગીરથીનો શાંત સૌમ્ય કલકલ ધ્વનિ મળી જઈને એક તાલ સૂરનું સર્જન કરી રહ્યો હતો.

સ્નાન અને સંધ્યા સમાપ્ત કર્યા પછી ગંગાના ઘાટ પરથી આશ્રમમાં પાછા ફરવા કમલકુમારે પીઠ ફેરવી. ત્યાં એની આંખો સામે એજ અળખામણી પ્રતિમા ખડી હતી! એનાં લજ્જાશીલ નયનોની સ્થિર દૃષ્ટિ પશ્ચિમ આકાશમાંના સંધ્યા સમયના તારાની જેમ તગતગી રહી હતી. દેહ નિશ્ચલ—ક્રિયાવિહીન હતો. એક માત્ર ચંચળ ને ચકોર ગણાતી દૃષ્ટિ જ જાગૃત હતી. કુમારને લાગ્યું કે કેમ જાણે એ વણ-બોલી ઉભી હોવા છતાં એનું અંગ કંઈક આમ બોલ બોલી રહ્યું હતું.

એ વાસનારહિત આત્મા ક્ષણભર આગળ વધતો અટકી ગયો. એનો જવાનો એક માત્ર માર્ગ અવરોધાયલો હતો. એ દ્રષ્ટિપાતથી બચી ખસી જવાનો બીજો કોઈ માર્ગ ન હતો!

ઉદાસીન તરૂણની મુઝવણ એનો માર્ગ અવરોધનાર વ્યક્તિ સમજી ગઈ. દ્રષ્ટિ નીચી કરી હૈયું વીંધી આરપાર નીકળી જાય એવા મર્મભેદક પણ મોહક શબ્દોમાં એ બોલી: "ત્યાગીને વળી ડર શાનો? જીતેન્દ્રિયને મુઝવણ શાની? લ્યો, હું માર્ગમાંથી ખસી જાઉં છું."

આટલા શબ્દો સાથે માર્ગ મોકળો થઈ ગયો; પણ એ વેધક દ્રષ્ટિ ખસી નહિ. એ તરૂણ બ્રહ્મચારીની મુઝવણ ઘટવાને બદલે ઉલ્ટી વધી. એ કંઈક વિહ્વળતા અનુભવતો ઉગ્ર કંઠે બોલ્યો:

"જ્યારે ને ત્યારે અને જ્યાં ને ત્યાં આપની આજ અગમ્ય દ્રષ્ટિ! હું આશ્રમ છોડીને ચાલ્યો જઉં એમ શું આપ ઇચ્છો છો?"

"એમાં મારો શો અપરાધ?" યુવતીએ હસમુખે વદને ફરી એક વાર એની આ દ્રષ્ટિ સાથે દ્રષ્ટિ મેળવીને ઉત્તર આપ્યો.

"શો અપરાધ! આપ આપના પિતાશ્રીની પાસે વિદ્યાર્થીઓની માફક પાઠ લેતા નથી? શું આપ બ્રહ્મચારિણી નથી? ધર્મશાસ્ત્ર અને નીતિશાસ્ત્રને શું આપ ભણ્યા નથી? તમારો શો અપરાધ છે એ શું તમે પોતે જાણતા નથી?"

"પણ અપરાધી હોય તો અપરાધ જાણેને? આંખોનું કામ હરકોઈ વસ્તુને નિહાળવાનું છે. પછી એને ગમતી વસ્તુથી એ ખુશ થાય અને અણગમતીથી નાખુશ થાય! કોઈ પ્રિય વસ્તુને પવિત્ર નજરથી વારંવાર ધરાઇ ધરાઇને જોવી એ શું અપરાધ છે?"

"એકને પ્રિય એ બીજાને અપ્રિય કેમ ન હોય! એકની વિશુદ્ધિની ભાવનામાં બીજાને વાસનાના આભાસ દેખાતા હોય તો શું? એકની અમીમય દ્રષ્ટિમાં બીજાને હલાહલ વિષનો ભાસ થતો હોય તો શું?"

"એટલી એનામાં કચાશ! એટલી મલિનતા! એટલી આત્મ-વિશ્વાસમાં ઓછપ!"

"અલબત્ત તારી સાથે સરખાવતા મારી સમજશક્તિમાં પણ એટલી ઊણપ! મારા અભ્યાસમાં પણ એટલી ન્યૂનતા! પણ ગમે તે હો! ગમે તે કહો! મને એમ લાગે છે કે મારે આ આશ્રમ હવે છોડવોજ પડશે." ગરજતા સાગર–તરંગોને ચીરીને જેમ તરવૈયો બેધડક ચાલ્યો જાય એમ એ તરૂણ સંન્યાસી જુસ્સાભેર એની પાસે થઈને ચાલ્યો ગયો.

*                    *                    *

ગંગાના તીરે તીરે વિસ્તરી રહેલાં મેદાનને વિંધીને આપણો પરિચિત યુવાન સંન્યાસી એમને એમ આગળ વધી રહ્યો હતો. ઓઢવા–પહેરવામાં માત્ર એક ભગવું વસ્ત્ર અને ઉપરણું હતું. અંગ પર બીજી કોઇ વસ્તુ ન હતી. છાતી પર જનોઈની પાછળ જપ કરવાની એક તુળસીની માળા લટકી રહી હતી. વચ્ચે વચ્ચે જાણે કંઇ બબડતો હોય એમ એના બંને હોઠ ફફડી રહ્યા હતા.

સંધ્યા સમયનો સૂર્ય પશ્ચિમ દિશામાં ધીમે ધીમે અસ્ત પામવા લાગ્યો. એની સાથે જ એકાએક એનાં મોઢાંમાંથી મોટેથી નીચેનું ગીત સરી પડ્યું.

"નહિં એસો જનમ બારંબાર.
ક્યા જાનૂં કછુ પુન્ય પ્રગટે માનુસા અવતાર.
બઢત છિન છિન ઘટત પલ પલ જાત ન લાગે બાર...નહિં
ભવસાગર અતિ કઠિન કહિયે અનંત ઊંડી ધાર,
રામ નામકા બાંધ બેડા ઉતર પરલે પાર...નહિં
સાધુ સંત મહંત જ્ઞાની કરત ચલત પુકાર,
મીરાંકે ગિરિધર ગોપાલા......જીવનકા દિન ચાર...નહિં

પાછળથી જાણે કોઇ ઉભું રહીને ગાયકની ગતિ અવરોધતું હોય તેમ એકાએક એનો કંઠ રૂંધાઈ ગયો. ગળામાંથી અવાજ નિકળતો બંધ થઇ ગયો. આમ છતાંય ગતિ તાલ સમાન રાખીને એણે પોતાનું ચાલવું તો ચાલુ જ રાખ્યું. સહેજ શંકિત નેત્રે પાછળ દ્રષ્ટિપાત કરતા એક પરિચિત કંઠસ્વર એને કાને અથડાયો.

"આટલે દિવસે—આજે બે વર્ષ પછી મેં તને શોધી કાઢ્યો! તું અહીં હોઇશ એવું મેં સ્વપ્નમાંય ધાર્યું ન હતું! શું તું નવદ્વીપમાં હતો કુમાર?"

"ના રે ના. આટલામાં જ હતો. પણ આમ તમે મને નામ દઇને શા માટે બોલાવો છો બ્રહ્મચારી?" કુમારે પોતાનો ગતિવેગ કમી કરીને અસ્વસ્થ ભાવે ઉત્તર આપ્યો.

"ક્યાંથી તું અને ક્યાંથી હું! એ નામે તને બોલાવું એમાં તને કોઇ ખાસ વાંધો છે? પુર્વ પરિચયનું એ એક માત્ર ચિન્હ છે. પસંદ ન હોય તો એ નામે નહિ બોલાવું."

"મારા કહેવાથી તમને દુઃખ થયું હોય એમ મને લાગે છે. આપણા સંગનો જ એ ગુણ છે બ્રહ્મચારી, કે દુઃખ દઇને દુઃખ લઈએ છીએ. આ જુઓ."

બ્રહ્મચારીએ સ્નેહાવેગથી એનો હાથ દબાવ્યો.

"મને છોડીને ચાલ્યા ગયા પછી બે વર્ષે અહીં ક્યાંથી અને ક્યારે આવ્યો?"

"તમે જેમ અહીં આવ્યા એમ હું પણ આવ્યો છું."

"હું તો તને શોધવાને આમતેમ ફરતો ફરૂં છું."

"કારણ?"

"જે આવો પ્રશ્ન કરે એને એ વાત કહેવાથી પણ શું વળે તેમ છે?"

"ભલે, તો ન કહો, બ્રહ્મચારી!" સ્થિર નેત્ર બ્રહ્મચારીની સામે જોઈ એ સહેજ હસીને ડોક હલાવતા હલાવતા બોલ્યો.

"હું તો મારી જાતને હંમેશાં ધિક્કારૂં છું. પણ જવા દે એ વાત. વારૂ, કહે તો ખરો કે પૂર્વ બંગાળમાંથી આટલે દૂર ખાવાપીવાનાં કોઇ સાધન વગર તું અહીં સુધી કેવી રીતે આવ્યો? રસ્તે ખૂબ તકલીફ પડી હશે!"

"ફરી પાછી એની એ જ વાત!" કુમાર કંઇક ઉંચે સાદે હસતો હસતો બોલ્યો. "તકલીફ પડવાની હતી એ પડી ચૂકી અને

સર્જન પણ કરી લીધી. તમે મારે માટે આટલી બધી કાળજી રાખી આમ ભમ્યા કરો છો પણ મને તો એક વાર પણ તમને શોધી કાઢવાનું મન થયું નથી. આ તે તમારી કેવી વિડંબના કહેવાય?"

"આનો ઉત્તર તો એ જ આપી શકે, જે મનોભાવને જીવમાં સંજીવિત રાખે છે." બ્રહ્મચારી નિસાસો નાખી બોલ્યો.

"કેમ! ઉત્તર તો ઘણુાય છે. પંચદંશીકારની અનાદિ માયા—અદ્વૈતવાદીની ભ્રાંતિ..."

"બસ...બસ એ તત્વકથા કહેવી એટલેથી જ રહેવા દે. મને એ કહે કે આ તરફ તું કયાંથી આવ્યો? વળી એવો કોણુ ભાગ્યવાન તને મળીને તકલીફ ઉઠાવવાને તૈયાર થયો છે એ તો મને કહી સંભળાવ." બ્રહ્મચારીએ એનો કેડો નજ છોડયો.

કુમાર થોડીવાર ચૂપ રહી હસીને બોલ્યો: "હું કેમ અહીંયા આવ્યો એ વાત તમારે સાંભળવી છે?"

"જરૂર."

"એ મારી ચાલાકી સાંભળીને અવાક્ થઈ જશો."

"કઈ જાતની ચાલાકી!"

"એ તમને કહ્યા વગર ચૂપચાપ જઈ શકીશ નહિ. એ ચાર દિવસની વાત કહેવી અનાવશ્યક છે. એક મંદિરમાં મહંતનો મેળાપ થયો. નવદ્વીપમાં આવી કોઈ સ્થળે એકાંતમાં રહી અભ્યાસ કરવાનો મારો યત્ન હતો—પરભવનું ભાથું બાંધવાનો મારો સંકલ્પ હતો. તમે જાણો છો કે સાથે તો બે હાથપગ સિવાય બીજું કંઈ હતું જ નહિ..."

"નહિ તોય ક્યારે વળી એ સિવાય બીજું તારી પાસે હતું?"

"કેમ કંઈ ન હતું? ઘરમાંથી નીકળ્યો ત્યારે પહેલા હરિદાસ અને ત્યાર પછી તમે હતા. આમ છતાંય મારી સાથે કંઈ ન હતું એમ કહેવા માગો છો કે? જવા દો એ વાત. એકાએક ભાગવતપાઠ અને કથાવાર્તા કરવાનું મને મન થયું. મહંતના નિત્ય પાઠ શ્રીમદ્ ભાગ-માંથી છાનામાના બે ત્રણ અધ્યાય કાગળ પર ઉતારી લીધા. પછી

ત્યાંથી નીકળીને ચાલતા ચાલતા એક ગામના હાટે આવી પહોંચ્યો. ત્યાં ગાયના છાણની ગાર કરેલી ઓસરીમાં બેસીને ભક્ત અંબરીષનું આખ્યાન વાંચવું શરૂ કર્યું. જોતજોતામાં ત્યાં સ્ત્રી–પુરૂષની ભારે ભીડ જામવા લાગી."

"ગામના હાટે જ ને?" કંઈક યાદ કરીને બ્રહ્મચારી વચ્ચે બોલ્યો. "મને શંકા થાય છે કે એ ગામ છોડીને તારા ચાલ્યા ગયા પછી થોડાક દિવસે હું ત્યાં ગયો હતો. એ ગામના લોકો ભેગાં મળીને ગદ્‌ગદ્ ભાવે શ્રી હરિ નામ સ્મરણ કરતા હતા અને એવી વાતો પણ કરતા હતા કે સાક્ષાત્ મહા પ્રભુ નવીન વેશે પ્રગટ થઈ આ ગામમાં ભક્તોનાં અપૂર્વ ચરિત્ર–વ્યાખ્યાનો સંભળાવી ગયા છે. એકવાર અહીંથી ચાલ્યા ગયા પછી એ કોઈને ક્યાંય પાછા નજરે પડ્યા નથી. એ જે નિવેદન કરી ગયા છે એ પ્રમાણે જ હજી ત્યાં ચાલી રહ્યું છે. કોઇપણ વસ્તુનો સ્વીકાર કર્યા વગર એ જે મૂઢ ગામડીઆઓને આપી ગયા છે એ મહા પ્રભુ સિવાય બીજું કોણ આપી શકે? એમનું નામ સ્મરણ કરતાં કરતા આંખોમાં પાણી ભરાઈ જાય છે. ત્યારે એ તું જ હતો ને?"

"ગરીબ બિચારા! અહીંયા પહોંચવા માટે એમણે મને જે ઉત્તમ ભાતું બંધાવ્યું છે એ હું કદીયે ભૂલી શકું એમ નથી."

"જવા દે એ વાત. એ તો કહે કે નવદ્વીપમાં તું શું ભણ્યો? શાસ્ત્રનો અભ્યાસ કર્યો?"

"કહ્યું નહિ કે નવદ્વીપમાં હું ન હતો. નામ–સંકીર્તન સિવાય બીજું શું શીખવાનું કે ભણવાનું હતું? ત્યાં પણ એક મહાત્માનો આશ્રય મેળવી થોડુંક ભણ્યો ન ભણ્યો અને સત્સંગના ગુણથી થોડાંક સાધન–ભજનના દૃષ્ટાંત જોવા મળ્યા. પરંતુ દુર્દૈવ તો હમેશાં પ્રબળ જ છે. એ મારો કેડો જ છોડતું નથી."

"એવું તે વળી શું બન્યું છે?"

"એમ બન્યું કે એ મહાન વ્યક્તિના આશ્રયે મારા જેવા બીજા ઘણા વિદ્યાર્થીઓ હતા. આશ્રમ ગૃહસ્થાશ્રમની જેમ વિદ્યાર્થીઓ માટે સારો હતો, પણ ક્રમે ક્રમે..."

"અપ્રીતિ થઇ કે? કોની સાથે?"

"અપ્રીતિ તો કોઇની સાથે થઇ નથી."

"ત્યારે શું હતું?"

"કેવળ દ્રષ્ટિ! એક અસહ્ય દ્રષ્ટિપાતને લીધે જ એ સત્સંગ છોડવો પડ્યો."

"તો શું એ દ્રષ્ટિ કોઇ સ્ત્રીની હતી?"

"હા..."

"આશ્રમમાં સ્ત્રીઓ! અજબ!"

"મેં પહેલાં જ કહ્યું કે એ એક ગૃહસ્થાશ્રમ જેવો જ આશ્રમ હતો. એ મહાત્માએ સ્ત્રી–પુત્ર–પુત્રી સૌને સાથે રાખીને જ એ આશ્રમ ખોલ્યો હતો. આશ્રમમાં સંસારની ઘણીયે વસ્તુઓ હોય છે. બેલાશક વિદ્યાર્થીઓ, પુત્ર, પુત્રી વિગેરે સર્વ બ્રહ્મચર્યાશ્રમના નિયમને આધિન હતા. આશ્રમનો માલીક પોતે સાધક હતો. પરમ શાંતિનું એ સ્થાન હતું; પણ વિદ્યાર્થીઓ મારી ઇર્ષા કરતા હતા."

"તો શું એથી જ એ ઉત્પાત થયો?" આટલું બોલી બ્રહ્મચારી વડીલની જેમ અભિભાવકની માફક એનાં મોઢાં સામે જોઇ રહ્યો. "ખરેખર! આ સ્વરૂપને માટે એ અસંભવિત નથી."

આ સાંભળતા કુમારનો લાલઘૂમ ચહેરો એકાએક ફીક્કો પડી ગયો.

"તમે પણ આવી વાત બોલો છો કે?" આંખો ફાડીને બ્રહ્મચારીની સામે જોઇને કુમાર બોલ્યો. "તમે મારા જેવા કઠણ નથી. પરાયાનાં દુઃખે દુઃખી થનારા તમે દર્દી છો. પછી તમે આમ કેમ બોલો છો? અનેક વસ્તુમાં પ્રેમ થવો એ માનવ સ્વભાવ છે અને એ ઘણે ઠેકાણે મળી આવે છે; અને અનુભવ થતાં વ્યથા ઉપજે છે. આવી વ્યથા ઉપર આવો શબ્દપ્રયોગ ઉચિત છે? હું કેટલો નિરૂપાય અને અસહાય હતો એનો તો તમારે કંઈ વિચાર કરવો જોઇએ!"

"જો એ વ્યથા અનુભવી છે તો શા માટે ફરીથી પાછો અનુભવે છે?" બ્રહ્મચારી સહેજ વિસ્મીત બની એના ચહેરા સામે જોઇ બોલ્યો.

"એ તો અનુભવ્યા વગર છૂટકો જ ક્યાં છે? એ અનિવાર્ય છે, નહિ તો દુઃખ શું છે? પરંતુ રાક્ષસી જો પોતાની ભૂખ માટે રડતી હોય તો એની ઉપર દોષારોપ કરવો ચાલે નહિ. ફક્ત વિચારવાનો વિષય એ છે કે એ ભૂખ શેની? અને શાથી એ ભૂખ મટે? એ ભૂખ સદાને માટે ભાંગે એવી કોઇ વસ્તુ આ જગતમાં છે કે કેમ? એની જ શોધ જીવ અનાદિ કાળથી કરતો રહ્યો છે. અપ્રાપ્તિથી કે અતૃપ્તિથી એની છાતી ભાંગી જાય છે. પણ વ્યથા શું મિથ્યા છે? એ વ્યથા ભોગવતા ભોગવતા શું એ વસ્તુ પ્રાપ્ત થશે? જે માટે બધુંય ભૂલીને રાત દિવસ અનિમિષ નેત્ર મીટ માંડી રહેવાય છે, એ મળશે? સંત મહંતોનું એમ કહેવું છે કે આવી વ્યથા થતી વખતે પોતાની જાતને પણ ભૂલી જવાય છે." આમ બોલતો બોલતો કુમાર ધૂનમાં ને ધૂનમાં આંખો મીંચી આગળ વધવા લાગ્યો.

"એ બાજુ રસ્તો નથી ભાઈ, આ બાજુ આવ." ધીમેથી એનું કાંડુ ઝાલીને બ્રહ્મચારી બોલ્યો.

જોરથી નિસાસો નાખીને અડધી મીંચાયેલી આંખો પૂરેપૂરી ઉઘાડીને શ્વાસ લેતા લેતા એણે જવાબ દીધો:

"ચાલો."

"મને લાગે છે કે આજે આખોય દિવસ તેં ખાધું પીધું નથી!"

"ના." જવાબ હજુ ધૂનમાં જ અપાતો હતો.

"એ આશ્રમ ક્યારે છોડી નીકળ્યો છે?"

"આજે વહેલી સવારે!"

"અહીંથી હવે ક્યાં જવું છે?"

"જ્યાં તમે લઇ જાઓ ત્યાં!"

"ત્યારે ચાલ મારી સાથે."

થોડેક દૂર સુધી બ્રહ્મચારીની પાછળ જઈ એકાએક એ ઉભો રહી ગયો અને બોલી ઉઠયો: "ના...ના...હું નહિ આવું. હું તો કાશી જઇશ. મારે ત્યાં જવું જરૂરી છે."

"ભલે એમ કરજે, પરંતુ આજ આખા દિવસનો જેમ તું ઉપવાસી છે એમ હું પણ છું." બ્રહ્મચારીએ નજીક આવી એના ખભા પર હાથ મુકી શાંત સ્વરે કહ્યું. "અહીંથી એકાદ કોશ પર મારૂં જાણીતું એક સ્થાન છે ત્યાં આપણે અનાયાસે અતિથિ થઇ શકીશું. માટે ચાલ, ત્યાં જઇએ."

"પણ કાશીએ તો હું એકલો જઇશ. તમે સાથે આવશો નહિ, એનું મને વચન આપો."

"તારી ઇચ્છા વિરૂદ્ધ હું કંઇજ નહિ કરૂં."

બ્રહ્મચારીની સાથે પાગલની માફક કુમાર પગ ઉપાડી રહ્યો હતો!

*

## ૧૧

ઘણી મોડી રાતે બ્રહ્મચારી અને કુમાર કોઈ એક ગામના ઝાંપા બહાર આવેલા એક ઝૂંપડા આગળ આવી પહોંચ્યા. આંગણામાં ગાયના છાણની ગારનો સુંદર ઓળીંપો કરેલો હતો. આંગણા વચ્ચે ઉંચા પત્થરના ક્યારામાં તુળસીનો છોડ વાવેલો હતો અને એ છોડની ચારે બાજુ ફરતો ગોળ ચોતરો બાંધેલો હતો. એ ચોતરાની નીચેના ભાગમાં ખાસ બનાવેલા નાના ગોખલામાં ઘીનો દીવો બળી રહ્યો હતો. ધૂપની ગંધથી આસપાસનું આખું વાતાવરણ મઘમઘી રહ્યું હતું. આસપાસ આવેલાં બીજાં ઝૂંપડાંઓમાંથી ખંજરીના ઝણકારની સાથે ગાનનાં ધીમા ધીમા સૂર પવનની લહેરો સાથે બહાર સરી ગૂંજી રહ્યા હતા. "હરિહરયે નમઃ! શ્રી કૃષ્ણ યાદવાય નમઃ!"

"આ શું બ્રહ્મચારી?" કુમાર એકાએક ચોંકીને બોલી ઉઠયો. "મને કોઈ વૈરાગીના અખાડામાં લાવ્યા લાગો છો!"

"તું તારે મન ફાવે એમ બોલ." બ્રહ્મચારી ધીમે સ્વરે બોલ્યો. "મારી વૈષ્ણવ દીક્ષાના ગુરૂ મહાત્મા શ્રી બાબાજી મહારાજ અહીં નિવાસ કરે છે. એમનાં એક વાર દર્શન કરી લઇએ."

"એ અહીંયા રહે છે? ઓહ્, ત્યારે તો સોનાં કરતાં પીળું. એમનાં દર્શન કરવાની તો મારી ઘણા લાંબા સમયથી ઉત્કંઠા હતી. તે દિવસે ચંડીમાના સાધક ઠાકુર મહારાજે પણ મને એમજ કહ્યું હતું; પરંતુ તમને એમ નથી લાગતું કે આપણે અહીં કવખતે આવ્યા છીએ?"

"વખત–કવખતમાં તું વળી માને છે, એની તો મને આજેજ ખબર પડે છે."

કુમારે બ્રહ્મચારીની સામે જોયું. ગાઢ અંધકારમાં પણ એની આંખો તારા જેવી ચમકી રહી હતી.

"તમારા જેવા સહૃદય પુરૂષનાં મુખે આવી વાત સાંભળવી પડશે એવી મેં કદીયે આશા રાખી ન હતી બ્રહ્મચારી!" કુમાર ગંભીર સ્વરે બોલ્યા. "હિંસક જંતુને આઘાત કરી એની વ્યથા જોવા છતાં વ્યથિત ન થાય એવો નિર્દય શું આ જગતમાં છે? જો એવું કોઈ હોય તો એ પશુ કરતા પણ અધમ છે."

"હિંસક જંતુને આઘાત કરવામાં વ્યથા થાય કે?"

"બેશક, કારણકે આપણે જ એને હિંસકનું નામ આપ્યું છે. એ તો કોઈપણ પ્રકારે પોતાની ક્ષુધા ટાળવાને જ ઈચ્છે છે. આને જો હિંસા કહેવામાં આવે તો સારૂંયે જગત પણ હિંસક જ છે, કારણકે પ્રત્યેક મોટા જીવ નાના જીવની હિંસા કરીને જ જીવે છે."

કુમારનો આ ઉત્તર સાંભળી બ્રહ્મચારીએ મસ્તક નમાવી દીધું. થોડી વાર મુંગો રહી પછી એ પાછો મૃદુ સ્વરે બોલ્યા: "ખરેખર તું જ સાચો વૈષ્ણવ છે. હું તો કેવળ વૈષ્ણવ વેશધારી જ છું."

"આવું બોલીને મને વધુ અપરાધી ન બનાવો. ચાલો, આપના દીક્ષાગુરૂનાં દર્શન કરી માનસિક ગ્લાનિ દૂર કરીએ."

બંને થોડુંક આગળ ચાલ્યા, ત્યાં સામેથી એક ભગવાધારી વૈરાગીને આવતાં નિહાળી બ્રહ્મચારીએ માથું નમાવ્યું.

"ઓહો આપો નમસ્તે. તમે બરાબર વખતસરજ આવી પહોંચ્યા છો."

"અમે હમણા જ ગુરૂદેવનાં દર્શન માટે આવી રહ્યા હતા, ત્યાં તમે સામાજ મળી ગયા. કહો જોઉં, બાબાજી મહારાજ તથા સર્વ કોઈ કુશળ છે ને?"

"બાબાજીની પ્રકૃતિ ઠીક નથી." એણે નંખાયલે ચહેરે જવાબ વાળ્યો.

વૈરાગીને મોઢે આ ખબર સાંભળી બ્રહ્મચારી એકદમ થંભીને ઉભો રહી ગયો.

"એટલો બધો ભય કરવા જેવું કંઈ નથી." બ્રહ્મચારીને હૃદયભંગ થયેલો જોઇને વૈરાગી પાછો આશ્વાસન આપતો બોલ્યો: "ગમે તેમ પણ હવે વૃદ્ધ શરીર છે, અને તેથી જ નરમગરમ રહે છે."

"કેટલા દિવસથી એમની પ્રકૃતિ આમ અસ્વસ્થ થવા પામી છે?"

"છેલ્લા બેત્રણ દિવસથી. ચાલો, ઝુંપડીમાં ચાલો. તમને જોઇને એ ખુશી થશે. પણ તમારી સાથે આ..." એટલું બોલીને કુમારની સામે વિસ્મિત ભાવે જોઇને વૈરાગી ચૂપ થઈ ગયો.

"એ મારા સત્સંગી સ્નેહી છે." બ્રહ્મચારી વૈરાગીની શંકા નિર્મૂળ કરતાં તરત બોલી ઉઠ્યો.

"મારૂં સૌભાગ્ય છે કે મને તમારી સાથે એમનાં દર્શનનો પણ લાભ મળ્યો. આમ ઉંમરે તો બહુ નાના હોય એમ લાગે છે! આવો, આજે અમારી કુટીરનું આતિથ્ય સ્વીકારી અમને કૃતાર્થ કરો."

"ચાલો, પહેલાં બાબાજી મહારાજનાં દર્શન કરીએ."

વૈરાગી, બ્રહ્મચારી અને કુમાર કુટિરમાં પ્રવેશ્યા. અંદર ઝાંખો દીવો બળી રહ્યો હતો. બહાર મંદ મંદ સંભળાતો ભજનનો સ્વર હવે સ્પષ્ટ સંભળાઈ રહ્યો. બાબાની પથારી પાસે બેસી એક ભક્ત મીરાનાં ભાવવાહી પદની છેલ્લી લીટીઓ પલટાવી પલટાવીને લલકારી રહ્યો હતો.

જુગ જુગ ભીર હરિ ભગતનકી......દીની મોક્ષ સમાજ.
મીરા સરણુ ગ્રહી ચરણનકી......લાજ રખો મહારાજ.

"જુઓ, ત્રણ દિવસની બીમારીમાં કેવી અવસ્થા થઈ ગઈ છે? છતાં એમનાં ભજનાનંદમાં ઉણપ આવી નથી." કુટીરની અંદરને ભાગે આવી પહોંચતા બાબા તરફ આંગળી ચીંધી પેલો વૈરાગી ધીમેથી બોલ્યો.

"અસ્વસ્થ પ્રકૃતિને શાંતિનું વાતાવરણ હોય તો વધુ ઠીક!" સહેજ અસ્વસ્થ થઈ બ્રહ્મચારી આસ્તેથી બોલ્યો અને વૈરાગીની ભજન-ધૂન અટકી ગઈ.

"જેની આખી જીંદગી જળમાં વીતી હોય એ માછલાંને જળ-પ્રવાહના નાદની અશાન્તિ નથી અસર કરતી. સાચા ભક્તની અંતિમ શાંતિ ભજનામૃતના પાનમાં જ હોય!"

બ્રહ્મચારી આ જવાબ સાંભળતાં જ ચૂપ થઈ ગયો.

આંખો મીંચી ભજનામૃતનું પાન કરતા ગુરૂદેવની છેક પાસે જઈ વૈરાગીએ ધીમેથી એમના કાનમાં કહ્યું: "બાબાજી મહારાજ..."

"કાં! શું છે?" બંધ આંખોએ જ બાબાએ જવાબ વાળ્યો.

"બ્રહ્મચારીબાબા આપનાં દર્શન કરવા આવ્યા છે."

"એમને અંદર આવવાનું કહે."

"એ અંદર જ આવ્યા છે. આપની સામે જ ઉભા છે."

એક બાજુ ખુણામાં શાંત ગંભીર મુખમુદ્રાએ ઉભેલા ચકોર કુમારે જોયું કે એક ઘાસ પાથરેલી પથારી ઉપર એક ક્ષીણ દેહ બંધ આંખોએ પડેલો હતો. એની પાસે પેલું મીરાનું ભજન ગાનાર ભક્ત બેઠો હતો. બાબાના જમણા હાથમાં માળા હતી. બ્રહ્મચારી વિહ્વળ ભાવે એમના બેઉ ચરણ પકડીને બેસી ગયો હતો.

"આવ ભાઇ, ભલે આવ્યો. કુશળ તો છે ને?" બાબાએ ધીમે ધીમે આંખો ઉઘાડી. બ્રહ્મચારી ઉઠીને એમની પાસે ગયો. એની પીઠ પર પ્રેમથી હાથ ફેરવતા ફેરવતા એમની નજર ખુણામાં ઉભેલા કુમાર પર પડી. "તારી સાથે આ બીજું કોણ છે, બ્રહ્મચારી?" એમણે જિજ્ઞાસાપૂર્વક પૂછ્યું.

"બ્રહ્મચારીના મિત્ર છે. આપણા અતિથી છે." વૈરાગીએ બ્રહ્મચારી વતી જવાબ દઇ દીધો.

"આમ આવ...મારી પાસે આવ ભાઇ. આટલી નાની વયમાં આમ સાધુ-વેશે..."

કુમારે પાસે આવી હાથ જોડી વંદન કર્યું. બાબાની નજર એની ઉપર પડતાં જ એ બોલતા બોલતા અટકી ગયા. એમણે કંઈક ચોંકીને વિસ્મિત બનીને બૂમ મારી: "હરિદાસ, દીવો જરા મારી પાસે લાવ. એનું અજવાળું બરાબર કર. મારી આંખનું તેજ ક્ષીણ થઈ ગયું છે. મને બરાબર દેખાતું નથી. આ યુવાન અતિથિનું મોં મારે બરાબર જોવું છે."

હરિદાસને નામે સંબોધાયલા પેલા વૈરાગીએ દીવાની વાટ જરા સંકોરી. થોડો વધુ પ્રકાશ કુમારનાં વદનકમળ ઉપર પડ્યો.

"એના સંબંધમાં એક વાર હું શ્રી ચરણમાં નિવેદન કરી ચૂક્યો છું. એ મારો લઘુબંધુ જેવો છે." ગુરૂદેવના ધ્રૂજતા હાથ પકડી એમને પથારીમાં અડધા બેઠા થવામાં મદદ કરતા બ્રહ્મચારીએ કહ્યું.

"એ આજ છે? આહાહા, સાક્ષાત્ ગૌરાંગ પ્રભુ......" બોલતાં વૃદ્ધનું શરીર કંપી ઉઠયું. જમીન પર પડી જતાં બ્રહ્મચારીએ વ્યસ્તભાવે એમને એકાએક પકડી લીધા. અસ્ફુટ સ્વરે વળી બેચાર વાર કંઈક બોલવાનો યત્ન કરવા છતાં એ ન બોલી શકયા. એમનો કંઠ રૂંધાયો. કુમાર અને વૈરાગી ભયભીત થઇ એમની છેક પાસે દોડી ગયા અને બ્રહ્મચારીની સાથે મળીને એમને પાછા પથારીમાં સુવડાવી દીધા. વૈરાગી હરિદાસ ઉંચે સાદે મોટેથી પ્રભુનામ-સ્મરણ કરવા લાગ્યો: "હરે કૃષ્ણ હરે કૃષ્ણ, કૃષ્ણ કૃષ્ણ હરે હરે!" બ્રહ્મચારી ગુરૂનો હાથ પોતાના હાથમાં લઈ નાડી પરીક્ષા કરી ધીમે સાદે બોલ્યો: "દુર્બળ દેહ ભાવના આવેશથી સહેજ મૂર્છિત થયો છે. બાજુ કંઈ ખાસ ભય રાખવાનું કારણ નથી."

થોડી વાર પછી ભાનમાં આવતા બાબાએ પાછી આંખો ઉઘાડી. આમતેમ નજર ફેરવતા કુમારને ત્યાં ન જોતા એ કંઈક વિહ્વળ થઇને બોલી ઉઠ્યા: "ક્યાં ગયા? મારા એ ગૌર ચંદ્ર પ્રભુ કયાં ગયા?"

આમ અણધારી આફત આવી પડવાથી ગભરાઈને કમલકુમાર ક્યારનો કુટીર બહાર જઇને ઉભો રહ્યો હતો. એ ક્ષણે જ એ સ્થાન છોડી ચાલ્યા જવાનો એણે નિશ્ચય કર્યો, પરંતુ 'આંગણે આવેલ અતિથી

ભૂખ્યો ચાલ્યો ગયો ' એ વાત સાંભળતા બાબા મહારાજને ભારે આઘાત લાગશે અને બ્રહ્મચારીને પણ ખોટું લાગશે, એ વિચારે એના ચાલ્યા જવાને ઉપડેલા પગ પાછા થંભી ગયા. બ્રહ્મચારીએ પોતાને કેવી વિપત્તિમાં લાવી મુક્યો અને એની સાથે આવવાથી કેવી વિષમ પરિસ્થિતિ ઉપસ્થિત થઈ એ વાત એ ઉભો ઉભો વિચારતો હતો ત્યાં વૈરાગીએ આવી એને વિનયપૂર્વક કહ્યું : " બાબાજી હવે સ્વસ્થ થયા છે, અને આપને અંદર ન જોવાથી એમને બહુ દુઃખ થઈ રહ્યું છે. કૃપા કરી આપ અંદર આવો..."

" તમારો મનોભાવ હું સમજી શકું છું. પરંતુ નિરૂપાય છું." બે હાથ જોડીને સહાનુભૂતિ દર્શાવતો કુમાર બોલ્યો. " મારી અવસ્થા પર દયા ખાઇ એમના ભાવાવેશને સાંખી લો. હું તો તમારૂં સામાન્ય આતિથ્ય સ્વીકારવા ઇચ્છતો હતો: પણ આ તો ઉલ્ટા તમને બધાને મેં ભારે ઉપાધીમાં મૂકી દીધા છે."

વૈરાગીએ એને અત્યંત આગ્રહપૂર્વક સમજાવ્યા. આખરે એને એના આગ્રહને વશ થવું પડ્યું. નીચું માથું રાખી કુટીરમાં ફરી દાખલ થતાં એના જોવામાં આવ્યું કે એ વૃદ્ધ બાબાજી બ્રહ્મચારીના ખભા સાથે માથું ટેકવી રાખી એક હાથે માળા ફેરવતા ફેરવતા ' હરે કૃષ્ણ હરે કૃષ્ણ ' નામોચ્ચાર કરી રહ્યા હતા.

" આવ ભાઈ, મારો અપરાધ માફ કર ! " ગંભીર વદનકમળવાળા અતિથીને પાછો આવેલો જોઇ પોતાની ભીની આંખો લૂછી નાખી એ ધીમે સાદે બોલવા લાગ્યા : " આ સામે પડેલાં આસન ઉપર બેસ. આ નીલુભાઇને તો તું ઓળખે છે ને ? એણે જ મને તારી વાત કહી હતી. આવે વખતે પણ તારાં એક વાર દર્શન થઇ શક્યા એ ખરેખર મારૂં પરમ સદ્ભાગ્ય જ છે. જ્યારથી તારા સંબંધી સાંભળ્યું હતું ત્યારથી તારાં દર્શન કરવાની મને ઉત્કંઠા થઈ હતી. પ્રભુએ મારી એ ઇચ્છા પૂર્ણ કરી છે. આજે મારો ધન્ય દિવસ છે. મારી આ ગરીબની ઝુંપડીનું આતિથ્ય સ્વીકાર, ભાઈ! નીલુ, આજની રાત એ આપણા મહેમાન છે. એમનાં ભોજનનો અને આરામનો બંદોબસ્ત કરજે. " બાબાએ પોતાની પાસે બેસી ભજન ગાતા શિષ્યને સંબોધી કહ્યું.

"આપ સંપૂર્ણ શારીરિક સ્વસ્થતા મેળવશો પછી જ આપનાં આતિથ્યનો સ્વીકાર કરીશ." કુમારે બે હાથ જોડી ગદ્‌ગદ્ કંઠે બોલ્યો.

"ભલે ભલે, હવે એમ જ થશે." બોલી બાબાએ પથારીમાં આરામ માટે પાછું લંબાવ્યું.

"નીલુભાઈ, આટલામાં કોઈ વૈદ હોય તો તેને બોલાવી મંગાવો તો સારૂ." બ્રહ્મચારીની સામે જોઈ કુમાર ધીરે સાદે બોલ્યો. "બાબાજીનો કંઠ વારેવારે રૂંધાઈ જાય છે. ગળામાંથી સાદ પણ આવતો સંભળાય છે."

બ્રહ્મચારીએ ઉભા થઈ એકપણ અક્ષર બોલ્યાચાલ્યા સિવાય જૂનું ઘી લાવીને બાબાની છાતી અને પીઠ પર ચોળવા માંડ્યું.

થોડીવાર પછી બાબાજી પાછાં સ્હેજ સ્વસ્થ થઈ બોલવા લાગ્યા. "એનું શું નામ તેં કહ્યું હતું નીલુ? કમલકુમાર કે? ખરેખર, એ મારા દયાળુ અદ્વૈત પ્રભુનું જ જાણે નામ છે! જય રાધા ગોવિન્દ! ભાઈ, વૃદ્ધાવસ્થામાં આમ દુર્બળ થઈ જવાય છે. આટલા મનોવેગવાળો દેહ પણ ટકી શકતો નથી. મને લાગે છે કે હવે આ દેહનું કાર્ય પૂરૂં થવા આવ્યું છે. નીલુ, હવે તું એમના ભોજનનો પ્રબંધ કર. મને ઠીક છે."

* * *

નિર્જન સરોવરને કાંઠે બેસી બ્રહ્મચારી અને કુમાર બંને વાત કરી રહ્યા હતા.

"ભાઈ, મને એક ભિક્ષા આપીશ?" બ્રહ્મચારી બોલ્યો.

"કૃપા કરી મને આમ શરમાવો નહિ. જે કહેવું હોય તે ખુલ્લે દીલે કહી નાખો."

"હું એક ખાસ કારણસર બે ત્રણ દિવસ માટે બહાર જવા ઇચ્છું છું. અને મારી ગેરહાજરી દરમ્યાન તું બાબાજી પાસે રહી એમની સંભાળ રાખ."

"ક્યા ખાસ કારણસર આપને આવે વખતે બહાર જવું છે, એ મને કહેવામાં કાંઈ વાંધો છે?"

"વાંધો વળી શાનો હોય! તારી સન્મુખ તો એને લાવીને હાજર કરનાર છું."

"કોને લાવીને હાજર કરવાના છો? એ કોણ છે?"

"મારા પ્રભુપાદના ગૃહસ્થાશ્રમના ધર્મપત્ની! એઓ આ જીવન બ્રહ્મચારિણી હોઈ, અમારી માતા સમી પૂજનીયા દેવી છે: મારા ગુરુદેવે એમની તરુણ વયમાં જ્યારથી સંસાર ત્યાગ કર્યો ત્યારથી જ સ્વામીના આદર્શ ગૃહસ્થાશ્રમમાં રહીને એ સર્વ ત્યાગીની બનેલ છે."

"તમને એમની આટલી વાત ક્યાંથી જાણવાને મળી?

"થોડા સમય પહેલા બાબાજીને મુખે જ આ વાત સાંભળીને હું એમનાં દર્શન કરી આવ્યો છું. મને એમના સ્નેહભર્યાં આતિથ્યનો પણ લાભ મળ્યો છે. ગામ લોકોને મોઢે એમની એકનિષ્ઠા અને ધર્મનીતિની વાત પણ ઘણી ઘણી સાંભળવામાં આવી છે. મારા આ ગુરુદેવ તો આટલા દિવસ આ તરફ હતા જ નહિ. કેટલા ય વરસ સુધી એક આશ્રમમાં એઓ ભજન કરતા હતા. એ પણ ત્યાં એકલા જ હતા; છતાં ય બહાર કોઈ સાથે એમને કંઈ લેવાદેવા ન હતી. માએ મને ફક્ત એટલું જ કહી રાખ્યું છે કે જ્યારે એમની સેવાની ખાસ જરૂર પડે ત્યારે મને ખબર કહેવડાવી દેજે."

"ભલે, જાઓ." થોડી વાર ચૂપચાપ બેસી રહ્યા પછી કુમાર ધીમેથી બોલ્યો. "હું પણ એમને આવી સ્થિતિમાં મુકીને ચાલ્યો જઈ શકું નહિ. કદાચ એ દેવી ત્યાં ન હોય તો બીજે તપાસ કરજો. મને તો એમ લાગે છે કે જેમ 'પાણીના પરપોટા પાણીમાં જ ઉત્પન્ન થઈ પાછા પાણીમાં જ સમાઈ જાય છે' એ ન્યાયે એમની પણ એવી જ અવસ્થા હશે. પરંતુ જેમ બને તેમ જલ્દી પાછા ફરજો."

"એમ જ થશે. પરંતુ તું બાબાજીની તબિયત તપાસવા વૈદ્યને બોલાવવાની તકલીફ ન લેતો."

"તમે તમારે બેફિકર જાઓ. એ બધું હું સંભાળી લઈશ." કુમારે હસીને ઉત્તર આપ્યો.

એક તરફ બ્રહ્મચારી ગુરુદેવની સોંપણ કુમારને કરી રહ્યા હતા, બીજી તરફ ગુરુદેવ એમનાં શરીરની સોંપણ વધતા જતા વ્યાધિને કરી રહ્યા હતા.

ભાવિનું પરિણામ કોણ જાણી શક્યું છે કે એ એમાંથી કોઈ જાણે?

*

## ૧૨

**બ્રહ્મચારીની** સાથે આવેલ વ્યક્તિને જોઈ કુમાર અત્યંત આશ્ચર્યચકિત થઈ ગયો અને મનમાં ને મનમાં વિચારવા લાગ્યો કે શું આજ એ મહાત્માના ધર્મપત્ની કે? આ શું? નર્યો વિધવાનો વેશ!"

એની નજર સામે અત્યારે ગંગાના ઘાટે આવેલા પેલા ગૃહસ્થ ગુરૂના બ્રહ્મચર્યાશ્રમની સ્વામિનીની જ મૂર્તિ તરવરી રહી. એજ હાથ વણાટનું દેશી રંગનું છાપેલુ છાયલ! એજ ઓળ્યા–ગુંથ્યા વગરના માથાના વાળ વચ્ચે સેંથામાં પૂરેલાં લાલ સિંદુરનું ચિહ્ન! એજ લાલ શંખના એરખા વિગેરેથી શોભતા હાથ! એજ એ આશ્રમ–સ્વામીની છે, એમ ઓળખી લેતાં એને વાર ન લાગી. લાંબો સમય સુધી ઉગ્ર તપ કરવાથી કૃશ કાય બનેલી એ વિધવા તાપસી, એના માથા પરના છૂટા વિખરાયેલા વાળ સફેદ થઈ ગયા હતા, છતાં ય જાણે કોઈની સામે આવીને ઉભા રહેવાની કે વાર્તાલાપ કરવાની એને ઇચ્છા ન હતી એ સ્પષ્ટ દેખાઈ આવતું હતું.

કુમારના અંતરની ઉંડાણમાં એવી ઇચ્છા થઈ આવી કે લાવ જઈને બ્રહ્મચારીને કહું કે 'આજ તમારી માતૃમૂર્તિને ? આજ તમારી મૌનવ્રતધારિણી સતી–સાધ્વી તપસ્વીની કે ?' પરંતુ પાછો કંઈક વિચાર આવતાં એ થોભી ગયો.

ગમે તેમ પણ એનાં આગમને એ વૃદ્ધ બાબાની સેવા–સંભાળનો એનો ભાર હલકો કરી દીધો. એની મૂક્તિનો માર્ગ હવે મોકળો થઇ ગયો. એણે માન્યું કે હવે એ પોતે અહીંથી ખુશીથી જઈ શકશે. પરંતુ આવી વિષમ પરિસ્થિતિમાં એ વૃદ્ધ મહાત્માની રજા માગવા જવાની એની હિંમત ચાલી નહિ.

આવનાર તપસ્વીની દેવી આશ્રમમાં રહી રાત દિવસ એ વૃદ્ધ પુરૂષની સાચી લાગણીથી સેવા કરી રહી હતી. બાળકની જેમ એને ખવડાવતી, એનું મોઢું ધોતી, લુંછતી અને પથારીમાં સુવડાવતી પણ હતી. હાથમાં માળા આપી એની પાસે બેસી પુસ્તકો પણ વાંચી સંભળાવતી હતી. એ બંને વચ્ચે ક્યારે ય કોઈપણ પ્રકારનો વિરોધ હતો એ વાત મુદ્દલ કળી શકાતી ન હતી.

એક દિવસે એ તપસ્વીની બાબાને એમની ઇચ્છા મુજબ શ્રી ચૈતન્ય ચરિતામૃત પાઠ કરીને સંભળાવી રહી હતી. કુટીર બહાર બ્રહ્મચારી અને કુમાર પોતપોતાના કાર્યમાં તલ્લીન હતા. બંનેના કાન પર એ પાઠના શબ્દો અથડાઈ રહ્યા હતા.

"પુરૂષરૂપી પ્રકૃતિ વળી કઈ?" કહીને બ્રહ્મચારીનાં મોં સામે જોઈને કુમાર બોલ્યો: "જેને શાક્ત ઉપાસકો શક્તિ કહે છે એ જ ને ? ત્યારે ઇશ્વરને પુરૂષ વેશ ધારણ કરવાની જરૂર જ શી હતી ? વળી એકાદ પુરૂષ વેશ કે નામ ધારણ શા માટે કર્યાં ?"

આ સાંભળી બ્રહ્મચારી સહેજ હસી પડ્યો.

"શક્તિનો તે વળી વ્યાકરણ પદ્ધતિએ વિચાર કરાતો હશે કે બાબા ?" એકાએક એ તપસ્વીનીએ પોતાના શબ્દો પર ટીકા થતી સાંભળી એને ઉત્તર આપ્યો. "ભગવદ્ શક્તિ શું સ્ત્રી–પુરૂષ બંને ન બની શકે ?"

આ ઉત્તરની સાથોસાથ વૃદ્ધ બાબાના કંઠમાંથી "નીલ...નીલુ..." એટલા શબ્દો નીકળતા સંભળાયા.

કુમાર સ્તંભીત થઇ ગયો. એણે તો બ્રહ્મચારી સાથે સહેજ મજાક કરવાની ખાતર જ આ ગંભીર વિષયને છેડ્યો હતો, પરંતુ એ થોડું બોલતી અજ્ઞાત પણ ચકોર સાધ્વીનો આવો સચોટ પ્રત્યુત્તર સાંભળી એ વિસ્મિત થઇ ગયો. એટલું જ નહિ પણ એ મનમાં ને મનમાં સમજી ગયો કે એ બાહ્ય નજરે શરીરે દેખાય છે એવી શુષ્ક અંદરથી નથી. એની સાથે વાદવિવાદમાં ઉતરવાનું એને મન તો થઇ ગયું પણ પાછું કંઇક સાંભરી આવતાં એ ખંચાયો ને બેચેન દીલે સ્નાન કરવા જવા ઉભો થયો. બ્રહ્મચારીને ઉદ્દેશીને એ બોલ્યો :

"ચાલો, હવે સ્નાને જઇશું ને?"

"મને થોડીક વાર છે. તું તારે જા." બ્રહ્મચારીએ ઉત્તર આપ્યો.

* * *

ગામની ભાગોળે તળાવ આવેલું હતું. ગામના સ્ત્રીપુરુષો ત્યાં જ નાહવાધોવા આવતા હતા. કુમાર આજે બપોરે સ્નાન કરવાના સમય પહેલાં ઘાટે આવી પહોંચ્યો. માણસોની ભારે ભીડ ત્યાં એના જોવામાં આવી. એ ભીડ ભેદીને ઘાટ પર જવાય એમ એને ન જણાયું. અખાડાના એકાદ બે વૈષ્ણવો ઘાટ પર સ્નાન કરતા હતા ત્યાં ન જતાં એ ઘણે દૂર ચાલ્યો ગયો અને નિર્જન કાંઠા પર ઉગેલા ઝાડપાનને હાથ વડે આઘાં ખસેડીને એ પાણીમાં ઉતર્યો.

એ સ્થળે પાણીમાં સેવાળ અને નાના છોડ મોટા પ્રમાણમાં ઉગેલ હતા. નહાવામાં એને ખૂબ અડચણ થવા લાગી. પાણી પર સર્વત્ર લતા-વેલા પ્રસરી રહ્યા હતા અને એની ઉપર સુંદર ફુલો ઉગીને જાણે એક નાનકડો સુંદર બાગ બન્યો હોય એમ લાગતું હતું. એણે હરિ ૐ ઉચ્ચારી ત્યાંથી દૂર નીકળી જવાનો ઇરાદો કરી આંખો મીંચી જોરથી પાણીમાં ડુબકી મારી. પાણીની નીચે સુધી થોડે દૂર તરી જઇને એણે માથું પાણી બહાર કાઢ્યું તો એનાં

ગળામાં એક મોટી ચીજ વળગી રહી હોય એમ એને લાગ્યું. પાણીમાં ઉગતો એ કોઈ વેલો વિંટળાયો હશે એમ એણે ક્ષણભર માની લીધું. બરાબર એ જ વખતે ઘાટ ઉપરથી 'સંન્યાસી બાબા, ઓ સંન્યાસી બાબા, તમારે ગળે મોટો સાપ વિંટળાયો છે. જરા આંખો ઉઘાડી નીચી નજર કરી જુઓ, નહિ તો ડંખ મારશે.' એમ મોટેથી બૂમો પડતી એના કાને અથડાવા લાગી. વનિતાઓના ઘુમરાણથી આખું તળાવ ગાજી ઉઠ્યું. કેટલાક વૈષ્ણવો 'જય નીલુભાઈ, વાહ નીલુભાઈ!" એમ મોટેથી ઉચ્ચારવા લાગ્યા. પણ કોઈએ એની તરફ પાણીમાં વધવાની હિંમત ન કરી. ફક્ત બાબાનો પરમ શિષ્ય નીલુ એકલો જ ક્યારનો એને બચાવવા પાણીમાં કુદી પડ્યો હતો. ભયાનક સર્પચૂડમાં ફસાયલા કુમારે કંઈ જ વ્યાકૂળતા ન દર્શાવતાં ફરી વાર હરિ ૐના ઉચ્ચાર સાથે પાણીમાં ડુબકી મારી. ત્યાં એને નીલુએ પકડી લીધો.

પછી પાણીમાં જ કેટલીક પળ વીતી ગઈ. બહાર ઉભેલા બધાને એક એક પળ એક એક યુગ જેવી લાગી! જ્યારે કુમારે નીલુ સાથે પાણીમાંથી પાછું માથું બહાર કાઢ્યું ત્યારે બધાનાં જીવમાં જીવ આવ્યો. બધાય એકી સાથે આનંદપૂર્વક બોલી ઉઠ્યાઃ 'સાબાસ નીલુભૈયા.'

"આ બાજુ આવતા રહો સંન્યાસી બાબા! આ ઘાટ છોડીને તમે એ અવાગરૂ સ્થાને શા માટે ગયા?" આટલું બોલતાં બોલતાં કેટલીક સ્ત્રીઓની આંખમાં હર્ષનાં આસું આવ્યાં. કેટલાક વૈષ્ણવો એમને જંગલની એ બાજુએ નહાવા જવા માટે મીઠા ઠપકા આપવા લાગ્યા. કુમાર એ બધા પર ધ્યાન ન આપતાં સ્ત્રીઓનો ઘાટ જ્યાં અત્યારે કોઈ ન હતું ત્યાં આવીને ઉભો રહ્યો.

"ખરેખરા ભાગ્યશાળી છો, કે આવા ભયાનક સર્પની ચૂડમાંથી તમે જીવતા બચી ગયા!" ઘાટ પરથી કોઈ મૃદુ સ્વરે બોલ્યું.

સંન્યાસીએ ચકિત થઈ પીઠ ફેરવી એ તરફ જોયું તો બ્રહ્મચારીએ વર્ણવેલી એ સ્નેહાળ સાધ્વીની માતૃમૂર્તિ સામે ઉભી હતી. એની

કાખમાં પાણીનો ઘડો હતો, એ ઉપરથી એ પાણી ભરવા આવી હશે એમ અનુમાન થતું હતું.

"ડંશ નથી દીધો છતાં ગળું લાલચોળ થઇ ગયું છે." કુમાર કંઇ પણ પ્રત્યુત્તર આપે એ પહેલાં જ એ આગળ બોલી.

એની પાછળ હવે બે–ચાર સ્ત્રીઓ આવીને ઉભી રહી. એમનાં સ્ત્રી–ઉચિત કોમળ કાળજામાંથી અત્યારે પણ એ ભયંકર દ્રશ્યની ધડક–ધ્રુજારી સંપૂર્ણ બંધ થઇ ન હતી. એમાંની એક–એનાં અંગ તો હજુ ય ધ્રુજી રહ્યાં હતાં.

"તમે સ્નાન કરવા એ બાજુ શા માટે જાઓ છો બાબા? માણસોની ભીડ હોય તો તમે તમારે ખુશીથી આ ઘાટ પર આવતા રહેજો. અમે બધી એટલો સમય આઘી ખસી જઇશું." એક પ્રૌઢ ઉંમરની સ્ત્રીએ હિંમતભેર કહ્યું.

"ના રે ના. એમ મારાથી કેમ થાય? અને હમેશ કંઇ આવું થોડું બને છે? માનવ–જીવન આપત્તિઓ અને અકસ્માતોથી ભરેલું હોય છે, એટલે કોઇ વાર એવી આફતનો ભેટ થઇ પણ જાય. એમાં કંઇ બહુ ગભરાવા જેવું નથી. ઇશ્વરેચ્છા બલિયસી." કુમારે બે હાથ જોડી નમ્રતાપૂર્વક નીડરતાથી જવાબ વાળ્યો.

એનો આ ઉત્તર સાંભળી બધી સ્ત્રીઓ ચૂપ થઇ ગઇ.

"લાવો, મને ઘડો આપો. હું સામેથી સ્વચ્છ જળ ભરી લાવું." કાખમાં ઘડો લઇને ઉભેલી એ બ્રહ્મચારીણી માતાને પાણી ભરવા જતી જોઇને કુમાર લાગણીપૂર્વક બોલ્યો. "હું જાણું છું કે તમો બધા આ બનાવથી ગભરાયલા છો, એટલે અત્યારે પાણીમાં પગ મુકતાં કંઇક સંકોચાવ છો..."

"બાબા, જેને તું ભય દાખવીશ એ તને ભય દેખાડશે!" કુમારના હાથમાં ઘડો આપતા એ ધીરે રહીને બોલી. "તું તો અભયની સાધના કરે છે, એટલે તને હવે કોનો ભય હોય? અને હશે તોય તે આપોઆપ ટળી જશે. સાપ, વાઘનો માણસોને ભય રહે છે પણ જે

માણસની મા, એની બ્હેન, એની દીકરી ભયથી મુક્ત હોય છે એને કંઇ થતું નથી."

નિર્મળ જળથી ઘડો ભરી એના હાથમાં આપી આભારભર્યા ચહેરે એની ચરણરજ લઇ કુમારે પોતાને માથે ચઢાવી. એ પ્રૌઢા નારીએ સ્નિગ્ધ પ્રસન્ન નેત્રે એની સામે જોઇ અસ્ફૂટ સ્વરે આશીર્વાદ ઉચ્ચાર્યો; અને પછી ત્યાંથી એ ચાલી ગઇ.

એના ગયા પછી એ ફરી ઊંડી વિમાસણમાં પડ્યો. "ગમે એમ પણ મને ખાત્રી છે કે મેં એને અન્ય કોઈ સ્થળે જરૂર જોઇ છે!"

આશ્રમે જઇ પહોંચતા જ એના જોવામાં આવ્યું કે ત્યાં ભારે હાહાકાર થઈ રહ્યો છે. આવા વિપરિત બનાવના સમાચાર સાંભળી વિહ્વળ બનેલો બ્રહ્મચારી શ્વાસભેર સામે દોડી આવી પૂછવા લાગ્યો :

"શું થયું? ગળે કંઈ ખાસ દર્દ તો થયું નથી ને?" આટલું બોલતા બોલતા એ વારંવાર ગળાની ચારે બાજુ હાથ ફેરવવા લાગ્યો.

"અરે કંઈ થયું નથી. એ તો કુદરતે જરા મારી નીડરતાની કસોટી કરી હતી." કુમારે હસીને ઉત્તર આપ્યો.

"તો તો સારૂ, નહિ તો અમને તો અહીં વાત સાંભળતાં જ ભારે ચિંતા થઇ રહી હતી."

"તો પછી મારી સાથે જ આવવું હતું ને? જુઓને નીલુ સ્વાભાવિક જ ત્યાં આવી પહોંચ્યો ને મને મદદ રૂપ બન્યો. વળી માને પણ કુદરતે એ જ વેળા પ્રેરણા આપી કે એઓ એ વખતે જ પાણી ભરવા ત્યાં આવી પહોંચ્યા! બ્રહ્મચારી, માનવીનું ધાર્યું કંઇ જ થતું નથી. એ તો કુદરત કુદરતનું કામ કર્યે જ જાય છે."

વિકારવિહીન તપસ્વીની એમની આ વાતચીત સાંભળી રહી હતી.

* * *

એ જ દિવસે મધ્ય રાતે તેમની નિશ્ચિંત નિદ્રામાં કોઇની એકાએક બૂમોએ ખલેલ પાડી. આંખો ચોળીને સ્વસ્થ થયા તો એમને સંભળાયું કે તપસ્વીની માતા તેમને બંનેને મોટેથી બૂમ મારીને બોલાવી રહ્યા હતા.

"ચાલો, જલ્દી કરો. હવે બહુ વાર નથી." બન્ને હાંફળાફાંફળા બનીને પથારીમાંથી ઉભા થયા ત્યાં તો પાછો બહારથી અવાજ સંભળાયો.

બ્રહ્મચારી શ્વાસભેર દોડી જઈને બાબાની ઝુંપડીમાં દાખલ થયો. જાણે કોઈએ મૂઢ માર માર્યો હોય તેમ કુમાર સ્તબ્ધ થઇને ત્યાં જ બેસી રહ્યો. એ મનમાં વિચાર કરતો હતો કે પ્રભાત થતાં જ હવે અહીંથી કાશી તરફ વિદાય થઈ જવું. બાબાજીએ એમનો ને મારો ઉભયનો માર્ગ મોકળો કરી દીધો હોય એમ લાગે છે!"

એટલામાં એને બોલાવવાની પણ બુમ પડી. એણે કુટીરમાં જઇ જોયું તો વૃદ્ધ બાબાજી હસતે મોઢે પથારીમાં તકીઆને અઢેલીને બેઠેલા હતા. એમના હાથમાં માળા હતી. બ્રહ્મચારી એમની પાસે અને તપસ્વીની એમની સામે સ્થિર ભાવે બેઠા હતા.

"દૂર શા માટે ઉભો રહ્યો છે કુમાર? જન્મજન્માન્તરનો સંબંધ ન હોય તો આ વખતે આપણો મેળાપ ક્યાંથી હોય? સંકોચ શા માટે રાખે છે? આમ મારી પાસે આવ." એને દૂર ઉભો રહેલો જોઈ વૃદ્ધ બાબાએ એને પ્રેમપૂર્વક પાસે બોલાવ્યો.

કુમાર એમની છેક નજીક જઈને બેઠો અને નાડી જોવા માટે હાથ લાંબો કરતાં જ પોતાનો હાથ આપતા વૃદ્ધે જાણે એને વધુ નજીક આકર્ષ્યો: પણ એ કર્તવ્યમૂઢ ભાવે બ્રહ્મચારીની પાસે જ બેસી રહ્યો. બાબાનાં દીલનું દર્દ એ પારખી શક્યો નહિ. પત્નીની સામે જોઈ વૃદ્ધ બાબા એકાએક બોલ્યા:

"સંસારના માયાવી સંબંધમાં મેં તને અત્યંત કષ્ટ આપ્યું છે."

"પરંતુ ત્યાગ ને વૈરાગ્યના પારલૌકીક સંબંધમાં તો તમે મને પરમ સુખ આપ્યું છે. આટલા દિવસો પછી પાછી હવે એ ભૂતકાળની વાત શા માટે યાદ કરો છો પ્રભુ!" આંસુભરી આંખે તપસ્વીનીએ એમને આગળ બોલતા અટકાવી પોતાનું હૃદય ખાલી કરી નાખ્યું.

"એમ ન કરૂં તો હું તારો અપરાધી રહી જાઉં. અને એ અપરાધની ક્ષમા માગવાનો આ જ સમય છે. માનવ–જીવનમાં સાંસા-

રીક ઋણુ પણુ એક બંધન છે. એની લેણદેણુ પણુ હરેક આંખ મીંચાતાં પહેલાં ચોખ્ખી કરવી જોઈએ."

"પરંતુ આપણી વચ્ચે હિસાબની ચોખવટ કરવા જેવું કંઈ રહ્યું નથી." સાધ્વી એ હાથ જોડી બોલી. "આપ સંસારના સર્વ ઋણથી મૂક્ત છો. સ્ત્રી પાસે ઋણ એક તુચ્છ વાત છે."

કુમારે આશ્રમના અન્ય જનોને બોલાવવાનો વિચાર કરી પોતાની જગ્યાએથી ઉભા થવા માંડ્યું પણ બાબાએ ઇશારતથી એને એમ કરતો અટકાવ્યો. એ પછી બધાએ એમની ઇચ્છા મુજબ હરિ ૐનો જાપ જપવો શરૂ કર્યો. એ મંત્ર જપતા જપતા થોડાક જ વખતમાં એમના હાથમાંની માળા નીચે સરી પડી. સર્વ ચકિત થઇને બોલતા બંધ થઈ જઈ એમની તરફ જોવા લાગ્યા, પરંતુ તપસ્વીનીએ તેમને જરાય ચાંચલ્ય દાખવવાને ઇશારતથી મના કરી. સ્થિર દ્રષ્ટિએ એમનાં મોં સામે જોઈને એક ભાવે એ હરિ ૐનું ઉચ્ચારણ કરવા લાગી. સહુ કોઈ એમના પ્રભાવ સમક્ષ સ્થિર ભાવે બેસી રહ્યા.

"કુમાર!" થોડી વાર પછી બધાની અત્યંત અજાયબી વચ્ચે ઉંઘમાંથી જાગ્યા હોય એમ વૃદ્ધ બાબાએ આંખો ઉઘાડીને આમ તેમ નજર ફેરવી મોટેથી બૂમ મારી.

"પ્રભુ!" કુમારે ચમકીને એમની સામે જોઈ હાથ જોડી જવાબ આપ્યો.

"તારૂં ઋણુ તો મારાથી વાળી શકાશે નહિ. બેટા, તારાં આગમને મને અત્યંત આનંદ આપ્યો છે. નીલુને મોઢેથી જ્યારથી તારી વાત સાંભળી ત્યારથી તારી પાસે આવવાની મારી ઇચ્છા હતી, પરંતુ આટલું બંધન હશે તે મારા જાણવામાં આવ્યું નહિ."

કુમાર એમની છેક પાસે જઈ નીચે નમી પડી એમની ચરણુ-રજ લેવા ગયો ત્યાં એ પાછા બોલવા લાગ્યા: "લઇ લે. અત્યાર સુધીનું મારૂ જે કંઈ સંચિત છે એ બધું લઈ લે. તને આપવા માટે તો આટલો કાળ સંચય કરીને રાખ્યું છે. બ્રહ્મચારી કે નીલુ એમાંથી

એકે એ લઈ શક્યા નહિ, એટલે એ તારા જ ભાગ્યનું હશે, એમ મને સમજાય છે!"

કુમારની આંખમાંથી અશ્રુની ધારા વહેવા લાગી. પાસે બેઠેલા બ્રહ્મચારી ને નીલુ બંનેની આંખોમાં પણ આંસુ હતાં. સર્વેએ એક પછી એક ડરતા ડરતા ચરણરજ લઈ માથે ચઢાવી. બાબાએ ધીમે ધીમે પાછાં હરિ ૐ બોલતા બોલતા આંખો મીંચી દીધી.

ધીમે ધીમે ઉષાનો આછો પ્રકાશ અદ્રશ્ય થઇ ગયો. ઉગતા સૂર્યના રશ્મિ આશ્રમના છાપરા પર ચોમેર પ્રસરી રહ્યા. આશ્રમના બધા માણસો હવે ઝુંપડીમાં આવી પહોંચ્યા હતા. પ્રત્યેક ચરણરજ માથે ચઢાવતા હતા.

" કુમાર...કુમાર...લે... "

આ અવાજ સાંભળતા જ બધાએ વિસ્મયપૂર્વક જોયું કે બાબાજીનો એ જર્જરીત દેહ ડોલી રહ્યો હતો. આંખોની કીકી તારાની જેમ તગતગી રહી હતી. હાથની એક વાળેલી મુઠ્ઠી લાંબી કરતા કુમારે છેક નજીક દોડી જઇ બંને હાથે એ પકડી લીધી. વિજળીનો આંચકો લાગે એવી ઝણઝણાટી એનાં રૂંવેરૂંવામાં પ્રસરી ગઇ. થોડીક ક્ષણ એને બેશુદ્ધિ જેવું પણ લાગ્યું. પણ જ્યારે એને શુદ્ધિ આવી અને એણે આંખો ઉઘાડી ત્યારે જણાયું કે આસપાસ ભેગા મળેલા સર્વ જનો હરિ ૐ ના મંત્રનું એક સરખું રટણ કરી રહ્યા હતા. એમની વચ્ચે એ જ્યોતિર્મય દેહ ચેતનહીન થઇને પડયો હતો.

બ્રહ્મચારી અને નીલુ એની ઉપર આંસુનો અભિષેક કરી રહ્યા હતા. તપસ્વીની માતા એમના ચરણ પર લેટી પડયા હતા. સહુ કોઇ સમજી ગયા હતા કે મહાત્માએ ખરેખર મહા પ્રયાણ કર્યું છે. પરંતુ કુમારને એમણે છેક છેલ્લી ઘડીએ બંધ મુઠ્ઠીમાં શેનું દાન કર્યું? અને એ હવે એ શું કરશે? એ કોઇના સમજવામાં આવ્યું નહિ. તપસ્વીની મા સ્થિર થઈને ત્યાં બહુ વાર બેસી શકી નહિ. કુટીરની બહાર ખુલ્લા આકાશ નીચે દોડી આવી એ અવાચક બની ઉંચે આકાશ તરફ જોઈ રહી. એને ધીમે ધીમે એનો દમ બંધ થઈ જતો લાગ્યો.

એ એટલું જ બડબડી: "કુમાર, એમની પાસેથી જે મેળવ્યું છે એ સાચવી રાખજે. યત્ન વિના અમારાં જીવનનાં અનેક રત્નો ગુમાઈ ગયાં છે. 'એમણે આપ્યું અને મેં લીધું' એટલી વાત ચાલશે નહિ. મળ્યું છે એને જતન કરતા-જાળવતા આવડવું જ જોઈશે." એની પાછળ પડછાયાની માફક આવી રહેલા કુમારે પણ એ બધું સાંભળી લીધું હતું.

સાધુ બાબાની અંતિમ ક્રિયા સમાપ્ત થઈ. પછી તપસ્વીની દેવી, બ્રહ્મચારી, નીલુ વગેરેએ આમતેમ આખા ઝુંપડીમાં શોધાશોધ કરી મુકી, પણ ક્યાંય એનો પત્તો લાગ્યો નહિ: એટલે સૌએ માની લીધું કે એ આશ્રમ છોડીને ચાલ્યો ગયો હોવો જોઈએ!

આ ઘટના પછી કેટલેક વર્ષે આ કથાનો આરંભ થાય છે!

*

## ૧૩

ચોતરફ સુવાસીત ફુલોથી મહેંકી ઉઠેલા બાગની વચ્ચોવચ્ચ આવેલાં એક ઉંચા મકાનના સુસજ્જિત ઓરડાની બારીમાં સુંદર વસ્ત્રોમાં સજ્જ થએલી બે સુંદરીઓ ઉભેલી નજરે પડતી હતી. એ બે સ્ત્રીઓ પૈકીની એક યુવાન અને બીજી એનાથી મોટી એટલે પ્રૌઢા જેવી જણાતી હતી. મોટી વયની સ્ત્રી ગંભીર ચહેરે તરુણીનાં માથા ઉપર પોતાનો સ્નેહાળ હાથ ફેરવતી જેમ જાણે એને દિલાસો દઈ રહી હતી. યુવતીના ઓળ્યા વગરના છુટા ટુંકા વાળને લલાટ પરથી સરકાવતી સરકાવતી એ પ્રૌઢ સ્ત્રી બોલી :

"તારી પરીક્ષા તો હવે પુરી થઈ ગઈ ને? મને લાગે છે કે તેં સવાલપત્રકના જવાબો પણ ઠીક લખ્યા હશે. છતાં ઘેર આવ્યા પછી તારાં મોઢાં પર આજ આટલા બધા વિષાદની છાયા કેમ છવાઈ લાગે છે? તને શું થયું છે લલી?"

એ યુવતીનું પૂરૂં નામ લલિતા હતું પરંતુ એક મા પોતાની લાડકી દીકરીને બોલાવે એમ પ્રૌઢા એને લલીને ટુંકેને ને વ્હાલસોયે નામે બોલાવી રહી હતી.

"કંઈ નથી." પ્રશ્ન પૂછનારની વાતથી કંટાળો આવતો હોય એમ મોઢું બીજી બાજુ ફેરવી દઈને એ તરુણી નિસાસો નાખીને બોલી.

"બી. એ. ની પરીક્ષા પુરી થઈ ગઈ એટલે જાણે જગત જીતી ગઈ. કેમ ખરું ને?" મોટી ઉંમરની સ્ત્રીએ એને બે હાથ પકડી પોતાની તરફ ફેરવી સ્નેહથી છાતી સરસી ચાંપતી બોલી. "આજ કેટલાય દિવસથી તને પાસામાં લઈને હું સુતી નથી. મારી લલી, લીલુ, લીલા...આ બધાં લાડકાં નામોમાંથી તને કયું નામ ગમે છે? કહે જોઉં!"

"નકામો બકવાદ ન કરો, કાકીમા! મારાં જીવને આ બધું ઠીક લાગતું નથી."

"તો ચાલ ખુલ્લી હવામાં ફરવા જઈએ. બે ઘડી દીલ બહેલશે."

"ક્યાં ફરવા જઈએ? સુકાં ઝાડપાનવાળા નદી-કાંઠે? બાકી ફરવા જવાનું તો મનેય ઘણું મન થાય છે."

"એ શું બોલે છે? આવા મોટા શહેરમાં હરવાફરવાની જગાના શા તોટા છે?"

"પણ કોણ જાણે કેમ તમારી સાથે આવવાને મારું દિલ જરાય માનતું નથી. આમેય વખત મનમાં તો જાણે..."

"મારું નસીબ જ એવું છે!" તરુણીના વિષાદમય ભાવને દૂર કરવા માટે મોં મરડીને કાકીમા બોલી. "મનેય હરવા-ફરવા જવાનું તો ખૂબ ગમે છે, પણ મારી સાથે કોણ આવે? દક્ષિણના પ્રવાસમાં તું અમારી સાથે આવી હતી ત્યારે તેં અમને કેટલા હેરાન કર્યાં હતા, તે યાદ છેને? જેટલા સ્ટેશને ગાડી ઉભી રહે ત્યાં તું 'એ કાકીમા, એ કાકા, અહીંયા ઘણા સારા સારા મંદિરો છે; ઘણું ઘણું જોવા જેવું છે, ચાલોને એક દિવસ માટે રોકાઈ જઈએ." એમ બૂમાબૂમ કરીને તું અમારો જીવ ખાઈ ગઈ હતી!"

કાકીની આવી ભૂતકાળની વાતોથી એ યુવતીની ઉદાસીનતા લેશ માત્ર દૂર થઈ નહિ." પણ મારા આગ્રહ છતાંય તમે ક્યાં કોઈ જગાએ ઉતર્યાં હતા!" તરુણીએ પ્રત્યુત્તરમાં સામી ટકોર કરી. "દાદાની સાથે હું નાની હતી

અને યાત્રાએ ગઈ હતી ત્યારે મને તો ખૂબ મજાહ આવી હતી. એ જ આશાએ હું તમારી સાથે પણ આવી હતી પરંતુ મારી એ આશા અધુરી જ રહી ગઈ."

"ત્યારે તો તું બહુ નાની હતી." કાકીએ વાત કરવી ચાલુ રાખી.

"મેટ્રિકની પરીક્ષા આપ્યા પહેલાં તમે મને એકવાર દાદાની પાસે ન્હોતી મોકલી? એ વખતની હું વાત કરૂં છું. રાજપૂતાના ગયા પહેલાં દાદાની સાથે ટોળી કરીને અમે વૃન્દાવનમાં જે એક માસ પર્યંત વનયાત્રા કરી છે એની તો મેં તમને આજ સુધી વાત જ કહી નથી."

"ન કહી એ જ સારૂં કર્યું; નહી તો તારા કાકા વળી વધુ ગુસ્સે થાત! એ તો એમ જ કહેત કે રખડવા સાથે લઈ જઈને એ સ્નેહાંધ વૃધ્ધે છોકરીને ઉચ્છૃંખલ બનાવી દીધી છે એટલું જ નહિ પણ એનો સ્વભાવ પણ બગાડી નાખ્યો છે."

"કાકા ગમે એ માને ને ગમે એ કહે પણ તેમણે મને એક મહિનો દાદાને ત્યાં મોકલી હતી ત્યારે મને એમના સાથે ત્યાં અપાર આનંદ ને સુખ ભોગવવાનાં મળ્યાં હતાં."

આટલું બોલતાં બોલતાં એનું મન વળી પાછું એકાએક ભૂતકાળની સ્નેહ–સ્મૃતિમાં ડૂબી રહ્યું છે અને એમાંથી એને બહાર કાઢવી મુશ્કેલ છે, એમ કાકીમાને સમજતા વાર ન લાગી. જો કોઈ અન્ય પ્રસંગે લલિતાએ એને માટે આવું દોષારોપણ કીધું હોત તો એ ગુસ્સામાં આવી જઈને એને કંઈનું કંઈ કહીને અનર્થ કરી નાખત; પરંતુ અત્યારે એ વખત વિચારી એ બધી ટીકાના કડવા ઘુંટડા ગળે ઉતારી ગઈ.

"શું કરૂં લલી? માણસ કંઈ ચિરંજીવી નથી." પ્રેમથી એના માથાના વાળ સરખા કરતી કરતી કાકી બોલી.

"કાકી મા, મને હવેથી લલી કહેશો નહિ. લલિતા કહીને જ બોલાવજો." એ છેડાઈ પડી.

"ભલે બ્હેન, હવેથી એ નામે બોલાવીશ." કાકીએ એની ઈચ્છાને માન આપી કહ્યુ. "પણ તું જ મને કહેતી ન હતી કે દાદા તો તને લલીને લાડલે નામે જ બોલાવતા હતા."

"એ બધી વાત અત્યારે જવા દયો. તમારે મોઢેથી મને લલિતાનું સંબોધન જ સારૂં લાગે છે."

કાકી એનો આ જવાબ સાંભળીને ચુપ થઇ ગઈ. એની છાતી પર આંખમાંથી વહીને પડેલા આંસુ જોઇને હવે કંઈ બીજી વાત ઉચ્ચારીને પોતાની એ પ્રિય પુત્રીને બીજા વિચારે ચઢાવવી એના વિચારમાં એ પડી ગઈ. સંતાનહીન હોવાના કારણે એનો બધોય પ્રેમ એની ઉપર ઢળ્યો હતો.

ભૂતકાળની ઘટનાઓની સુખમય સ્મૃતિમાં જ લલિતાના અત્યારના વિષાદગ્રસ્ત મનની આનંદ–ઔષધી રહેલી છે એ જાણી લેતા એને વાર ન લાગી. એ ઘટનાની વાત શરૂ કરવાના નિશ્ચય પર આવી એ એકાએક ઉત્સાહપૂર્વક બોલવા લાગી :

"લલિતા, એ વનયાત્રાની વાત તો તેં મને કહી કદી જ નથી? મારાથીય આટલું તું અંતર રાખે છે ને?"

"મેં એટલા માટે છાની રાખી હતી, કે કાકા એ જાણીને દાદા ઉપર ગુસ્સે થાય અને મને એમને ત્યાં પાછા જવા નહિ દે. દાદા પણ એમના ડરથી મને પોતાની સાથે હવે ફરીને લઈ જવા માગતા નથી. એ વનયાત્રાની વાત તો બહુ રસપ્રદ છે કાકી! સેંકડો માઇલ લાંબી એ મુસાફરી! એકાદ મોટરમાં બેસીને જઇએ તોય કોણ જાણે કેટલા દિવસ લાગે! ત્યાં કંઈ પર્વતમાંથી નદીઓ વહેતી નથી, અમે મથુરા, ભરતપુર ને અલીગઢ જોયાં પણ ક્યાંય એકે ગાઢ અરણ્ય ન મળે. કેવળ ઠેકઠેકાણે કાંટાળા ઝાડો છે. એને વન કહો તો ભલે. અને એ તીવ્ર કાંટા પગમાં ભોંકાય તો પછી જોઈ લો વેદના! આમ છતાંય લોકોનાં ટોળેટોળાં ઉત્સાહભેર ત્યાં જાય છે અને આ પરિક્રમાને એક–બે દિવસ નહિ પણ બે–ત્રણ અઠવાડીયા તો ઓછામાં ઓછા થાય છે. વાહનમાં ફક્ત એક ડોળી સિવાય બીજું કંઇ ન હતું. દાદાની સાથે મને પણ ડોળીમાં બેસવાનો લ્હાવો મળ્યો હતો. ડોળી કેવી હોય એનો તમને ખ્યાલ છે? તમે કદી એ જોઈ છે?"

"કેમ નહિ? કાશીમાં ડોળી કરીને દર્શને જતા હતા એ શું ભૂલી ગઇ? નેપાળમાં તો વળી ખાટલીઓમાં બેસી જવાય છે. ડોળીને બદલે ત્યાં ઝોળીઓ વપરાય છે. કાંબળની ઝોળી! નેપાળના રસ્તાઓ કેટલા વિકટ હોય છે! સૂર્યના તેજથી વંચીત એવા પર્વત માર્ગે ઝાડોની ઘેરી છાયામાં લાંબી મજલ કરીને વિશાળ વનમાંનાં ઝરણુાંનાં જળમાં કાદવ–કિચડ ખુંદતાં ખુદતાં નેપાલીઓ ઝોળીઓ ઉપાડીને ચાલતા હતા ત્યારે મનમાં એમજ થયા કરતું હતું કે કદાચ આ ઝોળીની કાંબળ તૂટી પડશે અને કાદવમાં જઇ પડીશું તો! એવી બ્હીકના માર્યા તો ઝોળીમાં મોઢું છૂપાવીને આંખો મીંચીને જ બેસી રહેતા. વળી એ ઝોળીમાં હીંચોળા તો એવા આવતા કે પેટમાંનું ખાધેલું પણ ડહોળી ડહોળીને છાતીએ લાવે. એવો આકરો અનુભવ તો તનેય નહિ થયો હોય!" કાકીએ યાત્રામાં પોતાને વીતેલી આત્મ-કથા કહી સંભળાવી.

આ સાંભળીને ઉદાસીન લલિતા ખૂબ હસવા લાગી. કાકી પોતાનો ધારેલો ઉદ્દેશ સિદ્ધ થયો છે એમ જાણીને અત્યંત આનંદીત થઇ ગઇ. લલિતાનાં મનનો સંપૂર્ણ વિષાદ દૂર કરવા એ વાતને ખૂબ રસમય બનાવીને એ આગળ કહેવા લાગી :

"જો તને યાદ હોય તો એ આપણા સંઘમાં એક બીજી ઝોળી હતી. ઝોળીવાળો તો ફક્ત એક હતો. એ થાકીને લોથપોથ થઇ ગયો હતો. મારાથી એ જોઇ શકાતું ન હતું."

"એ બધું મને યાદ છે. કાકી, તમારી માની બહાદુરી તો હું જરા જેટલીય ભૂલી નથી. કોઇની મરજી ન હતી છતાંય એ એકલા જ પહાડને માર્ગે ઝોળીમાં માથું દબાવીને ગયા હતા."

"પણ તેં તારી વનયાત્રાના તો એવા કંઇ રસીક પ્રસંગો કહ્યા જ નહિ!"

"સાચું પૂછો તો એ વનયાત્રામાં મારે માટે કંઇ જોવા જેવું હતું જ નહિ છતાંય પગરસ્તે પ્રવાસ કરવાની જરૂર મજાહ પડી હતી. પહાડી રસ્તે રાત્રે મુસાફરી કરાય એમ ન હતું. એ વનયાત્રામાં રાતના

ત્રણ વાગતા ડેરા તંબુ ઉપાડીને ચાલવાનો આરંભ થતો. બિછાના, બેગ, વાસણ–કુસણ, ચટાઈ ઈત્યાદિ બોજો લાદેલી મોટી મોટી બેલગાડીઓ હાથીની જેમ આગળ ધપે, એ જાણે કોઈએક પ્રચંડ સરઘસ નિકળ્યું હોય એમ જ લાગે! આ બધું મોટા પહોળા રસ્તા પર–ક્યાંક ધૂપના ગોટેગોટમાંથી તો ક્યાંક વર્ષાદ પડવાથી થએલા કાદવ કીચડ–ખૂંદીને આગળ વધી રહ્યું હતું. મજલ પૂરી થતાં વિશાળ મેદાનમાં જ્યારે યાત્રાળુઓ પડાવ નાખતા ત્યારે જોવાની ખરી મજાહ આવતી હતી. દૂર દૂર સુધી ટમટમ થતા દિવાઓ દૃષ્ટિએ પડતા હતા. નદીના પ્રવાહના જેવો ઘેરો નાદ ગર્જતો સંભળાતો હતો. વળી જ્યારે દશ–અગીયાર વાગ્યાની અંદર એ યાત્રામાં આવતા બધાય તીર્થ એટલે કે નાનાં મોટાં વન અને ત્યાં વિરાજના ઠાકોરજીનાં દર્શન કરવા, કુંડના જળનો સ્પર્શ કે જળમાં સ્નાન કરવાને પડાવ નાખવામાં આવતો ત્યારે તો ભારે ધમાલ મચી રહેતી. વ્રજવાસી પંડયાના છડીદારો આગળથી જઈને પોતાના યાત્રાળુઓ માટે કુંડના કાંઠે ઝાડની છાયાવાળા સ્થાન રોકી લેતા હતા. બેલગાડીઓ પહોંચતી ત્યારે તો ધમાલનો પાર રહેતો નહિ. કોઈ કોદાળી–પાવડા લઈને જગ્યા સાફ કરવા માંડતું તો કોઈ તંબુ તાણવામાં નડતી ઝાડોની ડાળો કાપવા માંડતું. ગામના નાનાં નાનાં છોકરાંઓ સુકાં લાકડાં ભેગા કરીને નાની નાની ભારીઓ બાંધીને ત્યા વેચવા આવતા હતા. કોઈ કોઈ ગામવાસી શાકભાજી વેચીને પાંચ પૈસા પેદા કરવાને પણ આવતા હતા. પછી રસોઈ પાણી તૈયાર કરવાની ધામધૂમ શરૂ થતી. એક એક પડાવે બબ્બે ત્રણ ત્રણ ચૂલા ચેતેલા નજરે પડતા. ગમે તેવું નાનું ગામ હોય, વસ્તી થોડી હોય છતાં ઓછામાં ઓછો ત્યાં એકાદ કુંડ તો જરૂર જ આવેલો હોય છે. ચારે બાજુ પત્થરથી બાંધેલો, અંદર ઉતરવાને સુંદર પગથીઆવાળો એ કુંડ બહુ જ જોવાલાયક હોય છે. કેટલા યત્ન, કેટલા શ્રમ અને કેટલા પૈસા ખરચીને રાજામહારાજાઓ અને મોટા મોટા શ્રીમંતો આ સર્વ તીર્થોને અમર કરી ગયા છે!"

"તું ભાગ્યશાળી છે બ્હેન, કે આ બધું તું નજરે જોઈ આવી છે. મારાં નસીબમાં તો એ નથી લખાયું. એવી યાત્રા કરવાનું તો મને ઘણું ય મન થાય છે પણ મારી એ ઇચ્છા કોણ જાણે ક્યારે પૂરી થશે!"

"કેમ પૂરી નહિ થઈ શકે? મને તમારો પંડ્યો બનાવીને સાથે લઈ જજો. હું તમને એ બધું ય દેખાડતી દેખાડતી તમામ સ્થળે ફેરવીશ. કોઇ વ્રજવાસી તમને ક્યાંય રોકટોક કરશે નહિ. દાદાને તો એ બહુ પજવતા હતા. પછી શું થતું એ સાંભળો તો કાકીમા! રાત્રે તો બહુ જ સુંદર દ્રષ્ય ખડું થતું હતું. આ યાત્રામાં અગાઉથી બધાની દેખરેખ રાખવા ન્યાયાધીશ નિમાય છે. ક્યાં, કયે દિવસે પડાવ થશે અને કયે કુંડે કે કઈ નહેરને કાંઠે સ્નાન–વિધિ થવાની છે? એ બધું એ પહેલેથી નક્કી કરે છે અને ત્યાં પોલીસ તેમ જ દીવાબત્તીનો યોગ્ય બંદોબસ્ત કરે છે. ડેરા–તંબુઓ ખોદાઈ જતા, કનાતો તણાઈ જતા, એક દિવસ કે એક રાત માટે ખડા થતાં શહેરને મોટી મોટી 'ડેલાઇટ' થી ઝળકાવી દેવામાં આવતું. આખી યે રાત ચોકીદારો 'જય રાધેશ્યામ, રાધેશ્યામ'ની હાકલો મારતા. આવો બંદોબસ્ત હોવા છતાં ય ચોરો 'રાધેશ્યામ'ને ગફલતમાં નાખી પોતાનો બાપીકો ધંધો કરવાને ચુકતા ન હતા. એવે વખતે 'એ ચોર, એ ચોર, પકડો પકડો' બૂમાબૂમ થઇ રહેતી. વળી યાત્રામાં ઘરની જેમ કંઇ આખી રાત થોડી જ ઉંઘ આવે છે? ઠેક-ઠેકાણે ભજન–કીર્તન થાય છે, અને રાસક્રિડા ખેલાય છે. વળી બજાર પણ ગુમરાણોથી ગાજતા હોય છે. મને એ બધું જોવાનું બહુ ગમતું હતું. જ્યારે દાદા કયા વનમાં કયા મહાત્મા તપ કરે છે; કયા મંદિરમાં કયા સાધુ છૂપાઈ રહ્યા છે; એની શોધમાં ફરતા હતા. મને તીર્થના સ્નાન–દર્શન કરવાનું મન થતું નહિ. વ્રજવાસી ઠાકોરજીના ગોંસાઇઓને મળવાનું ગમતું નહિ. પણ દાદાની બ્હીકે મારાથી કંઈ બોલાતું નહિ. જો બોલું તો એ મને અંગ્રેજી ભણીને કીરસ્તાની થઇ ગઈ એમ તાનો મારે એવી મને ખાત્રી હતી. હું તો ખરૂં પૂછો તો દેવદર્શન નહિ પરંતુ મોજશોખ ને સ્હેલસપાટા કરવા તથા ધર્મસ્થાનોમાં થતી એ બધી ધમાલ જોવાને જ ગઇ હતી; જ્યારે દાદા તો કંઇક બીજાજ ઉદ્દેશથી ત્યાં ગયા હતા."

છેલ્લું વાક્ય બોલતા બોલતા લલિતાની જીભ કંઈક થરડાઈ ગઈ. સ્વચ્છંદે વહેતા અને કલકલ ધ્વનિ કરતા ઝરણાનાં નીરની ગતિ જેમ એકાદ પ્રચંડ પત્થર વચ્ચે નડતા રૂંધાઇ જાય છે, એમ એ એકાએક બોલતી અટકી ગઈ. સાંભળવામાં બહુજ આનંદ આવ્યો હોવાથી કાકીના રસનો ભંગ થતા એમણે અજાયબી પામીને પૂછયું :

"એ કયા ઉદ્દેશથી ગયા હતા ? તેં આગળ તો એમ કહ્યું કે એઓ સાધુ–સંન્યાસીને શોધતા ફરતા હતા, તો શું એમના મત મુજબનો કોઈ સાધુ–સંન્યાસી એમને આટલા બધાં તીર્થસ્થાનોમાંથી ક્યાંય ન મળ્યો ?"

"ના. જે ઠેકાણે જે દિવસે પડાવ નાખવામાં આવતો એની ચારે દિશામાં કયા ગામમાં કે કયા વનમાં કયા કયા મહાત્મા છે એ અમારી સાથે આવેલા વૃન્દાવનના ખૂદ વ્રજવાસીને પૂછી લેતા હતા. પછી યાત્રાના સ્થળોમાં એમની શોધ કરતા કરતા અત્યંત હેરાન થતા હતા. દાદાને જો કંઇ ખબર મળતી તો એ તરત જ પડાવ પર પહોંચતાં જ નહાયા–ધોયા કે ખાધા–પીધા વગર જ ડોળીવાળાને ખુશી કરવાનું કહીને પણ સાધુની શોધમાં લઇ જતા હતા. પણ પાછા આવતા એવા ઉદાસ ચહેરે કે ન પૂછો વાત !" લલિતાએ અહીં નિસાસો નાખ્યો.

"પણ એવા તે એ કેવાક સાધુની શોધ કરતા હતા ? અને એવો સાધુ એમને આખર મળ્યો ખરો કે નહિ ?"

"ફક્ત એક જ વાર એમનાં મનમંદિરમાં વિરાજેલો એ મહાત્મા દેખાયો; પણ ન તો એનાં દર્શન થયા કે ન એનો મેળાપ થયો."

"ક્યાં દર્શન થયા ? વૃન્દાવનમાં જ ? તેં પણ દર્શન કર્યાં હતા કે ? એ કેવોક સાધુ હતો ? વૃદ્ધ હતો કે જુવાન ?" કાકીએ એક સામટા પ્રશ્નો પૂછી એને મુંઝવી નાખી.

"બસ...બસ...બસ...મારૂં તો માથું દુખવા આવ્યું." એમ કહી એણે બે હાથ વચ્ચે માથું દાબી દીધું.

"માથું દુખે છે ? આમ વાત કરતા કરતા એટલામાં શું થયું ? લે ચાલ, જરા આડી પડ, હું દબાવી આપું." એમ કહેતી કાકી

વરંડામાંથી અંદરના ઓરડામાં ચાલી ગઈ. લલિતા ડાબે હાથે પોતાનું કપાળ દાબીને કઠેરા સાથે મોઢું ટેકવીને ત્યાં જ ઉભી રહી.

થોડીવારમાં જમણા હાથમાં ગ્લાસ લઇને કાકી એની પાસે આવ્યા. એના અત્યંત આગ્રહને વશ થઇ એણે એના હાથમાંથી એ ગ્લાસ લઇ એમાંનું લીલા નાળીયેરનું પાણી ગટગટાવી દીધું.

"કાં હવે શાંતી થઇ ને? લે ચાલ, પછી આપણી અધુરી વાત આગળ ચલાવ તો!" કાકીએ એના હાથમાંથી ગ્લાસ લઈ નીચે મુકતાં વાત ઉંચકી.

"બસ થઈ. હવે માફ કરો. આજે એટલેથી જ અટકાવો. નહિ તો વળી પાછું મારું માથું દુખવા આવશે."

"હવે દુખે જ નહિ. તેમ છતાં લે ચાલ, થોડું જમી લે. ભૂખે પેટ કદાચ..."

"ના, ના. કાકી, મારી વાત સાંભળો. ભરતપુરનો રાજા યાત્રાળુઓની ખૂબ બાદર–બરદાસ્ત કરે છે. એના તાબાનું 'ડીગ' નામનું એક શહેર છે. એ વનયાત્રામાં આવતું નથી; છતાંય એ યાત્રીઓની સેવા કરે છે: એટલે કે ત્યાં એક દિવસ યાત્રાળુઓનો પડાવ નખાવે છે. ડીગની પાસે એક વન છે. એનું નામ 'લાડા વન' છે. એ દિવસે ડીગમાં ભારે ઉત્સવ થાય છે. રાજાનો 'ફુવારાબાગ' નામનો એક બાગ છે. ખરેખર એ ફુવારાઓનો જ બાગ છે. એ દિવસે સવારથી જ યાત્રીઓના આનંદ માટે બાગના તમામ ફુવારાઓ ખુલ્લા કરી દેવામાં આવે છે, અને બધા યાત્રાળુઓને એ જોવા જવાની છૂટ અપાય છે. એમાં જાતજાતના નાના મોટા ફુવારા બનાવેલા છે. કોઇ કોઈ ફુવારા કમળના આકારના હોઇ એની પ્રત્યેક પાંખડીમાંથી પાણીની ધાર ફૂટતી હોય છે. કોઇ કોઈ વળી હાથીની ઉંચી સૂંઢમાંથી પાણીની ધાર ફેંકતા હોય છે. આખો બાગ રંગબેરંગી ને સુગંધીત ફુલોથી મઘમઘતો હોય છે. વળી ફુવારાના પાણી પર સૂર્યકિરણો પડતા મેઘધનુષ્યોના રંગોની છાયા પથરાતી હતી. આહાહા! એ દ્રશ્ય એવું તો સ્વર્ગીય હતું કે એવું તમને શી રીતે વર્ણન કરૂં કાકી મા?"

"બસ બસ. આવું આવું સાંભળીને નાહક મારો જીવ બળે છે. લે ચાલ, થોડી ચાહ તો પીશને?"

"જવાય છે, કાકી, પહેલા મારી વાત તો પૂરી સાંભળી લ્યો. બિચારા યાત્રાળુઓ ભાદરવા માસના માથું ફાડી નાખે એવા તાપમાં પાણી વિનાના મુલકમાં ઘૂમતા ઘૂમતા એ દિવસે જળના કણુ–ભર્યા પવનની લહેરો અનુભવતા ખૂબ જ આનંદમાં આવી જતા હતા. વનયાત્રીઓને જોઈને આસપાસના ગામડાના નાના મોટા સ્ત્રી–પુરૂષો છાસ વિગેરે વિના મૂલ્યે આપીને પુન્ય કમાવવા આવતા. ઠેકાણે ઠેકાણે શ્રીમંતો અને મહંતો યાત્રીઓને ભંડારા જમાડતા હતા, એટલે મીઠાઈનાં ભોજન પીરસાતા હતા. ગરીબ યાત્રીઓ સિવાય બીજા કોઈ એ દાન ગ્રહણ કરતા નહિ; અને બદરીનારાયણને માર્ગે તો એવા ગરીબ યાત્રીઓની મોટી સંખ્યા જોવામાં આવે છે."

"એ વળી બદરીનારાયણ કયા?"

"એટલીય તમને ખબર નથી? સર્વે તીર્થ વ્રજધામમાં છે. કેમ, કાશીમાં તમે જોયું નથી? કાશી નગરી એ ભારતવર્ષનાં સર્વ તીર્થોની પુન્ય–કલગી છે, પણ વૃન્દાવનના એ બધાં તીર્થધામો કાશીના કરતાં કંઈક જૂદા જ પ્રકારના છે. ભરતપુરના રાજાનું 'કામવન' એ જ મહાભારતનું 'કામ્યવન' છે. આવી વાત સાંભળતા મારાં મનમાં કંઈ કંઈ વિચારો ઉત્પન્ન થતા હતા. ધર્મરાજ યુધિષ્ઠિરની બેઠક તરીકે જે આસન બતાવવામાં આવતું હતું એ જોઈને એ કેમ જાણે બનાવટ હોય એમ ચોખ્ખું લાગતું હતું.

આમને આમ જ લગભગ ઘણાખરા તીર્થધામોમાં પુરાતન ઐતિહાસીક વસ્તુઓ અને તેનું વર્ણન મારા જેવી સમજુ અને શિક્ષિતનાં મનમાં ઠસે એમ હોતાં નથી."

"અરે તેં સાંભળ્યું કે? હું તો તને કહેવાનું જ ભૂલી ગઈ." કાકી એકાએક વચ્ચે બોલી ઉઠયા. "તારા કાકાના મિત્ર ડૉક્ટર રાજેન્દ્રબાબુ આ વખતે સપરિવાર બદરી–કેદારની જાત્રાએ જાય છે. ગંગોત્રી, જમ્નોત્રી વિગેરે ધામો જોઇને એ કદાચ કૈલાસ પણ જશે."

"સાચું કહો છો?" ચમકીને ડોળા ફાડી એ કાકી સામે જોઈને બોલી.

"વિશ્વાસ ન આવે તો તારા કાકાને પૂછીને ખાત્રી કર કે હું સાચું કહું છું કે જુઠું!" પોતાની ભત્રીજીનો સ્વભાવ કાકી બરાબર જાણતી હતી. જો બને તો યાત્રાએ જવાની બાબતમાં એની પણ સહાનુભૂતિભરી વલણ હતી. આપોઆપ આવી મળેલા પ્રવાસનો લાભ લેવાના વિચારે બંને તલપાપડ થઈ રહી.

"સંગાથ તો સારો છે. પરંતુ કાકા હા પાડશે? એ તો આખો દિવસ ઘરમાં જ રહેવાનું પસંદ કરે છે, એટલે બહાર જવાનું એને ગમશે જ નહિ. અને કદાચ એઓ સાથે આવવા હા પાડે તો પણ એમની સાથે પ્રવાસ કરવામાં કેટલી હાડમારી ને મુશ્કેલી નડે છે, તેનો અનુભવ તો આપણને એકવાર થઈ ચૂકયો છે. વળી પહાડી પ્રદેશમાં પ્રવાસ કરવાને તો એ બહુ જ ડરે છે. દાર્જીલીંગ અને નેપાલના પ્રવાસમાં મારે મહામહેનતે એમને રાજી રાખવા પડ્યા હતા. આગગાડી ઉંચાણમાં કે ઢોળાવમાં જતી ત્યારે એ મોટેથી બૂમ પાડી ઉઠતા: 'મને બચાવો...ઓહ્...મને બચાવો!"

આટલું બોલીને લલિતાએ ગંભીર વદને કાકી તરફ જોયું.

"અને મસુરી તથા નૈનિતાલ જતાં તો કાકાએ લોહી પીવાનું બાકી રાખ્યું ન હતું." લલિતા પાછી બોલવા લાગી. "પહાડ ઉપરથી ટ્રેઈન નીચે ગબડી પડશે અને પોતે પણ પડી જશે એવો ભય એ હરેક પળે સેવતા હતા. ખરેખર એમની સાથેના એ પ્રવાસમાં આનંદ કરતાં ઉપાધીનો પાર ન હતો એ તો તમે મારા કહેવા પરથી સમજી જ ગયા હશો."

"હું તો બધુંય સમજું છું બ્હેન!" કાકીએ ભત્રીજીની હામાં હા મેળવી. "આ વખતની યાત્રામાં તો દહેરાદૂન, મસુરી, નૈનિતાલ, આલમોડા એ બધુંય જોવું છે. રાણીક્ષેત્ર થઈને બદરીનારાયણ જવાનો માર્ગ સારો છે એમ મેં જે સાંભળ્યું છે એ બરાબર છે?"

"ક્યાંથી ક્યાં જવાય છે એ બધું તમે ક્યાંથી જાણી લીધું કાકીમા? અને તમે હમણા જે જે સ્થળોનાં નામ લીધા ત્યાં કાકા મને સાથે લઈ જશે કે? કાકી, તમે કાકાને આજે પૂછી લેશો?"

"તું જ હમણા કહેતી હતી કે કાકા તો ઘરમાં જ રહેવાનું પસંદ કરે છે; તો પછી એ હા પાડવાના છે! તેમ છતાં તું જ એમને સમજાવીને તૈયાર કર ને બ્હેન! કદાચ તારું માન રાખી લે."

"હું વાત છેડું, પણ તમે મારી વાતમાં ટાપસી તો પુરતા રહેશો ને? કાકાને ખુશ કરવાને તમે પણ કમર કસો. તમે એમ કહેવાનું ચૂકતા નહિ કે ડૉક્ટરબાબુ જવાના છે. એમના જેવો સારો સંગાથ વારંવાર નહિ મળે. વળી એ પણ કહેવાનું વિસરતા નહિ કે શ્રી બદરીનારાયણ, અને શ્રી કેદારનાથનાં દર્શન થશે તો પૂનર્જન્મનો ફેરો પણ ટળશે. બસ, તમે આટલું કરશો તો બાકીનું બીજું હું સંભાળી લઇશ."

કાકી–ભત્રીજી પરસ્પરનાં મોંદા સામે જોઈ ખડખડાટ હસી પડ્યા.

"પણ લલિતા, મારી માને તો સાથે લેવા જ પડશે." કાકીએ હસવું બંધ કરીને કહ્યું. "એમને સાથે નહિ લઈએ તો એને બહુ ખોટું લાગશે."

"ભલે એમને સાથે લઈ લેજો. એ પણ જાત્રા જવાની વાત કાઢશો એટલે આપણો પક્ષ લેશે. વળી એ એક વાર ઝોળીમાં સુતી સુતી નેપાલ તો જઈ આવી છે. હવે બદરીનારાયણ ભલે જઈ આવે. મને તો એ વાત યાદ આવતા આનંદની સાથે આઘાત પણ થાય છે. અરેરે બીચારી! કાંબળીવાળા મોંદા ફેરવીને કહેતા કે 'ડોશી મા તો રસ્તા પર નજર માંડ્યા સીવાય મડાની માફક ઝોળીમાં સુઇ જ રહે છે.' ડોશી પણ એમ જ કહેતા કે રસ્તા પર વળી શું જોવાનું હોય! પાર્વતિપતિનાં દર્શન થાય એટલે બસ."

છેલ્લા શબ્દો બોલી લલિતા પાછી ખડખડાટ હસવા લાગી.

"એ તો આંખ મીંચીને જપ કરતા કરતા તીર્થનો પંથ કાપતા હતા. બીજું બધું જોવાની સાથે એને શો સંબંધ!" કાકી પણ સહેજ હસીને બોલી.

"ખરી વાત કહી કાકી મા, હવે જાવ અને એમને જલ્દી બોલાવી લાવવાને માણસ મોકલવાનો પ્રબંધ કરો. એ સાથે હશે તો એ ઘડી મજાહ આવશે. વળી એ આપણી તરફથી કાકાને કહેવા લાગશે, કે "તમે નહિ કરાવો તો આટલી ઉંમર પછી હવે મને કોણ તીર્થયાત્રા કરાવશે?" આમ એ કહેશે એટલે કાકાને પણ તૈયાર થવું પડશે."

"જરા ધીમે બોલ ધીમે. કદાચ એ સાંભળી જશે, તો આપણી આખી યોજના ભાંગી પડશે."

"અરે ભાંગી તે કેમ પડે! હું હમણાં જ જઇને કાકાને કહું છું, કે દાદીમા યાત્રા કરવા જવા માગે છે, એટલે કોઇ માણસને મોકલાવીને એમને અહીં બોલાવી લો; પણ પ...ણ..."

"એ વળી પાછું પણ શાનું? હેં! પાછી આમ માથે હાથ મુકીને કેમ બેસી ગઇ?"

"આ વખતે શીલા સાથે આવવાની છે. એને મેં કાલે જ કાગળ લખ્યો છે. અને આ અઠવાડીયામાં તો એ અહીં આવી જશે."

"ત્યારે હવે?" કાકીનું મોં પાછું ઉતરી ગયું.

"આપણે તત્કાળ તૈયારી કરી લેવી જોઇએ. તમે બેગ, બીસ્તરો, ગરમ કપડાં અને બીજી જે કંઈ વસ્તુઓ સાથે લેવી જરૂરી જણાય તે તમામ તૈયાર કરી નાખો. હું કાકાનો કેમેરા સાથે લઇશ. ઉપીનને પણ સાથે લઇશું કેમ કાકીમા? પણ એને નહિ તો બીજા કોને લઈશું? તમે આમ ચૂપચાપ કેમ બેઠા છો? હું તો શીલાને અબઘડી તાર કરીને આ વાતની ખબર આપીને બોલાવું છું, અને સાથે સાથે દાદીમાને બોલાવી મંગાવવાનો પણ પાકો બંદોબસ્ત કરું છું. તમે ડૉક્ટરકાકાને ઘેર જઈ એ લોકો શી શી તૈયારી કરે છે એ જરા જોઈ આવો. એક વાર દાદીમાને અહીં આવી જવા દયો. એ આવી ગયા એટલે આપણું જવાનું સોએ સો ટકા નક્કી થઈ ગયું સમજો.

"આજકાલના છોકરાંને કોણ પહોંચે બા!"

*

## ૧૪

પહાડી માર્ગે યાત્રાળુઓ ચાલી રહ્યા હતા. પગપાળા ચાલનારા વિવિધ દેશના વિવિધ વેશધારી, ભિન્ન ભિન્ન ભાષા બોલનારા પ્રવાસીઓના શંભુમેળામાં ભારે વજનવાળા બોજા ઉંચકીને ચાલતા ગરીબ મજુરો અને ડોળીવાળાઓનું જુથ માર્ગમાં વિષમ અંતરાય ઉભું કરી રહ્યું હતું. આ યાત્રાના પ્રસંગે વેપારધંધો કરીને બે પૈસા કમાવાની વૃત્તિવાળા વેપારીઓના માલ ઉંચકીને જતાં પ્રાણીઓ પણ કંઈ ઓછા ન હતા. એ પ્રાણીઓને ગળે બાંધેલી ઘંટડીઓના અવાજથી અને ચોકીયાત કુતરાઓ વચ્ચે વચ્ચે ઉંચા સાદે ભસવાથી પગપાળા ચાલનારા પ્રવાસીઓ ત્રાસી જતા હતા.

હારબંધ ડોળીવાળાઓ, બોજો ઉંચકીને ચાલતા પ્રાણીઓ અને મજુરો અને પગપાળા ચાલતા નોકર–ચાકરો સાથે શોરબકોર કરતા પ્રવાસીઓનો એક જબરજસ્ત સંઘ આગળ વધી રહ્યો હતો. બે ત્રણ દિવસથી જ યાત્રાનો આરંભ થયો હોવાથી એમનામાં થાક કે નિરુત્સાહ જણાતા ન હતા. આ બધા યાત્રાળુઓ લલિતાના કાકા સજ્જનબાબુ

અને તેમના મિત્ર ડૉ. રાજેન્દ્રબાબુના ટોળાના હતા. એમની ઇચ્છા મસુરીને માર્ગે ગંગોત્રી–જમ્નોત્રી થઇને બદરી–કેદારને ક્ષેત્રે જવાની હતી પરંતુ એ ટોળાના બે વૃદ્ધો–રાજેન્દ્રબાબુના માતા અને સજ્જન-બાબુના સાસુના અતિશય આગ્રહને લીધે એ ટોળાના કેટલાક જણ દહેરાદૂનથી એકાએક રાજપૂર રોડના માર્ગે મસુરીમાં બે દિવસથી આવ્યા હતા. યોગ્ય વ્યવસ્થા કરીને એટલા દિવસ બંને વૃદ્ધાઓને હરિદ્વારમાં રાખવામાં આવી હતી. ગંગોત્રી જવાની ઇચ્છા તજીને હવે તેઓ રૂષી-કેશ–લક્ષ્મન ઝોલાના માર્ગે બદ્રી–કેદાર જવાને ઉપજ્યા હતા. આથી કેટલીક જુવાન સ્ત્રીઓના ક્ષોભની હદ રહી ન હતી. એમનામાં એ ક્ષોભ–સમુદ્રના તરંગો જોરથી ઉછળી રહ્યા હતા. વળી એમને એક મોટી અડચણ પણ નડી હતી. ડોળીવાળાઓ એક બીજાની છેક લગોલગ ચાલતા ન હતા. તેઓ આગળ પાછળ ચાલતા હતા એટલે એમનાથી એક બીજાનું મોઢું જોવાનું કે વાતચીત કરવાનું બની શકતું ન હતું. આ પ્રમાણે પ્રવાસનો મોટો સમય એક બીજાનું મોઢું જોયા વગર આગળ વધવાનો થવાથી તેઓ ધીરજ ખોઈ બેઠી હતી. બોજાના બચકા ઉંચકનારાઓ ખભા બદલાવવા માટે વારે ઘડીએ બોજો નીચે ઉતારી વિસામો લેતા હતા; અને સ્ત્રી વર્ગને માટે પોતાનાં મનક્ષોભને નિવારવા માટે એજ સમય મળતો હતો. એ સમયે જ તેઓ ભેગી મળીને એકમેક સાથે વાતચીત કરતી હતી અને ડોળીમાં બેસતા પહેલા અથવા અધવચ્ચે થોડેક સુધી તેઓ પગપાળે એકબીજા સાથે ચાલતી હતી.

બીજી રાતે ગંગા તીર પર આવેલી એક ચટ્ટિમાં વિશ્રામ કરીને સવારે પાછી યાત્રા શરૂ કરતી વખતે સજ્જન બાબુ પોતાની ડોળીમાં બેસવાને બદલે પગપાળે આગળ ચાલવા લાગ્યા. આ જોઈને ડૉક્ટર રાજેન્દ્રબાબુએ પણ એમ જ કર્યું.

"કેમ તું પગપાળે યાત્રા નહિ કરે ?" મોઢું વાંકુ કરીને લલિતાને ડોળીમાં બેઠેલી જોઈ એના કાકા બોલ્યા.

"ફરીને તમારો ઠપકો સાંભળવો પડે ને!" મનનો ક્ષોભ વ્યક્ત કરવાનો મોકો મળેલો જોઈ લલિતા જરા કટાક્ષ કરીને બોલી. "નાઈ

મોહાના માં તમે અમારી કેટલી ધૂળ કાઢી નાખી હતી ?"

"પહેલે જ દિવસે તેં કેવું કર્યું હતું એનો તો કંઈ વિચાર કરી જો બાપુ ?" કાકાએ ભત્રીજીને ઠપકો આપવા માંડયો. 'ગરુડ ચટ્ટિ'થી પગપાળે ચાલવું શરૂ કરીને ઠેઠ 'નાઈ મોહાના' સુધીના સાત આઠ માઇલ તું ગઈ ત્યાં સુધી તો તું ક્યાંય નજરે જ પડી નહિ. તારી કાકી પણ ત્રણ ચાર માઇલ પગપાળે ચાલી હતી. શીલાની સાથે રહીને તેં શું કર્યું હતું એ વાત તો કહે ? સાંજ પડી ગઈ એ પણ તમે જોયું નહિ. ચટ્ટિમાં આરામ કરવાનું કે ચહાપાણી પીવાનું તો ચૂલામાં ગયું પણ અમારે તો તમને શોધવા તમારી પાછળ બે ત્રણ માણસો મોકલવા પડયા. આપણા ટોળાના બધા ય માણસો આવી ગયા, ફક્ત તમે બે છોકરીઓ જ ક્યાં ય નજરે ન પડી."

"અમારી સાથે છોટુસિંગ તો આવ્યો હતો, છતાં ય તમે નકામી ચિંતા કરો એમાં અમે શું કરીએ ?" હોઠ ફફડાવતી લલિતાએ કાકાને ગુસ્સાભેર ઉત્તર આપ્યો. "એ દિવસે જો તમે એ રસ્તે આવ્યા હોત તો સંધ્યા વખતનું કેવું સુંદર દ્રશ્ય તમને જોવા મળત એની કંઈ તમને ખબર છે ?"

કાકા–ભત્રીજી વચ્ચે વાતચીત ચાલતી હતી ત્યારે જ યાત્રાનો આરંભ થઈ ગયો હતો. ડોળીવાળાઓ ખાલી ડોળીઓ ઉંચકીને આરામથી આગળ વધી રહ્યા હતા. ડૉકટર બાબુ અને સજ્જનબાબુ પાછળ ચાલતા હતા. સૌથી આગળ સ્ત્રીઓ ચાલતી હતી. ગઈ કાલના વિષમ ચઢાણવાળા માર્ગે ચાલ્યા પછી આજે ગંગાના તીરેતીરે એના ઘાટની અપૂર્વ શોભા અને એના સ્નિગ્ધ વાયુનું સેવન કરતા કરતા પ્રભાત–પ્રફુલ્લ હૃદયે યાત્રાળુઓ ચાલી રહ્યા હતા. કેટલાક ભક્તિથી ગદ્‌ગદ કંઠે ન સમજી શકાય એમ ધીમે ધીમે કંઈક ગણગણી રહ્યા હતા.

"બે દિવસ ગંગાને ન જોવાથી–ખડ નીચે કેવળ એનો કલકલ થતો અવાજ સાંભળી સાંભળીને બિચારાઓના પ્રાણ કેવા વ્યાકૂળ થઇ ગયા છે ?" ડૉકટર રાજેન્દ્રબાબુ સામે હસીને જોઈ સજ્જનબાબુ બોલ્યા.

" અહાહા ! અને એ પ્રવાસીઓનાં મોઢાંમાંથી ઝરતું મૃદુ ધીમું સ્તવન–ગુંજન કેવું મધુરૂં ને કર્ણપ્રીય લાગે છે !" ઠૅકર્ર બોલી ઊઠ્યા. "કેમ જાણે કોઈ ભક્ત કવિએ બદરી–કેદારના પથે પથે ગંગાને નિરખતાં જઈને આવી અદ્ભુત સ્તવન રચના કરી લાગે છે !"

" તમે આપણી ગંગામૈયાની શિવજીની જટામાં સમાઈ ગયાની વાત તો સાંભળી હશે ! મને આ દ્રશ્યમાંથી જ એની કલ્પના થઈ હોય એમ લાગે છે !" લલિતા હવે વચ્ચે બોલી પડી. " ગઈ કાલના નિર્જન ચઢાણની નીચે ગંગાની ગર્જના કેવી સંભળાતી હતી, પણ એ ક્યાંય નજરે પડતી ન હતી. કેમ જાણે એ અલોપ થઈ ગઈ હતી. કાકી, તમારી માનામાં કેટલું કવિત્વ છે એ તમે જાણો છો ? સાંભળો. એ ડોશીમા કહે છે, કે આ તો ગિરિશની વિસ્તીર્ણ ભૂખરી જટા જાળ છે. એમાં ભાગીરથી કેટલાયે વર્ષ ગાયબ થઈ રહે છે. ભગીરથ રાજાના જેવી તપસ્યા કરીએ તો એને મેળવી શકાય. કાલે બપોરે આ યાત્રાળુઓ ચટ્ટિએ પહોંચ્યા પછી કહેશે, કે : ' જુઓને ડોશીમા, અમે તો તપસ્યા કર્યા વગર જ તમારી ગંગામૈયા પાસે પહોંચી ગયા છીએ. કાલે સાત આઠ માઈલ પગપાળા પ્રવાસ કર્યો છે–એટલી તો તપસ્યા કરી છે. ડોશીમાએ મને ગંગોત્રી જવા દીધી નહિ અને કહ્યું, કે " એટલો લાંબો પંથ જતાં જો ડોળી ભાંગી–તૂટી જશે તો અધવચ્ચે જ રહી જઈશ–બદરીનારાયણના દર્શન કર્યા વગર જ મરી જઈશ. તારે હજી કેટલોક કાળ જીવવાનું છે. ફરી કોઈ બીજીવાર આવી ગંગોત્રી જોજે ! "

આટલું બોલી લલિતા જરાક થંભી ગઈ અને ચારે બાજુ નજર ફેરવીને જોવા લાગી. એણે જોયું કે ડોશીમાને લઈ ડોળીવાળાઓ તો ઘણા આગળ નીકળી ગયા છે. જેની એ ટીકા કરતી હતી એ તો એમાંનું કંઈ સાંભળવા પામ્યા નથી એ ખ્યાલમાં આવતાં એ ઉદાસ થઈ ગઈ.

" મારી માની વાત તું કેટલીક કરીશ ?" કાકી હસીને બોલી.

" જ્યાં સુધી હું ફરીને ગંગોત્રી જોઈશ નહિ ત્યાં સુધી." લલિતાએ બેદરકારીભર્યો ઉત્તર આપ્યો.

"પણ તારી પેલી સાંજની વાત તો તેં મને સંભળાવીજ નહિ!" ડૉક્ટર વચ્ચે બોલ્યા. "કાલ આખો ય દિવસ ડોળીમાં બેસીને યાત્રા કરવી પડી એટલે તારું મોઢું ચઢેલું જ હતું; એથી તો મેં તને કંઈ પૂછ્યું ન હતું."

"પણ એ કેટલું ભયંકર ચઢાણ હતું એ જોયું ને?" સજ્જન બાબુ વચ્ચે બોલી ઉઠ્યા. "એ નિર્જન ચઢાણના જેવું ચઢાણ આ માર્ગે નથી. ત્રણ માઈલ સુધીનું સદંતર નિર્જન એવું એ ચઢાણ બહુ જ બિહામણું હતું–ખરેખર છાતી બેસી જાય એવું બીપણુ હતું."

"પણ હવે પગપાળા ચાલનારાઓની તો છાતી બેસી જશે નહિને?"

લલિતાને ફુલાવવામાં થયેલા આ એકાએક આક્રમણથી કાકા તો ચૂપ જ થઈ ગયા.

"અરે તમે તો કેવા છો?" ડૉક્ટરબાબુ પાછા બોલવા લાગ્યા. "છોકરીની વાત પણ તમે પૂરી સાંભળવા દેતા નથી. તમે તો એને વારેઘડીએ તરછોડી જ નાખો છો. બ્હેન, કહે તો, તેં શું જોયું હતું?"

"તમારી સાથે તો મેં પેલી હિજલી નદી જ જોઈ છે. એ સિવાય મેં બીજી નદી ક્યાં જોઈ છે?"

"ખરું છે, પણ હવે સાંજ પડવા આવી છે. આપણે ઘણું સાહસ કર્યું છે. આગળની ચટ્ટિમાં રોકાઈ ન જતાં 'નાઇમૂરાના' જવાને નિકળ્યા. સજ્જનબાબુ તો 'ગુલર' ચટ્ટિમાં રોકાવાના છે. છોકરાઓ રાજી ન રહે એવું એમણે કર્યું છે."

આ છોકરાઓમાં હતા બે યુવકો–એક ડૉક્ટરબાબુના આત્મીય અને બીજા એમના ભાઈ હતા. એ પાછળ આવતા હતા. આજ વખતે તેઓ નજીક આવી પહોંચ્યા.

"આ પહેલી મંજલમાં જો પાંચ સાત માઈલ અંતરનો પડાવ નાખ્યો છે તો આખો યે પ્રવાસ કોણ જાણે કેટલાય દિવસે પૂરો થશે?" એ બે આગંતુકો પૈકી એકે કહ્યું. "આગળથી બે જણા જઈને પડાવની વ્યવસ્થા કરે એવી ગોઠવણ થવી જોઇએ. આપણો મહારાજ એકાદ પંડ્યાના નોકર સાથે જાય. આપણામાંનો ભલે એક જણ

એમની સાથે આગળ જાય. બાકીના આપણે બધા પાછળથી જઈએ તો પછી કંઈ વાંધો આવે નહિ."

"અને કોઈ ગૂમ થઈ જાય એની તપાસ માટે શું? ઘેટાં–બકરાના ટોળાની જેમ આપણી સાથે પણ એકાદ બે ગાર્ડ–રખેવાળ પણ રાખવા કે નહિ?" કંઈ પણ વિચાર કર્યાં વગર ગુસ્સામાં ને ગુસ્સામાં લલિતા આટલું બોલી ગઈ. બોલતાં એનાથી બોલાઈ ગયું. પરંતુ પછી એ એકદમ થંભી ગઈ અને મનમાં ને મનમાં શરમાઈ ગઈ. ત્યાં પાછળથી કોઈકે આંગળી કરી, એટલે પાછી ફરીને પોતાની બ્હેનપણી સામે ગુસ્સાથી જોઈને એ બોલી.

"કેમ, ઉઘાડાં શરીર પર એકાદ કાંબળી રાખીને એકાદ ચોકીદાર એમની સાથે ચાલતો નથી? પાછળ ઘેટાં–બકરા આમ આડાઅવળા જાય તો એની સંભાળ કોણ રાખે?"

"એ ન હોય તો રસ્તામાં કેટલી વિપદ આવે એનું તને કંઈ ભાન છે?" શીલાએ એ આગંતુક યુવક સામે જોઈને પોતાની બ્હેનપણીને સંબોધીને કહ્યું. "કાકા, આ માર્ગે વાઘ–વરૂનો ભય છે કે?"

શીલાની વાત કરવાની છટા અને વાત ફેરવી નાખવાની રીત જોઈને એ યુવકને સહેજ હસવું આવ્યું; પણ એના સાથીએ તો જે શબ્દો પોતાને કાને પડ્યા એનો ઉત્તર સરળ ભાવે આપ્યો. "પરંતુ અસલ રખેવાળ તો રીંછની જેમ રક્ષણ કરતો ચારે બાજુ જોતો ઉભો છે. એનો સ્વભાવ જ રક્ષણ કરવાનો છે."

લલિતાએ જોયું કે એ યુવકે વિચાર કર્યા વગર બારી માર્યું છે છતાં ય ક્ષમા માગે એમ નથી. આથી લલિતા ક્રોધથી લાલચોળ થઈ ગઈ અને એક પણ શબ્દ ઉચ્ચાર્યા વગર એ ઉતાવળે પગલે એ ટોળીમાંથી ચાલી જવા લાગી.

"અરે બ્હેન, આમ આ રસ્તે ક્યાં જવા માંડયું?" ડૉક્ટર બાબુએ એકદમ ઉંચા સાદે કહ્યું.

"ડૉક્ટરબાબુ, તમે તો જાણતા હશો કે છોટુસિંગને બધાય મજુરોએ કહ્યું છે, કે આ માર્ગે બધીય જાતના જાનવરો–ખાસ કરી જંગલી

સુવરો ખૂબ દેખા દે છે.” બધાનું ધ્યાન બીજી વાત પર દોરવાને શીલાએ નવી વાત કહેવા માંડી. “વળી એક જાતના વાઘ આ ઘેટાં-બકરાના લોમે ફરતા સાંભળ્યા છે. ચારે દિશાએ ઉંચા ઉંચા પહાડ હોય ત્યાં સિંહ પણ હોય જ ને? અમે ઉતાવળે પગલે ચાલીએ તો લલિતા અમને આસ્તે આસ્તે ચાલવાનું કહે છે. આ અજવાળું તો પહાડના વાંકમાં પહોચતાં જ અદ્રશ્ય થઈ જશે. કાકા, તમને તો ખબર છે કે આપણે અંધારામાં થોડુંક ચાલીએ જ છીએ. ત્રીજ-ચોથના ચંદ્રમાનું અજવાળું પાસેના પહાડ પર પથરાતા કેવો સુંદર દેખાવ નજરે પડે છે! પરંતુ શુક્રનો તારો જ્યારે ખૂબ ચમકે છે, ત્યારે પૃથ્વી પર જે પ્રકાશ પથરાય છે અને અનુપમ દ્રશ્ય ખડું થાય છે, એની વાત તો ખરેખર ઓર જ હોય છે! પણ અત્યારે તો આકાશમાં ચંદ્રમા નથી કે આપણને એ દ્રશ્ય જોવાનું મળે. એકવાર પહાડની પાછળ જતાં જ અંધકાર ફેલાઈ જશે અને પાછા વાંક વટાવતા જ પ્રકાશ નજરે પડશે. હજી તો હમણા જ સાંજ શરૂ થઈ છે, છતાં ય કેટલું અંધારું થઈ ગયું છે! હવે પછી પેલું અજવાળું...”

“એ દિવસે તારા હાથમાં ટોર્ચલાઈટ ન હતી?”

“સાંજ પડી ત્યારે જ એ યાદ આવી હતી. ડોળીમાંથી નીચે ઉતરી ત્યારે એનું ભાન જ રહ્યું નહિ. પહાડ પર તો ઝાડ ઘટા ટોપ હતા. અરે મા! એ પહાડ પર જાણે વાંકડીઆ વાળ અને લાંબી લાંબી દાઢીવાળા માણસો બેઠા હોય એમ નજરે પડયું. અમને ત્રણ જણને જોઈ એ આશ્ચર્ય પામી બોલવા લાગ્યા: “અરે! હજુ તમે લોકો રસ્તા પર રઝળો છો! જાવ, જલ્દી ચટ્ટિએ પહોંચી જાવ.” આ સાંભળીને અમે તો અવાક્ જ થઈ ગયા. છોટુસિંગે હિંમત કરીને પૂછયું: “સાધુબાબા, વિશ્રામ સ્થાન તો આટલામાં કયાંય દેખાતું નથી. નાઈમોહની ચટ્ટિ કેટલી દૂર છે?”

“અરે એ તો હજી કોશભર દૂર છે. તમને જ્યાં ચટ્ટિ મળે ત્યાં જ રોકાઈ જાવ. જુઓ, થોડેક જશો એટલે એક દુકાન આવશે ત્યાં જ હવે રોકાઈ જજો.”

"સાધુ મહારાજ, આપ એકલા રહીને જ અહીંયા તપસ્યા કરો છો?" મેં કંઈક હિંમત ધરીને પૂછ્યું.

"હા. અહીંયા અમારા ગુરૂ મહારાજનું સ્થાનક છે." સાધુઓએ હસીને ઉત્તર આપ્યો.

"ક્યાં છે આપના ગુરૂમહારાજ? એમનાં અમને દર્શન થશે?" મેં એ સાધુઓને આગ્રહ કર્યો.

"નહિ નહિ." મારૂં કહેવું સાંભળીને એ સાધુઓ એકી સાથે બોલી ઉઠયા.

મેં સાધુઓને એમના ગુરૂ મહારાજનાં દર્શન કરાવવાનો આગ્રહ ચાલુ જ રાખ્યો.

"એકસો વર્ષથી મહારાજ એકાંત સમાધિમાં જ રહે છે. કોઈ ને એ દર્શન દેતા જ નથી."

સાધુઓની ચોખ્ખી ના સાંભળીને હું આગળ ચાલવા લાગી. અમે સાધુઓએ કહેલી દુકાન શોધવા લાગ્યા પણ મળી નહિ. ચાલતા ચાલતા દૂર એક ટમટમતા દીવાનું તેજ દેખાયું. અમે ઉત્સાહમાં આવી ગયા. વળી થોડે સુધી એ તરફ ચાલ્યા, ત્યાં એક કાળો મેશ જેવો દેખાવ નજરે પડયો. એ એક કાળમીંઢ પથ્થરનો ખડક હતો. અમે એને છોડી સાધુઓએ કહેલી દુકાનની શોધમાં આશાભર્યે હૈયે આગળ વધવા લાગ્યા.

"આમને આમ આપણે આસરે અડધો કોશ ચાલ્યા હોઇશું. હવે દુકાન મળી આવશે તોય આપણે એમાં આશરો લેવો નહિ પડે, કારણ કે બીજો વધુ અડધો કોશ આમને આમ ચાલ્યા જઇશું તો 'નાઈમોહના' ની પાસે પહોંચી જઈશું." મેં કહ્યું.

"આ તો પહેલા જ દિવસની યાત્રામાં આફત આવી પડી!" સાથેનો યુવક બોલ્યો.

"પણ છેવટે તો એમાંથી બચી ગયાને મોહનબાબુ? આપે તો દીવો લઇને જતા જતા બધાયને અભય કર્યા હતા ને?" શીલાએ સહેજ હસીને કહ્યું.

"બરોબર આ ગાર્ડની જેમજ ને?" ફક્ત શીલાના કાને જ સંભળાય એમ બહુ જ ધીમેથી એ મોહનબાબુ નામના યુવકે કહ્યું.

"ચૂપ! ચૂપ!" શંકિત દ્રષ્ટિએ ચારે બાજુ નજર ફેરવી આંગળીથી ઇશારો કરતા શીલા આટલું બોલી અને સપાટાબંધ પગલાં ઉપાડી પોતાની આગળ નીકળી ગએલી લલિતાની છેક નજીક તે પહોંચી ગઈ.

"હવે તો થાકયા, લલિતા. પગ આગળ ચાલવા ના પાડે છે. ડોળી મંગાવીશું?" કાકી બોલી.

લલિતા અત્યાર સુધી પોતાનાં મનમાં ને મનમાં એકલી માર્ગે ચાલતી ચાલતી એ માર્ગમાં આવતા દેખાવ જોવામાં તલ્લીન થઈ ગઈ હતી. તે કાકીના થાકની વાત તરફ ધ્યાન ન આપતાં ચોંકીને બોલી ઉઠી :

"તમે જાણો છો ને કાકી, નેપાલના માર્ગે પહાડ પર પહાડનું વિરાટ દ્રશ્ય હતું પરંતુ નદીની આવી અદ્ભુત રમત તો નહોતી જ." આ 'મહાદેવ ચટ્ટિ' છોડ્યા પછી ગંગા આ માર્ગને માળાની જેમ વિંટાઇને ચાલે છે અને તેથી જ આ ભીષણ માર્ગ આટલો સુંદર લાગે છે!"

બધા એની આ વાત સાંભળી એકવાર ચારે તરફ જોવા લાગ્યા.

મોહન દાંત ભીંસીને પોતાના સાથીને ખભે હાથ મુકી બોલ્યો : "કયારે ય ગયો છું એ રસ્તે?"

"નેપાલ ન જોયું હોય તો કાંઇ નહિ પણ ગાડી તો દેખી છે ને!" કુમુદે મોહનને શાંતિથી ઉત્તર આપ્યો.

"એથી જ મને લાગે છે કે સરખામણી કરવાનો અધિકાર મળ્યો લાગે છે. બ્રિટિશ ગાડી સાથે રજવાડી ગાડીની સરખામણી કરવા જતાં તો ગંગાની આ પાર કે પેલી પાર થઇ જવાય સમજ્યો કે?"

"મોહનબાબુ, આપ તો હાથ–મોઢે સરખા હો એમ દેખાય છે. કુમુદબાબુના જેવા ઠંડા મિજાજના માણસ સાથે પણ આમ જ આડા ચાલો છો?"

"ત્યારે બીજા કોની સાથે આડો ચાલું?"

કોઇએ ઉત્તર દીધો નહિ. બધા જોરથી હસી પડ્યા.

"આ કોની ટીકા કરો છો એ સમજો છો કે? આ તમારાં રખવાળાંની સાર્થકતા કે?" પોતાના કહેવા પર ટીકા થતી હતી એ સમજી ચૂકેલી લલિતા ગુસ્સાથી જવાબ આપવાને બદલે શાંતિથી બોલી. "કાકીથી હવે પગપાળા ચાલી શકાતું નથી. મારા ડરથી એ બિચારા ડોળીવાળાને બોલાવતા નથી. એમને માટે ડોળી મંગાવો તો!"

"એમ જ થાય છે. મહાદેવ ચટ્ટિએ તો રોકાયા નહિ તેઓ તો અત્યાર સુધીમાં આગળની ચટ્ટિએ જઈ પહોંચ્યા હશે. એ આગળની ચટ્ટિનું નામ શું? ગજવામાંથી એક નાની ચોપડી કાઢી તેમાં જોતાં મોહન બોલ્યો: "બે માઈલ દૂર 'શેયાલૂ ચટ્ટિ' છે. આપણે અડધે તો આવી ગયા. હવે થોડુંક બાકી રહ્યું હોય એમ લાગે છે. એ લોકો ઝડપથી 'રામ ચટ્ટિ' એ જઈ પહોંચ્યા હશે. એ બધા આગળ ગયા અને આપણે જ ફક્ત પાછળ રહી ગયા."

"હવે પગ ઉપાડવા છે અને જલ્દી પહોંચવું છે કે આમ વાદવિવાદમાં જ વખત વીતાડવો છે?" મોઢું મળતા શીલાએ ટકોર કરી.

એટલામાં કુમુદબાબુ ચૂપચાપ આગળ આવી બોલ્યા: "અરે પણ કોઈ ડોળીવાળા ભાઈઓ પૈકીના એક—એનાં નામ તો મને કહો."

"ભૂપાલસિંગ, ઈન્દ્રસિંગ, લલિતસિંગ, ગંડસિંગ, બચ્ચાસિંગ, ઝુલ્પાસિંગ વગેરે વગેરે...બોલો કેટલાં નામો જોઈએ છે? તમારે ફાવે એ શબ્દની પાછળ સિંગ શબ્દ લગાડીને બોલ્યા જાવ. ભોઈઓના સરદારનું નામ તો છે વૈરાગી પણ અહીંયા સિંહ છે. અહીંયા કોઈ ઘેટું—બકરું છેજ નહિ; બધાય સિંહો જ છે."

"સિંહ શબ્દમાં હિંસાની ગંધ છે. નહિ? તમે પણ મોહનસિંહ જ કહેવાવ ને?" લલિતાએ હસતા હસતા ટકોર કરી.

"સિંહ કેવળ હિંસા જ નથી કરતા, વખત આવે રક્ષણ પણ કરે છે. ઇતિહાસમાં શીવાજી અને પ્રતાપને સિંહ જેવા આલેખ્યા છે, એ આપની ધ્યાન બહાર તો નહિ જ હોય!" મોહને આ વેળા એને સચોટ જવાબ વાળ્યો.

"માફ કરો. તમને ખોટું લાગી ગયું. મારાં મોઢાંમાંથી અચાનક નિકળી પડેલા એ શબ્દ માટે હું આપની ક્ષમા માગું છું." લલિતા મોહનની સામે સરળ ને સ્નિગ્ધ નેત્રે જોઈ બોલી. "હજી આપણે લાંબો પંથ કાપવો છે અને આમ જરા જરામાં–મશ્કરીમાંથી માઠું લગાડ્યા કરશો તો કેમ ચાલશે?"

"બસ બસ. હવે ટુંકે પતાવો. સાંભળો, મામાનો અવાજ સંભળાય છે!" મોહન બે હાથ જોડી લલિતાની કાતર જેવી જબાનને બંધ કરાવતો બોલ્યો. "સામેના ઝાડ નીચે જ એમની ડોળી હોય એમ લાગે છે! મામા–મામી ત્યાં જ ભેગા થયા લાગે છે! હું ત્યાં જાઉં છું. મારી પાછળ બીજું કોઈ નથી. તમે જલ્દીથી ઉતાવળે પગલે આવી પહોંચો. એ ચટ્ટિ હોય એમ લાગે છે!"

"તમે તમારે ચાલતા થાવ. પાછળ આવવામાં અમને કોઈ જાતનો ભય નથી." હસતા હસતા મોહન આગળ ગયા પછી સહેજ આંખનો ઈશારો કરી લલિતાની સામે જોઈ શીલા બોલી. "આ કંઈ એક દિવસની વાત છે? ડૉક્ટરબાબુના ભાણેજ મોહનબાબુ રસ્તાના સારા માહિતગાર છે એવું તો એમને સર્ટીફિકેટ મળી ચૂક્યું છે. એ બીજા રસ્તાના પણ જબરજસ્ત ગાઈડ હોય એમ લાગે છે. હવે શું કહેવું છે?"

"મને એની શી ખબર? મારી સાથે એ કદી યે આવેલ નથી."

"એકે વાર નહિ?"

"ના. ડૉક્ટર કાકા તો કદીયે મારી સાથે આવ્યા નથી. રજામાં હું એમને ઘેર ઘણી વખત ગઈ છું."

"પહાડી હવા લાગી લાગે છે. સાથે કુમુદબાબુ છે એ મનમાં શું ધારશે? જરા સાવધાન થઈ ચાલો અને વાત કરો, નહિ તો ડગલે ડગલે નીચે સરી પડવાનો ભય છે. હું સંપૂર્ણ સ્વતંત્રતા ભોગવું એ એ લોકોને સારૂં લાગતું નથી."

લલિતાનું સ્વભાવજાત ચાપલ્ય ઉછળી આવ્યું.

" ઓહ્ હો! ભારે ચાલાકી કરી સંભળાવી દીધું." લલિતા બોલી.

" પણ કુમુદબાબુ મનમાં શું ધારશે ?"

" તેથી તો શરમ આવે છે." ક્ષણભર સંકોચાઇને લલિતા બોલી.

પાછળથી એક યાત્રાળુનો સંગીતમય કંઠસ્વર તેમને કાને અથડાયો : " શામળીઆ...ચલ ચલ બદરી કેદાર..."

ગાનાર એક યાત્રાળુ હતો. એને ખભે દોરીલોટો હતો. એ આનંદમસ્ત બની ગાન ગાતો ગાતો ચાલતો હતો.

" આમ એક લોટો અને કાંબળી ખભે રાખી ચાલતાં કેટલો આનંદ થાય!" લલિતા મુગ્ધ કાને એવું ગીત સાંભળતાં બોલી. " આપણે તો આમ મુંગા મંતર ચાલીએ છીએ." એટલા શબ્દો બોલતી એ પહાડની નીચેના એક પત્થર પર બેસી ગઈ.

" સાંભળ્યું છે કે શામળીઆને શોધવા ગોપીઓ બદરી–કેદાર પણ ગઈ હતી. ખરૂં ને બ્હેન ?" શીલા લલિતા તરફ જોઈ હસીને બોલી.

લલિતા જવાબ દીધા વગર બેસી જ રહી.

" અરે આમ અધવચ્ચ કયાં બેસી ગઈ?" શીલા હસતી હસતી બોલી. " લે ચાલ, ઉઠ. એ લોકો આપણી રાહ જોતા હશે."

" જરા બેસવા દે. થાક ખાવા દે. ઉઠું છું." લલિતાએ કહ્યું.

એની સાથે શીલા પણ અનિચ્છાએ લાચાર બની બેસી ગઇ.

" કાલે આપણે દેવપ્રયાગ પહોંચીશું. અને હવે વ્યાસ ચટ્ટિમાં પડાવ થશે. વ્યાસગંગા સાથે એક નદીનો સંગમ થાય છે. વેળાસર જઇ પહોંચીએ તો એ જોવા મળશે."

" જય બદરી નારાયણ કી."

બંનેએ ચમકીને જોયું તો એક ભગવા વસ્ત્રધારી, પડછંદ કાયાવાળો સંન્યાસી એ રસ્તે ચાલી રહ્યો હતો. સૂર્યના કિરણથી અને રસ્તે ચાલવાથી લાગેલા થાકથી એનો ચહેરો લાલચોળ થઇ ગયો હતો. એ ત્યાં થાક ઉતારવાને જરા વાર બેસવા જતો હતો પણ એ તરુણ સ્ત્રીઓને ત્યાં બેઠેલી જોઇ એ જરા ખંચકાયો.

" આપ ખુશીથી અહીં બેસીને આરામ લો; અમે તો જઇએ છીએ." સંન્યાસીને ચાલ્યો જતો જોઇ લલિતા વ્યગ્ર ભાવે બોલી અને ઉભી થઇ ગઇ. પરંતુ સંન્યાસી કંઇપણ બોલ્યા વગર ત્યાંથી ચાલ્યો ગયો. લલિતા એની પાછળ જવા લાગી. શીલાએ પણ ઉઠીને એમની પાછળ પાછળ ચાલવા માંડયું.

" અરે આમ શું કરે છે? જરા ધીમેથી તો પગ ઉપાડ. આટલી ઉતાવળ શી છે? એ સંન્યાસીનો પીછો પકડીને તારે શું કામ છે?" શીલા જરા ખીજવાઇને બોલી.

લલિતા સહસા ચોંકીને જ્યાં ને ત્યાં સ્થંભી ગઇ.

" તને સાધુ–સંન્યાસીને જોઇને આમ કેમ થઇ જાય છે?" શીલાના ટોણામાં ઠપકો હતો.

" કેવી થઇ જાઉં છું?" લલિતા પોતાનાં આંતરભાવને છુપાવવાને પ્રયાસ કરતી લાલ આંખો કરીને બોલી.

" ત્યારે આમ જરાવારમાં જડભરત જેવી કેમ બની ગઇ, એ તો કહે?" શીલાએ એને ઉધડી જ લીધી.

" શી ખબર! ભગવાધારી, માથુ મુંડાવેલ, રૂષ્ટપુષ્ટ અને બ્રહ્મચર્યના તેજથી ઓપતો માણસ મને કોણ જાણે કેમ આકર્ષે છે!" લલિતા સરળ ભાવે બોલી પડી.

" ચાલો ચાલો, અહીંયા દૂધ મેળવવાનો બંદોબસ્ત કરવામાં આવ્યો છે." કુમુદ આગળ આવી બોલ્યો. " સજ્જનબાબુ અને કાકી ક્યારના તમારી રાહ જોઇ રહ્યા છે."

" લે ચાલ...જલ્દી પહોંચી જઇએ." શીલાએ લલિતાનો હાથ ઝાલ્યો અને બંને આગળ વધ્યા.

* કોઇ કોઇનાં મનના ભાવ કેમ કળી શકે? *

*

## ૧૫

ઉન્નત પર્વત-શિખરની નીચે એક ચટ્ટિ આવેલી છે. એ ભટ્ટિ સરાઈના નામથી સાધારણ રીતે સર્વ કોઈને જાણીતી છે. ખરા બપોરે ય સાંજ સમયનું મળગુગળું અજવાળું ત્યાં હમેશાં પથરાઈ રહેતું હતું.

બે દિવસથી યાત્રાળુઓ ભાગીરથી અને અલકાનન્દાના સંગમે સ્નાનદાન કરીને દેવપ્રયાગ છોડી દઈ અલકાનન્દાના તીરે તીરે આગેકૂચ કરી રહ્યા હતા. સામે જ વળી એક ભીષણ ચઢાણ આવી રહ્યું હતું. એ ચઢાણ છાંતિ થાલના નામે ઓળખાતો હતો. એ એટલો ઉંચો હતો કે એના પરથી તુંગનાથ અને કેદારનાથના શિખર સુદ્ધાં દેખાતા હતા. પ્રભાતના પહોરમાં જ એ ચઢાણ ચઢી જવાની આશાથી યાત્રાળુઓ સાંજથી જ એ ભટ્ટિ સરાઈમાં આવી રહ્યા હતા. રસ્તામાં પહાડી બાળક બાળીકાઓનાં ટોળાં ઝોળીમાં બેસી યાત્રા કરતા શેઠીઆ લોકો પાસેથી બક્ષિસ મેળવવાને નાચતા–કુદતા અને ગાતા ગાતા લાંબે સુધી આવતા હતા. એ ગાતા હતા :—

"જય જય કેદારનાથ દર્શન તારા!
સુરિ, મુનિ, પૂનિ કરે તારી સેવા.
ગરીબ ગૃહસ્થ કરે રામની સેવા."

દેવપ્રયાગના વિખ્યાત રઘુનાથજી જ એ દેશના દેશદેવતા છે. કોઈ ટોળું વળી ગાતું હતું.

"રાજા ચાલે હાથી ઘોડા પાલખી લઈ,
યોગી ચાલે નાગા ચિપીયા ખખડાવતા."

બક્ષિસ મળી જતાં તેઓ યાત્રાળુઓનો કેડો છોડતા હતા.

આમ ચાલતા ચાલતા પ્રવાસીઓ ચટ્ટિએ જઈ પહોંચ્યા. ચટ્ટિમાં દાખલ થઈ સૌ પોતપોતાનો પડાવ નક્કી કરવાની ગડમથલમાં પડતું હતું. સજજનબાબુ અને ડૉકટરબાબુની ટોળીના આગળથી આવેલા માણસોએ ચટ્ટિમાં સારી જગ્યા હાથ કરી લઈને ચુલા સળગાવીને પાણી ગરમ કરવા મૂકી દીધું હતું. પગપાળે ચાલતા માણસોનો થાક ઉતારવાને મીઠું નાખીને ગરમ કરેલું પાણી પગ ધોવા અને ડોળીમાં બેસીને પ્રવાસ કરતા માણસો માટે ગરમાગરમ ચહા પીવાની પણ બધી તૈયારીઓ થઈ ચૂકી હતી. રસોઇઆઓ રસોઈ માટે ચટ્ટિવાળા પાસે જોઈતા દાળ, ચોખા, લોટ, ઘી વિગેરેની નોંધ કરાવવાની તજવીજમાં પડ્યા હતા.

ડોળીઓ આવી પહોંચી અને એક પછી એક નીચે ઉતારી ડોળીવાળાઓ છૂટકારાનો દમ ખેંચવા લાગ્યા. સહુ સહુના સ્થાનકે જઈ પહોંચ્યા. કેટલાક ડોળીવાળાઓ પ્રવાસીઓ પાસેથી ચહા પીવા માટે પૈસાની અને કેટલાક મીઠું–મરચું કે ભાતું મળવાની આશાથી પોટલાં–બચકાં છોડવામાં સ્ત્રીવર્ગને સહાય કરવા લાગ્યા.

ચટ્ટિવાળાની ચટાઇઓ ઉપર નોકર–ચાકરોએ ગાદલા–ગોદડાં બીછાવી દીધાં હતાં. પુરુષ પ્રવાસીઓ 'હાસ' કહીને એની ઉપર લાંબા થઈને આરામ લેવા પડ્યા હતા. સ્ત્રીઓ સરસામાન છોડી રસોઈપાણી તૈયાર કરવા–કરાવવાની તજવીજમાં પડી હતી. લલિતા અને શીલા ચટ્ટિની સામે જ પાણીનો નળ જોઈ ખૂબ ખુશ થઈ ગઈ અને પોતાનાં મંડળને

એની ખબર આપી. મંડળમાંની બે વૃદ્ધાઓ એ નળ પર હાથપગ ધોવા જવાને તૈયાર પણ થઈ ગઈ.

"મા, તમે શા માટે તકલીફ લો છો?" લલિતાની કાકીએ પોતાની માને નળ ઉપર જતાં જોઈ કહ્યું. "નળ પર તો સેંકડો માણસો હશે, ત્યાં તમારો પત્તો કેમ લાગશે? તમારે માટે બાલદી ભરીને પાણી અહીંજ મંગાવું છું. તમે અહીંયા જ હાથપગ ધોઇને સંધ્યા–વંદના કરો."

"ઓહોહો! કાકી તો એમની માને કાચી માટીના ઘડાની જેમ જાળવી રહ્યા છે. એ બિચારા જાણે અપંગ હોય એમ એમની સાથે વર્તે છે. ચાલો, ચાલો, ડોશીમા, તમે તમારી દીકરીનું કહ્યું સાંભળતા નહિ. કેવું ખળખળ પાણી વહે છે! અને ત્યાં વળી ભીડ કેવી! ભીડ હશે તોય આપણને–બાઇ માણસને રસ્તો કરતાં વાર શી? ચાલો, મારી સાથે." બહુ બોલકણી શીલા તડૂકી ઉઠી."

* * *

પહાડની ચારે બાજુ કેટલાક આંબાના ઝાડ હતા. વૈશાખ મહિનો હોવા છતાંય હજુ એ પર મોર આવ્યા હતા. ચોતરફ સુવાસીત વાયુ વાઈ રહ્યો હતો. કેટલાક નોકરો આંબા જોઇને રાજી થઈ ગયા અને એક પછી એક એ આંબા તરફ ગયા.

નળીની પાછળ થોડેક દૂર પડેલા પત્થર ઉપર એક માણસ બેઠેલો હતો. એનો પહેરવેશ કંઇક અજબ પ્રકારનો હતો. પગમાં લાંબો પાયજામો અને અંગ પર ફક્ત કાળા રંગની બંડી એણે પહેર્યાં હતા. એ સ્ત્રીઓને જોઇને એકદમ ઉભો થઈ ગયો અને એક નજરે શીલા અને લલિતા તરફ જોવા લાગ્યો. એની નજર એમને અસ્વાભાવિક લાગી.

"સાંજના સમયે અહીં પડાવ નાખવો અને સવાર પડતાં પાછા બાંસડા–પોટલા બાંધી ચાલતા થવું." શીલાએ કંટાળાભરેલા સાદે કહ્યું.

શીલા આટલું બોલી કે તરત જ પેલો અજાણ્યો માણસ મોટેથી ગાવા લાગ્યો :

મુસાફીર...દૂર હી જાના હોગા.
રાહ બિકટ હૈ...રૈન અંધેરી, બહુત દૂર હૈ મંઝીલ તેરી,
ગાફિલ બંદા, બાંધ ગઠરિયાં...ફીર પછતાના હોગા ...મુસાફીર.
આજ ચલે કોઈ, કાલ ચલે કોઈ, સબકો ચલના હોગા,
યુંહી ચલતે ચલતે આખીર, એક ઠીકાના હોગા ...મુસાફીર.

આ ગાન સાંભળતાં જ બધાયના અચંબા વચ્ચે નોકરોએ પણ "અરે આ કોણ? પેલો પાગલ કે?" કહી કાળો કકળાટ કરી મૂક્યો. ચટ્ટિવાળાએ દુકાનમાં બેઠા બેઠા મોટેથી બૂમો પર બૂમો મારવા માંડી: "હાં...હાં...હાંકો, એને મારો ને દૂર કાઢો."

એકી સાથે અનેક માણસોએ ઉહાપોહ કરી મૂકવાથી એ અજબ માણસ પહાડની દિશા તરફ શ્વાસભેર દોડી ગયો.

"અરેરે બિચારો પાગલ!" વૃદ્ધ ડોશીમા એની દયા ખાતા દયામણું મોઢું કરી બોલ્યા.

"અરે એ પાગલ નથી–પાજી છે પાજી!" એક માણસે એને માટે વણમાગ્યું સર્ટીફિકેટ પણ આપ્યું.

બધાય હાથ પગ ધોઈ ચારે બાજુ જોવા લાગ્યા. એકાએક અદૃશ્ય રીતે જાણે પહાડ ઉપરથી ફરી એ ગીતનો સૂર આવતો સંભળાયો.

"દૂર...હૈ...મંઝીલ...તેરી..."

"અરે એ તો એજ પાગલ...એ જ! ક્યાંક છૂપાઇને ગીત ગાય છે!"

આમ વાતચીત ચાલતી હતી ત્યાં મોહન અને કુમુદ બંને આવી પહોંચ્યા.

"આ શું દાદીમા? તમે અહીં? આટલા બધા નોકર–ચાકર હોવા છતાં તમને કોઇએ પાણી લાવી આપ્યું નહિ?" બંને એકી સાથે બોલ્યા.

"અરે નારે ભાઈ, અમે બંને ડોશીઓ તો અહીં એમ જ અમારી મેળે જ આવ્યા છીએ. પડાવમાં પડયા રહેવા કરતાં આમ જરા બહાર આવવું અમે પોતે જ પસંદ કીધું છે."

એટલામાં ચટ્ટિવાળો દુકાનનો ધંધાપાણી એમને એમ પડતો મુકી દઇને પર્વતની બરાબર નીચે આવેલા ચટ્ટિના ચોગાનમાં ઉભો રહી મોટા સાદે હાક પાડવા લાગ્યો: "એ ભાઈ ટૂમિલાલ, ચોકીદારને ખબર

કરો કે પેલા પાગલે વળી પાછી આજે બદમાશી કરવી શરૂ કરી દીધી છે. એને અહીંથી પકડીને લઈ જાઓ."

ટૂમિલાલ કોણ છે? અને એણે શું કર્યું? એ કંઈ જાણવાની તકલીફ લીધા વગર ચોગાનમાં ભેગા મળેલા સર્વ પુરુષો ઉત્કંઠિત થઈ શું બન્યું છે? એ જાણવાને એકબીજાને પૂછવા લાગ્યા. કુમુદ અને મોહને તો ચટ્ટિવાળાને લાલ આંખે ઉપરાઉપરી પ્રશ્નો પૂછીને ગભરાવી મૂકયો. થોડી વાર પછી યાત્રાળુઓ એની વિરૂદ્ધ થઈ જશે એ ભયથી બે હાથ જોડીને એ બોલવા લાગ્યો :

"બાબા, એમાં મારો શો અપરાધ છે? એ પાગલ કોણ જાણે ક્યાંકથી આમ કોઈ કોઈ દિવસ અહીં આવી ચડે છે, અને પાછો કયાંક ચાલ્યો જાય છે. કોઇને એને વિષે બરાબર કંઇ જ માહિતી નથી. આ પ્રમાણે આજ કેટલાંયે વર્ષથી એ અહીં આવે જાય છે. પરંતુ છેલ્લા ત્રીજા વર્ષે એક ભયંકર પ્રસંગ અહીં બનવા પામ્યો હતો. એથી જ અમે એને અહીંથી નસાડી મૂકવા માગીએ છીએ."

"એવો તે શો પ્રસંગ બન્યો હતો?"

ચટ્ટિવાળો એક પણ અક્ષર બોલ્યા ચાલ્યા વગર ચૂપચાપ ઉભો રહ્યો. મોહને એને ઉપરાઉપરી ધમકીઓ આપીને ખૂબ જ ગભરાવી મૂકયો. ડૉકટર અને સજ્જનબાબુ પણ ચહાના પ્યાલા હાથમાં લઇને ચટ્ટિની સામે—આંગણા બહાર ઉભા રહી પડાવ પર ધ્યાન રાખી રહ્યા હતા. સ્ત્રી વર્ગ પણ કંઇક ગભરાઈ ગયો અને કામકાજ કરતું પડતું મૂકીને આમતેમ ઉભો રહી શું બની રહ્યું છે એ જાણવાને યત્ન કરી રહ્યો હતો. શીલા અને લલિતા કાકા અને ડૉકટરબાબુની પડખે ઉભી રહી હતી. બંને વૃદ્ધાઓ આ ગડબડમાં ભાગ લેવાને બહાર આવવાને બદલે ચટ્ટિમાં જ સંતાઈ રહી હતી અને એમના કપડા બદલાવવામાં અને સંધ્યાન્હિક માટેની તૈયારી કરવામાં એમની પુત્રવધૂ અને કન્યાઓ મશગૂલ હતી.

ચટ્ટિવાલાએ સહુ સાંભળે એમ એ પાગલની વાત કહેવા માંડી :

"ત્રીજે વર્ષે બરાબર આ જ વખતે યાત્રાળુઓનું એક ટોળું લગભગ દશ-અગિયાર વાગે આ ચટ્ટિમાં આવી પહોંચી રસોઈપાણીની તૈયારી કરવા લાગ્યું. એ ટોળામાં સધવા, વિધવા, વૃદ્ધા, જુવાન, એમ ઘણી સ્ત્રીઓ હતી. બધીય ગૃહસ્થ પણ ગરીબ ઘરની હતી. એ પાગલ પણ એ દિવસે આ ચટ્ટિમાં આવ્યો હતો. એ દિવસે એણે ખાલી ગાન-તાન કરીને બધાયને વ્યાકૂળ બનાવી દીધા. એ જમીને નાચતો અને હસતો હતો. બપોરે જ્યારે બધા યાત્રાળુઓ ઉઠ્યા ત્યારે એ પણ ઉઠ્યો પણ રવાના થયો નહિ. એ આખો વખત એમ જ બોલ્યા કરતો હતો: "એ બ્હેનનું નામ શું? સરયુ! સરયુનું મન ખરાબ છે, એ ઉભી થઇ શકશે નહિ. એ કપડું ઓઢીને સુતી છે. એ સવારે જશે. ચઢાવ ઉંચો છે એટલે એને જરાક સ્વસ્થ થવા દો." આવો અર્થ વગરનો લવારો કરીને સાંજ પડતા એ પાગલ કોણ જાણે ક્યાં ન્હાસી ગયો. સવારે જ્યારે બધા જાગ્યા ત્યારે બૂમરાણ મચી રહ્યું. "અરે સરયુ નથી-સરયુ ક્યાં ગઇ?"

આમ કરતા કરતા વેળા થઈ ગઈ. ચોકીદાર આવ્યો. બધાય ચટ્ટિવાળા આખો દિવસ એની શોધખોળ કરીને થાક્યા. છાંતિથાલ ચઢાણની પાછળ આવેલી સકૂના ચટ્ટિ સુધી તપાસ કરી; શ્રીનગર ખબર કહેવડાવ્યા. ત્યાંથી ફોજદાર પણ આવ્યો. એણે બધાયની જુબાની લીધી. એ છોકરીના માબાપ કોઈ ન હતા. એનો પતિ બે ચાર વર્ષ પહેલાં મરણ પામ્યો હતો. શરૂ શરૂમાં એની માસીને ઘેર એ બીચારી રહેતી હતી. પછી માસી પણ મરી ગઈ એટલે ગામના લોકોની સાથે એ તીર્થ કરવા નીકળી હતી. અચાનક એનો અને એ પાગલનો અહીં ભેટો થયો. બંને વચ્ચે કંઈક વાતચીત થઈ. ટોળામાંની એક બાઈ એમ કહેતી હતી કે એ પાગલને પોતાના સ્વામી તરીકે ગણીને એ સુઇ ગઇ. એ રાતે એણે કંઈ પણ ખાધુંપીધું નહી. કોઈને મળ્યા-મૂક્યા વિના એ ગુપચુપ કપડું ઓઢીને સુઇ ગઇ હતી. એ પછી શું થયું? એની કોઈને ખબર નથી. ત્રીજે દિવસે સવારે યાત્રાળુઓને છોડીને ફોજદાર છાંતિથાલ પહાડ પર ચાલ્યો ગયો. ચોકીદારને કેટલાય દિવસ

સુધી શોધ કરવા છતાં એની લાશ કે કોઈ બીજી નીશાની મળી નહિ. બધાએ ખૂબ મહેનત કરી પણ કોઈનું કંઈ વળ્યું નહિ."

આવી ભયંકર ઘટના સાંભળી સહુ કોઈ સ્તબ્ધ થઈ ગયા. ફક્ત મોહન જ ગર્જના કરીને હાથમાંની સોટી ઉંચકી બોલ્યો: "એને ડાહ્યો બનાવવાનો કીમીયો મારી પાસે છે."

"કોઈ કહે છે કે એ સાધુ છે. વળી ઘડીમાં એ ડાહ્યો ને ઘડીમાં ગાંડા જેવો લાગે છે. એનાં મગજનું ઠેકાણું નથી."

"આ ચટ્ટીના લોકો જ એને સંતાડતા હોય એમ લાગે છે!"

"ના બાપુ, ના. તમે રસ્તે જોયું નહિ? માણસો સોનાના દાગીના પહેરીને એકલા આવે જાય છે, છતાંય કોઈને જરા જેટલું ય નુકસાન થતું નથી. પહાડી લોકો ચોર કે બદમાસ નથી હોતા. રસ્તે પડેલો માલ જ્યાં ને ત્યાં પડ્યો રહે છે. પોલીસમાં ખબર અપાય છે. ચોકીદાર આવે છે અને માલ લઈ જઈ પોલીસ કસ્ટડીમાં રાખે છે. જ્યારે કોઇ યાત્રાળુ ગુમાવેલી ચીજની શોધ કરતો આવે છે ત્યારે એને તે પાછો સોંપી દેવાય છે."

એક તરફ એ પાગલની કર્મકથાનાં પાનાં વંચાઈ રહ્યા હતા જ્યારે બીજી તરફ એ જ ચકમ ચૂપચાપ ચટ્ટીની પાછળના પહાડી રસ્તે થઇને પાછળની ગલી મારફત કોઈનું પણ ધ્યાન દોર્યા સિવાય સજ્જનબાપુની વૃદ્ધ સાસુ એક ધ્યાને સન્ધ્યા કરી રહ્યા હતા ત્યાં જઈ બારણા પાસે બેઠો. આંખો ઉઘાડીને વૃદ્ધાએ જ્યારે એને જોયો ત્યારે એ બોલ્યો:

"માજી, એકાદ કપડું આપો."

"હું હમણાં પૂજા કરૂં છું." વૃદ્ધાએ ઉત્તર આપ્યો.

"પણ મને ઉતાવળ છે, માજી."

વૃદ્ધાએ પાસે પડેલું એક સફેદ કપડું એની તરફ ફેંક્યું.

"આવું કપડું નહિ. મને રાધિકાજીનું કપડું આપો. હું એની પૂજા કરીશ, માજી." વૃદ્ધાએ ફેંકેલું કપડું પરત કરતા એ પાગલ દયામણે મોઢે બોલ્યો.

"રાધિકાજીનું કપડું મારી પાસે ક્યાંથી હોય ભાઈ?"

"અરે વાહ, રાધિકાજી તમારી સાથે છે ને? મેં મારી આંખોએ એમને જોયા છે ને?"

"અરે ઓ લલિતા......" માજીએ બૂમ મારી. "અલી જરા આ બાજુએ આવતો. જો ને આ માગણુ શી ધમાલ લઈ બેઠો છે?"

"અરે વાહ! આ તો લલિતાજી પણ તમારી સાથમાં છે ને? તમારા પર બદરીનાથની પરમ કૃપા છે, માજી. એ તમારા પર બહુ જ પ્રેમ કરશે ડોશીમા!" એટલું બોલી એ પાગલ લલિતા ત્યાં આવી પહોંચે એ પહેલાં જ ત્યાંથી ચાલતો થઈ ગયો.

લલિતાએ એ વૃદ્ધાની બૂમ સાંભળી નહિ, તેમ એ ચક્રમના ચાલ્યા જવાથી વૃદ્ધાએ પણ પછી કોઈને બોલાવ્યા નહિ. એમણે અધૂરી સંધ્યા-પૂજા ઝટપટ પૂરી કરી નાખી. પાગલના પ્રલાપ માટે શોરબકોર કરવાની એમને મરજી થઈ નહિ.

રાત્રે સર્વ ખાઈપીને વાતચીત કરતા લાંબા થઈને પડ્યા હતા ત્યાં કોઈ મંદ મધુર રવે ગાતું હોય એમ એમના સાંભળવામાં આવ્યું.

નંદ કે લાલા......હો મતવાલા......

બંસીવાલા તુંને કયસી બંસી-ધૂન મચાઈ રે......

ક્રીશ્ન કન્હૈયા કહી પુકારૂં કિન્તુ દર્શન નાહી રે......

બધાય ઉત્તેજીત થઈને એકસામટા બોલી ઉઠયાઃ "એ જ... એ જ...એ પાગલ!" પરંતુ એ રાતે એ રસ્તે વધુ હો-હા કરવાની કોઈની મરજી ન થઈ. મોહન, કુમુદ વિગેરે સહુ કોઈ સ્થિર ભાવે એ ભાવવાહી ગીત સાંભળતાં સાંભળતા પોઢી ગયા. એમની આસપાસ થાકેલા નોકરચાકરો, દરવાનો અને ભોઇઓ સવારના પ્રવાસ માટે સરસામાન બાંધીને સુતા હતા. સવારે ઉઠીને ફક્ત બીછાના જ બાંધવાના બાકી રખાયા હતા. આ વર્ગ પડાવની વચ્ચોવચ્ચ સુતો હતો. ડોશીમાએ જોયું કે લલિતાની આંખો હજુ કેમે કરી મીંચાતી ન હતી. એના સિવાય સહુ કોઈના નસકોરાના ઘોઘરા અવાજ ચારે તરફથી કાને અથડાઈ રહ્યા હતા.

"લલી, બેટા, હજુ ઉંઘ નથી આવતી? લલિતાનાં માથા પર હેતાળ હાથ ફેરવતા ફેરવતાં ડોશીમાએ પૂછયું.

"ના દાદીમા, કોણ જાણે કેમ તે આજે ઉંઘ નથી આવતી!"

"એમ કેમ વારૂ બ્હેન?"

"પેલી ત્રણ વર્ષ ઉપર ગૂમ થએલી છોકરી સરયુની વાત મનમાં ઘોળાયા કરે છે. એ પાગલને માટેની વિચિત્ર કથની મારી નજર સામેથી ખસતી જ નથી."

એવામાં એકાએક કોઈનો અવાજ કાને પડતાં બંને ચમકયા. બહાર અંધારામાં કોઇ બોલી રહ્યું હતું. "રાધિકાજી, સુઇ જાવ. ઉંઘી જાવ. તમને જરાયે ભય નથી. તમારો નાથ તો તમારા અંતરમાં છે. તમારો પ્રભુ તમારી સામે ખડો છે. તમે નિરાંતે પોઢી જાવ."

લલિતા બેબાકળી બનીને બેઠી થઈ ગઈ. બેટરી લઈ રસ્તા પર દોડી જઈ પ્રકાશ ફેંકતાં એના જોવામાં આવ્યું કે ઝરણાંને કાંઠેથી એ અગમ્ય માનવી અજવાળું જોતાં જ અદ્રશ્ય થઈ ગયો છે.

"દાદીમા, કાકાને બોલાવું?" લલિતા કંઈક બ્હાવરી બની ઉત્તેજીત કંઠે બોલી.

"ના રે, ના, એ પાગલ કંઈ કરવાનો નથી. તું તારે પાછી સુઈ જા."

એ વેળા રાત્રિનો બીજો પ્રહર પસાર થઈ રહ્યો હતો. સામે અંધકારમાં કાળો ભૂત જેવો ઉંચો પહાડ ભયભીત કરી રહ્યો હતો. એનાં હૃદય–ભાગમાંથી ઝરમર શબ્દ કરતા ઝરણાં વહી રહ્યા હતા. એની પાછળથી જાણે કોઈ બૂમ મારી રહ્યું હતું:

"રાધિકાજી!... ઓ રાધિકાજી!..."

કંપતી લલિતા ડોશીમાના પડખામાં લપાઇને સુઈ ગઈ.

"આમ બીએ છે શા માટે? તું તારે શાંતિથી સુઈ જા. તમે બધા ગમે એમ કહો, પણ એ માણસ કોઈ સામાન્ય પાગલ નથી. મને તો એ લાગે છે કોઈ સાધુ જેવો. કોઈ ખાસ કારણસર એ વેશ-પલટો કરીને પહાડમાં આમતેમ ઘૂમ્યા કરે છે. આપણે એનું શું બગાડયું.

છે કે એનાથી ડરવાનું હોય? માટે આંખો મીચી દે એટલે થોડીવારમાં ઉંઘ આવી જશે."

"આંખો તો મેં ક્યારની ય મીંચી દીધી છે, દાદીમા. પણ કોણ જાણે મને તો હજુ એના જ શબ્દોનો ઘોર કાનમાં સંભળાયા કરે છે. તમને કંઈ નથી સંભળાતું દાદીમા?"

"મારી ઉંમર તારા જેટલી થોડી છે? અમારી આંખની અને કાનની શક્તિ હવે એટલી તેજ નથી રહી, બેટા!" કહી ડોસીમાએ બગાસું ખાઈ પડખું ફેરવ્યું.

"પાંચ પ્રયાગ છે ખરું ને દાદીમા?" લલિતાએ ઉંઘ ન આવતાં આંખો મીંચેલી રાખી વાર્તાલાપ ચાલુ રાખ્યો.

"હં......" ડોસીમાએ અડધીપડધી ઉંઘમાં હુંકારો ભર્યો.

"એમાં ત્રણ પ્રખ્યાત છે. નહિ દાદીમા?"

એના સવાલનો કોઇ જવાબ મળ્યો નહિ એટલે લલિતા સમજી ગઇ કે દાદીમા ઉંઘી ગયા હતા. એણે પણ નિદ્રાદેવી સાથે સખીપણાં બાંધવા બહુ બહુ પ્રયત્નો કર્યા પણ ફાવી નહિ. થોડી વાર પસાર થઈ ત્યાં પાછો નજીકમાં જ કોઇ માણસનો કંઠસ્વર સાંભળી એ ચમકી ગઈ. ભયથી વિહ્વળ થઈ આંખો ઉઘાડી એ આમતેમ જોવા લાગી. સંખ્યાબંધ ઉંઘતા માણસો વચ્ચે થઈને એ વિલક્ષણ માનવ-મૂર્તિ પોતાની વધુ ને વધુ નજીક આવીને બોલતી હતી:

"રાધિકા, ઉઠી જાઓ. તમારો સ્વામી તમારી સામે ઉભો છે."

આ શબ્દો સૂતેલા સંઘમાંના એકાદ બે ચકોર ઉંઘવાવાળાઓના કાનમાં પડ્યા. એમણે બીજા બધાને ધાંટાધાંટ કરી જગાડી મૂક્યા. ઘણા માણસો એકે અવાજે બૂમ પાડી બોલવા લાગ્યાઃ "ચોર! ચોર! પકડો એ હરામખોર પાગલને......"

બધાને મોખરે મોહન હતો. હાથમાં લાકડી લઇ એ પાગલની પૂંઠે દોડ્યો. એની પાછળ છોટુસિંગ વિગેરે દોડયા. પરંતુ એ પાગલ

કોણ જાણે જોતજોતામાં ક્યાં અલોપ થઈ ગયો! સજ્જનબાબુના બોલાવવાથી ક્રોધ શમાવીને સઘળા ખાલી હાથે પાછા આવ્યા.

આમ ને આમ એ પાગલનો ઉપદ્રવ ચાલુ રહેશે તો પછી બીજા કોઈ યાત્રીઓ ફરી આ ચટ્ટિમાં આવશે નહિ એનો ડર ચટ્ટિવાલાના દીલમાં પેસી ગયો. 'એકવાર એ પાગલને અહીંથી હંમેશને માટે દૂર કરી દેવો એજ ઉચિત છે' એવા મક્કમ નિર્ણય ઉપર એ આવ્યો.

"એ એક પાગલની પૂંઠે તમે બધા પાગલ કાં બનો છો? એને તો સર્વ જીવમાં બ્રહ્મદર્શન થયું છે." યાત્રાળુઓને ફાવે એમ બોલતા સાંભળી જાગી ઉઠેલા ડોશીમા બોલ્યા. "ભાવના જોરે અલ્પ વયની છોકરીને જોતાં જ એનાં હૃદયમાં રાધિકાજીની સ્ફૂર્તિ થઈ; અને એથી જ એણે એમ કર્યું છે."

ડોશીમા વધુ બોલે એ પહેલાં અંધારા ગિરિરાજના ગર્ભમાંથી જાણે કોઈની ગુસ્સાભરી ગર્જના થતી સંભળાઈ. "મને જે લાકડી મારશે તેનું હું પત્થરથી માથું ફોડી નાખીશ. મને—તારા પ્રભુને લાકડી મારવા તૈયાર થયો? અરે મૂર્ખ, મારો ગરુડ તારૂં લોહી પી જશે. તારી લાકડીના ટુકડે ટુકડા કરી નાખશે."

આ સાંભળતાં જ મોહન અને કુમુદ ફરી બીજીવાર લાકડી લઈને એ તરફ જવા તૈયાર થયા, ત્યાં સજ્જનબાબુ અને ડૉક્ટરે એમને વાર્યા. તેમણે રાત્રે પોતાના એક પણ નોકરને એ પાગલની પાછળ જવા દીધો નહિ. એમના મિજાજ ને સ્વભાવથી પરિચિત એવા સહુ કોઈ એ પછી શાન્ત થઈ ગયા.

"દાદીમા, તમારા બ્રહ્મજ્ઞાનીનું બ્રહ્મદર્શન સાંભળ્યું કે?" રહી રહીને લલિતાએ ડોશીમાને પાછી કરડાકીભરી ટકોર કરી.

જમાનાના ખાધેલ ડોશીમાએ મૌન સેવ્યું.

વળી થોડી વાર વીતી ને ફરી હા...હા...હા...હાસ્ય ધ્વનિ સાથે એ પાગલનો પ્રલાપ કાને અથડાયો. "અરે એને તો પ્રેમની લાકડી

આરવી પડશે. હું તો હરદમ એ સહન કરતો રહ્યો છું. લાકડીની તે શી વાત! હું તો ભક્તના જૂતાનો માર પણ ખાઉં છું. જાવ, બદરીનાથનાં દર્શન કરો અને આનંદમાં રહો. હું તમારી સાથે રહીશ. ડરશો નહિ. જાવ. હા...હા...હા...” એક પ્રચંડ અટ્ટહાસ્યનો પડઘો હવામાં ચોમેર ગૂંજી રહ્યો.

બેટરીનો પ્રકાશ ફેંકી કોઈએ જોયું તો પહાડ પર એજ પાગલ મૂર્તિ ઉભી હતી. સહુ કોઈ એને મુંગે મોઢે ને ફાટી આંખે જોઈ રહ્યા.

* પણ એની હૃદય–મૂર્તિ રાધિકાને કોઈ ઓળખી શક્યું નહિ. *

*

# ૧૬

પહાડ પર પહાડ ખડકાયેલા હોવાથી ચઢાણ એકદમ સીધું અને ઘણું જ કપરૂં હતું. ક્યાંક ગાઢ અરણ્ય વિંધીને, ક્યાંક અલકાનન્દાના કાંઠે કાંઠે, ક્યાંક મંદાકિનીના સર્પાકાર પ્રવાહ સાથે વિષમ વળાંક લઇને, તો ક્યાંક અપ્રતિમ દ્રષ્યની પાછળ પાછળ ભીષણ અને સુંદર પહાડી માર્ગ જઈ રહ્યો હતો. એ મુશ્કેલ માર્ગે જરા પણ થાક લાગવાની ફરિયાદ કર્યા વિના યાત્રાળુઓનાં ટોળેટોળાં આગળ વધી રહ્યા હતા.

રુદ્રપ્રયાગથી માર્ગ વિશેષ રુદ્રતા ધારણ કરે છે. અલકાનન્દા છોડ્યા પછી મંદાકિનીના તીરે તીરે કેદારનાથની સામે ગુપ્ત કાશી, ભેતાદેવી, મૈખંડાનો ભીષણ ચઢાવ ચઢી રહ્યા પછી મહિષખંડિનીના રાજ્યમાં પહોંચતાં જ યાત્રાળુઓ સ્ફૂર્તિ અનુભવવા લાગે છે. આ જાન જોખમાય એવા ભીષણ માર્ગ પર લોખંડનો એક મોટો ઝૂલતો પૂલ બાંધવામાં આવેલો છે. એક પછી એક કપરા ચઢાણ ચઢઉતર કરીને થાકી ગયેલા યાત્રાળુઓની નજરે આ ઝૂલતો પુલ સૌથી પહેલો નજરે પડે

છે. આ ઝૂલતો પુલ ઓળંગવાની બ્હીક ધરાવતા યાત્રાળુઓ એક પછી એક ડોળીમાં બેસી જાય છે અને ડોળીવાળાઓ પુલની લાંબી સાંકળ એક હાથે પકડતા પકડતા કીડીના વેગે એ વટાવી જાય છે.

સજ્જનબાબુ અને ડૅાક્ટરબાબુની ટોળીમાંનો મોહનબાબુ તો બંને હાથે પુલની લોખંડની મજબુત અને સ્થૂળ સાંકળ પકડીને પહાડના એક છેડા પર પહોંચીને ઝૂલા ખાવા લાગ્યો. સજ્જનબાબુ અને ડૉક્ટર બાબુએ પણ એક બે ઝૂલા ખાધા. સ્ત્રીવર્ગના મોખરે આવીને શીલાએ મોહનને હડાવી દીધો, પરંતુ લલિતાએ તો એક પણ વાર એ ઝૂલાનો આનંદ લૂંટ્યો નહિ. યાત્રાળુઓમાં સૌથી અધિક ઉત્સાહિત વ્યક્તિ એ જ હતી પણ કોણ જાણે કેમ આજે એ ખૂબ નિરુત્સાહ દાખવી રહી હતી.

ત્રિયુગીનારાયણના ઉન્નત શૃંગ ઓળંગીને ભીષણ ચઢાણ ઉતરીને હરગૌરીના વિવાહના યજ્ઞકુંડે અવાય છે. એ યજ્ઞકુંડના ત્રિયુગથી સતત પ્રજ્વળી રહેલાં અગ્નિમાં આહૂતિ અપાય છે. એ સર્વ સ્થળ બ્રહ્મકુંડ–રુદ્રકુંડ–વિષ્ણુકુંડ; ગાયત્રિ–સાવિત્રી અને સરસ્વતિ આદિ સપ્તકુંડના દુર્ગંધમય બદ્ધ જળના તીરે તીરે દાદીમાને પંડ્યો ફેરવી લાવ્યો ત્યારે શ્વાસની પીડાને સાવધાનીથી છુપાવવાનો યત્ન કરતા દાદીમા ત્રાસી ઉઠેલા જણાયા.

"દાદીમા, તમને ઠીક નથી લાગતું કે શું? ચાલો, આપણે પાછા ફરીએ. એ બધાને બદરીકેદાર જવા દો." લલિતાએ દાદીમાને કહ્યું.

લલિતાનું આ કથન સાંભળી સહુ કોઈ એક બીજાની સામે આશ્ચર્યપૂર્વક જોવા લાગ્યા. સજ્જનબાબુ તો એનો મ્લાન, ઉદાસીન ને ઉતરી ગએલો આનંદહીન ચહેરો જોઇને જ ગભરાઈ ગયા. એમણે ડૉક્ટરબાબુને ચુપચૂપ ઇશારો કર્યો એટલે એમણે એનો હાથ ઝાલીને નાડ તપાસી જોઈ. એ બહુ જોરથી ચાલતી જણાઈ.

"એ...એટલામાં તને થયું છે શું?" શીલા એની છેક પાસે આવી એનો હાથ પકડી ક્રોધભેર બોલી. "ડોળીમાંથી થોડી વાર પણ નીચે તો ડગલું માંડતી જ નથી. આવાં સુંદર દૃશ્યો જીવનમાં કદી ય ફરી પાછાં જોવાના મળશે કે? તું તો એની શોખીન છે, અને આમ

ગંભીર ને ઉદાસ મોઢું કેમ રાખે છે? ઘરડા, માંદલા, થાકેલા ને કંટાળેલા માણસોની જેમ આનંદ–ઉત્સાહ વિનાની કેમ દેખાય છે?"

લલિતાએ એના બોલવા તરફ મુદ્દલ ધ્યાન ન આપ્યું. એટલામાં પ્રફીએ એને બુમ મારી. એ કંઈજ જવાબ આપ્યા વિના કાકી પાસે ચાલતી થઈ ગઈ. શીલા એની આ બેદરકારીનું છૂપું રહસ્ય જાણી શકી નહિ.

* * *

મંદાકિનીના તટે ગૌરીનું તપોભૂમિ–ગૌરીતીર્થ આવેલું છે. મંદાકિનીના અસહ્ય ઠંડા પાણીથી થોડેક જ દૂર ગૌરીકુંડના ઉષ્ણ વહેતાં પાણી છે. એ ચારે દિશાના હિમશીતલવાયુને ગરમ કરે છે.

"આ ગૌરીકુંડમાં નીચાં વળીને એકવાર જુઓ તો દાદીમા?" દાદીમાના ભાવને અનુરૂપ થઇ લલિતા બોલી. "તમને મંદાકિનીથી બચાવવાને આ કુંડમાંથી સરી જતાં પાણીથી એકદમ તીર્થ પ્રાપ્તિ થઈ જશે."

"લે ચાલ લલિતા, જોને કેટલાય લોકો કુંડમાં ઉતરીને નહાય છે. આપણે પણ..." શીલાએ એને ગળે બેઉ હાથ વીંટાળી દઈ એને સ્નાન માટે આગ્રહ કર્યો.

"તું તારે ન્હાઇ લે. મને ગમતું નથી." કહી લલિતા શીલાના હાથ છોડાવી એનાથી અળગી થઈ ગઈ.

માર્ગમાં જંગલી ગુલાબના છોડનો પાર ન હતો. હજારી બાગની એક સંન્યાસીની સાથે દેવ પ્રયાગમાં પરિચય થયો હતો. એ પણ ડોળીમાં બેસી યાત્રા કરતી હતી. એનાં રૂપે અને સજાવટે સર્વ કોઇનું ધ્યાન ખેંચ્યું હતું. એણે પીળી રેશમી સાડી પહેરી હતી અને પીળું વસ્ત્ર ઓઢયું હતું. ડોળીમાં પણ પીળું વસ્ત્ર બીછાવેલું હતું. કપાલમાં સીમન્ત ઉજ્જ્વલ સિંદુરની બિન્દી હતી. બે શિષ્યા–ભક્તો એની ડોળી પાછળ પગપાળે ચાલી રહ્યા હતા. એની ભક્તિના અતિરેક વિરૂદ્ધમાં થતી ચર્ચા એના કાને પડતી ન હતી એવું કંઈ ન હતું, પણ એ તરફ એ ધ્યાન જ આપતી ન હતી.

"અહાહા, સાક્ષાત્ ગૌરી જ જાણે કેદારનાથનાં દર્શને જઈ રહ્યાં છે! અલી શીલા, જો તો ખરી–લલિતા જો તો ખરી!" દાદીમા એને જોઈને એકાએક બોલી ઉઠયા.

લલિતાએ એ તરફ નજર નાખી પણ કંઈજ ઉત્તર ન દીધો.

"તમારી વાત ખરી છે; પણ દાદીમા, એ તો આ જમાનાના ગૌરીમા જેવા લાગે છે." શીલા ખડખડાટ હસીને બોલી. "જુઓને, આપણી જેમ એમની સાથે આ વીસમી સદીના જમાનાના છેલ્લામાં છેલ્લા સગવડભર્યાં સાધનો છે. વળી પગમાં મોજાં પહેરીને એ તપસ્યા કરવા–પ્રયાગે આવેલા લાગે છે. અને ખોરાકમાં ફક્ત પાકેલાં ફળ જ આરોગે છે."

"મેં કંઈ એની તપસ્યાની વાત નથી કરી, ફક્ત એનાં દર્શન કરવાને જ કહ્યું હતું." દાદીમા મોઢું ભારે કરીને બોલ્યા. "દક્ષિણમાં રામેશ્વરની યાત્રામાં મેં જોયું છે કે સતી પાર્વતી રાત્રે જ્યારે મહાદેવની સાથે દર્શન દેવા પધારે છે ત્યારે સોનાની પાલખીમાં છત્રચામર, દર્પણ, વગેરે ધારણ કરે છે. જે વખતનો જેવો શણગાર હોય એવો શણગાર આ યુગની દેવીઓ પણ ધારણ કરે છે."

"હું પણ એમજ કહું છું ને દાદીમા." મોટેથી ખડખડ હસતી હસતી શીલા બોલી.

"આમ વાતવાતમાં ખડખડાટ હસવાની ટેવ તે કંઈ સારી છે કે?" કાકીને પણ શીલા સાથે હસતા જોઈ લલિતા દાદીમાનો પક્ષ કરી બોલી.

ત્રણે બાજુ ભીષણ પહાડો આવી રહ્યા હતા. વચ્ચે મંદાકિની વહી રહી હતી. ગંભીર અરણ્યની ટોચ પરના પર્વત શિખરેથી બરફ પીગળી પીગળીને પાણીની ધારા થઈ નીચે વહી રહ્યો હતો. ઉંચે એક ચટ્ટિ દેખાતી હતી. એને યાત્રાળુઓ 'ચારવાસા ભૈરવ' ના નામે ઓળખતા હતા. નજીકમાં આવેલા એક ઝાડ પાસે ઉભો રહીને એક પંડ્યો યાત્રાળુઓને એ 'ચારવાસા ભૈરવ' ને પ્રણામ કરવાને તેમજ એને નૂતન વસ્ત્ર ચડાવવાને મોટેથી કહી રહ્યો હતો. એ સ્થાનેથી એક ન સમજાય એવો ગંભીર અવાજ બધાને સંભળાઈ રહ્યો હતો. થોડેક દૂર જતા ભીષણ ભૈરવ મૂર્તિ સમા ઉંચા પર્વતની ટોચ પરથી વિસ્તૃત જળધારા નીચેના ભાગ પર પડતી યાત્રીઓએ નિહાળી.

" આજ 'ચીરવાસા ભૈરવ' મૂર્તિને! માનવ શ્રદ્ધાને પણ સીમા હોવી ઘટે છે. આને વળી વસ્ત્ર ચડાવવું!" લલિના મોઢું મચકોડીને બોલી.

મલ્લરાણીના મોટા નામે સંબોધાતી એક રાણી પણ આ યાત્રામાં સામેલ હતી. એની ડોળીની પણ એક વિશિષ્ટતા હતી અને એથી એ સર્વ કોઈની નજરે સહેજે જ ચઢી હતી. એની ડોળીની આકૃતિ જાણે એક નાની નૌકા જેવી દેખાતી હતી. એનાં માથાની ઉપર સ્વાભાવિક પ્રકારનું ઓઈલ ક્લોથનું હુડ અને ડોળીના એક છેડા પર સાટિનનું હુડ હતું. એમાં રૂપાના છત્ર નીચે સુવર્ણ અલંકારથી શણગારેલી બાલગોપાલની મૂર્તિ હતી. રાણીના સાદા વેશ ને સંયમી જીવનથી એને કોઈ તપસ્વીની જેવી જ ગણે એવી એ દેખાતી હતી. જેની નજરે એ પડતી એ મુગ્ધ ભાવે એને જોઈજ રહેતું હતું.

ધીમે ધીમે યાત્રાળુઓ કેદારના હીમ પ્રદેશમાં પ્રવેશ્યા. જ્યાં જુઓ ત્યાં ચોતરફ બરફ સીવાય બીજું કંઈ નજરે જ ન પડે. બરફથી ઢંકાયેલા પૂલની નીચેથી ખળખળ અવાજ કરતી નદી વહી રહી હતી. ચારે બાજુ વિસ્તીર્ણ બરફ અને એની ઉપર ઠેકઠેકાણે મકાકાળના વિસ્તીર્ણ ઓળાની જેમ ધૂળના ડાઘા પડેલા હતા. ડોળીમાં બેસીને પ્રવાસ કરનારા યાત્રાળુઓ નીચે ઉતરી પડીને હાથમાં લાકડી લઈને તેમજ ભોઈઓના ખભા ઝાલીને પગપાળે ચાલી રહ્યા હતા. થોડીક જગ્યામાં જ્યાં બરફ ન હતો ત્યાં સામાન્ય તૃણ ઉગી નીકળેલું અને એની ઉપર વિચિત્ર રંગના ફુલ જ્ઞાનના શુભ્ર મહિમામાં ભક્તિની રંગીન શોભાની જેમ પ્રવાસીઓના થાકેલા અને ભયભીત મનને આનંદમગ્ન કરી રહ્યા હતા. બરફને લીધે પગે પહેરેલા મોજાં અને જોડા ભીંજાઈને ભારે થઈ જતા હતા. શરીર અસ્ફૂર્તિ અનુભવતું હતું. આવી દશામાં ભાવીક યાત્રાળુઓ 'જય કેદારનાથ બાબાકી' નો શબ્દોચ્ચાર ગર્જાવતા ચાલતા હતા. સામે મંદાકિનીનો પૂલ દેખાતો હતો. એની સામે પાર કેદારનાથનું વાસક્ષેત્ર બરફથી ઢંકાયેલું યાત્રાળુઓની નજરે પડતું હતું. મંદિર બરફના પહાડોમાં ઢંકાયેલું હતું. સામે જામેલાં બરફમાંથી વહેતું પાણી એક નળમાંથી ધોધબંધ વહી રહ્યું હતું.

યાત્રાળુઓ એ વહેતું પાણી લોટામાં ભરી લઇને આચમન કરતા હતા. મંદાકિનીનાં જામેલાં પાણી નીચેના ભાગમાંથી ઓગળીને વહી રહ્યાં હતાં. એને કાંઠે કોઇથી જઇ શકાય એમ ન હતું.

પરંતુ પંડ્યાઓના પરિશ્રમ અને પ્રયત્નથી આ બધું સરળ થઇ જતા બહુ વાર લાગી નહિ. બપોરનો સમય થવા આવ્યો હતો. મંદિર પણ ઉઘડી ગયું હતું. ડૉક્ટરબાબુની મા તથા સજ્જનબાબુના પત્ની અને સાસુ ધૂળવાળા પગે જ કેદારનાથનાં દર્શન કરવા જવા લાગ્યા. શીલા, લલિતા, મોહન અને કુમુદ વિરોધી અભિપ્રાય જણાવતા જણાવતા પણ તેમની પાછળ ગયા વગર રહ્યા નહિ.

"પગ ધોયા કે દાદીમા?" મોહનથી ટકોર કર્યા વિના ન રહેવાયું. "પગપર ધૂળ હોય કે ન હોય છતાં પણ માર્ગે અપવિત્ર થયેલ પગે દેવ-દર્શન કરવાને તે જવાતું હશે?"

દાદીમાએ એનો કંઇ ઉત્તર દીધો નહિ.

"પગ પવિત્ર હોય અને મન અપવિત્ર હોય તો શું? આ દેવ-દર્શનથી પગને બદલે મન જ પવિત્ર થાય તોય બસ!" લલિતાએ એને દાદીમાના વકીલ બનીને સચોટ જવાબ વાળ્યો.

શીલા લલિતાના આ શબ્દોથી લજ્જિત થઇ મોહનની સામે જોઇ રહી. લલિતા નિર્વિકાર ભાવે કુમુદની સાથે વાત કરતી કરતી ચાલી રહી હતી. કુમુદનું એક જ ભાવવાળું ગંભીર મુખ હતું. પગપાળે ચાલતા વૃદ્ધ યાત્રાળુઓને દેવદર્શનમાં સહાય કરવામાં એ આગળ પડતો ભાગ લેતો હતો.

ચારે બાજુ હીમ આચ્છાદિત ઉચ્ચ પર્વતશ્રેણી અને વચ્ચે વિશાળ શ્વેત ક્ષેત્રમાં પત્થરના આંગણામાં એ ભવ્ય મંદિર આવેલું હતું. સર્વ કોઇ એક દ્રષ્ટિએ એ અપૂર્વ શોભા જોતા જોતા ચાલતા હતા.

"પેલા સાહેબ અને મેમ જોયા કે?" એકાએક લલિતા બોલી. "એક મેમનાં ગળામાં તો રુદ્રાક્ષની માળા પણ છે."

"એ લોકો થિયોસોફીકલ સોસાયટીના કે રામકૃષ્ણ-વિવેકાનંદ મિસનના સભ્યો હોવા જોઇએ." કુમુદે જવાબ આપ્યો.

નાગા બાવાઓ, અવધૂતો અને ઉદાસીનોનાં ટોળા 'જય કેદારનાથ' શબ્દો ઉચ્ચારી દર્શન કરવા જતા હતા. કોઈ કોઇ દર્શન કરીને પાછા પણ ફરતા હતા. એમને જોઇને લલિતા પાછી બોલી: "બધા ય આ તીર્થમાં આવે છે. ફક્ત વૈષ્ણવ સંન્યાસીઓ જ આવતા નથી લાગતા."

કોઇએ લલિતાના પ્રશ્નનો ઉત્તર આપ્યો નહિ કારણ કે કોઇને એ બાબતનું કંઇ જ્ઞાન જ ન હતું.

"એમ કંઇ નથી બ્હેન! અહીંયા તો હિન્દુ માત્ર આવે છે." એક પંડયાએ વ્યસ્ત ભાવે ઉત્તર આપવાનો પ્રયાસ કર્યો. "આ જુઓને પરદેશીઓ છે પણ અંતઃકરણથી તો હિન્દુઓ છે, એટલે તો દર્શન કરવા આવ્યા છે. એમ તો બુદ્ધીસ્ટો, યુરીસ્ટો, પાદરીઓ વિગેરે કંઇ કેટલાય અન્ય પંથીઓ આવે છે."

"એ વાત નથી. તમને બંગાળી વૈષ્ણવ સંન્યાસીઓની ખબર નથી, મહારાજ! તેઓ કોઇ અહીં આવતા નથી.'

લલિતાના દ્રઢ કંઠે અપાયેલા ઉત્તરનો પંડયો જવાબ આપવા જતો હતો ત્યાં તો એ મોઢું ફેરવીને બીજી બાજુ સરકી ગઈ.

પાછળ યાત્રાળુઓનું એક બીજું મોટું ટોળું આવતું હતું. એમાં બે ત્રણ બ્રહ્મચારી વેશધારી યુવકો અને ભગવા વસ્ત્રધારી પ્રૌઢ દંપતિ યુગલો પણ હતા. એમના ચહેરા પ્રસન્ન અને શાંત હતા. એમની પાછળ ભગવા વસ્ત્રધારીણી, માથે મુંડો કરાવેલી અને સુશોભિત ચહેરા ઉપર ઉજ્વળ તગતગતી આંખોવાળી એક તરુણી ચાલી આવતી દેખાતી હતી. એની તીવ્ર ચંચલ દ્રષ્ટિ લલિતાની સામે પડતા એ એકદમ ખંચકાઇને થંભી ગઇ. એના સાથીઓ,' જય બદ્રી વિશાલ લાલકી જય! જય કેદાર' બોલી યથારીતિ તીર્થમાં પ્રવેશ કરતા યાત્રાળુઓને અભિવંદન કરતા પોતે દર્શન કરી પાછા ફરી રહ્યા હતા. લલિતા એ તરુણીને આમ એકાએક ઉભી રહી ગયેલી જોઈ એની સામે સ્થિર દ્રષ્ટિએ જોતી પોતે પણ જ્યાં ને ત્યાં થંભી ગઈ. એના સાથીઓ આગળ ચાલ્યા જતા હતા.

"આપ ક્યાંથી આવો છો?" લલિતાએ પહેલી જીભ ઉપાડી. એ તરુણીને પ્રશ્ન કર્યો.

"બંગાળથી. આપ હમણા જ થોડી વાર ઉપર બંગાળી વૈષ્ણવ સંન્યાસીની વાત કરતા હતા ને?" એણે મૃદુ સ્વરે ઉત્તર આપ્યો.

"એમ બોલવામાં મારી ભૂલ થઈ છે. મારાં કથનની અવાસ્તવિકતાની સાબીતી રૂપે આપ જ અહીં વૈષ્ણવ સંન્યાસી–સંન્યાસીનીઓ સાથે આવ્યા છો એટલે મારી માન્યતા ભૂલભરેલી છે, એમ મને સમજાય છે." લલિતા ભોંઠી પડી જવા છતાં પોતાની ભૂલ હિંમતથી કબૂલ કરી ગંભીરતાથી બોલી.

"તમે અહીં કોની તપાસમાં છો? પેલા બંગાલી વૈષ્ણવ સંન્યાસીની કે? એમને તમે ક્યાં જોયા હતા? એ કેવા છે?" એ તરુણીએ એને અચાનક એકસામટા પુષ્કળ પ્રશ્ન પૂછી નાખ્યા.

"ના...ના...હું...કોઇની શોધમાં નથી. મેં કોઈ સંન્યાસી–સંન્યાસીને જોયા નથી. આપ કોને માટે...શું પૂછો છો? હું કંઈ સમજી શકતી નથી. આપ કોણ છો? મને ક્યાંથી ઓળખો છો?" લલિતા ગભરાટમાં થરડાતી જીભે ફાવે એમ બોલી ગઈ.

"બ્હેન, જલ્દી ચાલો ને! ડોશીમા ખૂબ કંપી રહ્યા છે. એમને જલદી દર્શન કરાવી આવો." પંડ્યાએ એને બૂમ મારી.

બૂમ પાડી પાડી એ થાકયો, છતાંય લલિતા ત્યાંથી પાછી ફરી નહિ. એટલે એની સાથેની સ્ત્રીઓએ એને ખૂબ જોરથી બૂમો મારી હો–હા કરી મૂકી. નિરૂપાયે એ વ્યસ્ત મને ત્યાંથી ચાલી ગઈ. જતાં જતાં એને કાને પાછળથી શબ્દો અથડાયા: "ચિત્રા...ચિત્રા..."

* * *

રાત્રિનો ગંભીર સમય હતો. લાકડાના બે માળના મકાનમાં ગરમ વસ્ત્રો શરીરે વિંટાળીને અને મહામહેનતે પંડ્યાઓએ પેટવેલા અગ્નિથી ભીષણ ઠંડી ઉડાડીને યાત્રાળુઓ આરામથી ઉંઘતા હતા. દાદીમાને દમનો વ્યાધિ હતો. કેદારની સખત ઠંડીમાં એ પીડા ખૂબ વધી પડી હતી, પણ લાંબો વખત સુધી ગરમ કપડાનો શેક ચાલુ રાખ્યાથી કંઈક સ્વસ્થતા આવતા એમની પણ આંખો હમણા મળી ગઈ હતી. જાગતી હતી ફક્ત એક જ વ્યક્તિ. અને તે અભાગીની લલિતા!

ઉનના હુંફાળા ગાદલામાં પણ એને આરામ મળતો ન હતો. એ ચૂપ-ચાપ બારણું ખોલીને ઉભી ઉભી પ્રકાશમાન ચંદ્રના તેજમાં હીમાચ્છાદિત પર્વતમાળાનો મહિમા વિસ્મિત નેત્રે વિલોકવા લાગી. ઘણીવાર સુધી એ એમને એમ ત્યાં ઉભી જ રહી. એકાએક એને કાને કોઈનાં આગમનનો પગરવ સંભળાયો. બહુ જ થોડીવારમાં કોઈકે એની છેક પાસે આવીને ધીમેથી કહ્યું :

"આમ ઉભા રહેવાથી શરદી નહિ લાગે?"

"કુમુદબાબુ! કેવું અદ્ભુત દ્રશ્ય છે!" આગંતુકને ઓળખીને લલિતાએ જરા હસીને ઉત્તર આપ્યો. "ચાંદનીમાં સફેદ હીમાચ્છાદિત ગિરિશૃંગો કેવાં શોભી રહ્યાં છે! ઠેરઠેર તણાયલાં મેઘધનુષ્યો આકાશની રમણીયતામાં કેવો વધારો કરી રહ્યા છે! કેમ જાણે આ પરીનો દેશ—માયાનું રાજ્ય ન હોય! વળી સૂર્યના પ્રકાશમાં સવારે આ સર્વ પહાડ કોણ જાણે કેવા લાગશે!"

"એ બધું બરાબર છે, પણ હવે બહુ વાર બહાર ઉભા ન રહો. ઠંડી બહુ સખત છે. અને કદાચ શરદી થઈ જશે તો એ આવતી કાલની રમણીયતા નિહાળવાની તમન્ના દીલમાં જ દટાઈ જશે." કુમુદે હસીને જવાબ વાળ્યો.

* * *

પ્રભાતમાં બરફ પડતો હોવા છતાં ય યાત્રાળુઓ કેદારનાથનાં દર્શન કરવાને ટોળાબંધ જઈ રહ્યા હતા. આવું રમણીય દ્રશ્ય ફરીફરીને જોવા નહિ મળે એ ભાવનાથી યાત્રાળુઓ ધીમે ધીમે—કીડીના વેગે ચાલતા હતા.

રામવાડા છોડીને ગૌરીકુંડ તરફ બરફના કણો વરસી રહ્યા હોવા છતાંય યાત્રાળુઓ જઈ રહ્યા હતા. પગપાળે ચાલતી શીલા અને લલિતા પણ એમાં સામેલ હતી.

"આ ગિરિમાળામાં કયું ગૌરીશીખર?" શીલાએ લલિતાને બોલાવવા વાત ઉચ્ચરી.

"કોણ જાણે!" લલિતાએ બેદરકારીથી જવાબ વાળ્યો.

શીલા વાત આગળ લંબાવવા ઇચ્છતી હતી, પણ એના આવા શુષ્ક જવાબથી લાચાર બની ચૂપ થઇ ગઇ.

"દાદીમા માટે મને ખૂબ લાગે છે! એમને શરીરે ઠીક હોય એમ લાગતું નથી. કાકી પણ એથી મુંઝાઈ ગયા છે." લલિતા એની મેળે બોલવા લાગી.

"એમની સંભાળ રાખવાની ખાસ જરૂર છે, બ્હેન!" શીલાએ ચિંતાતુર બની એની હા-માં હા ઉમેરી જવાબ આપ્યો.

કુમુદ અને મોહન ચૂપચાપ એમની પાછળ પાછળ ચાલ્યા આવતા હતા. કુમુદે ધીમેથી પૂછ્યું.

"આપણે તુંગનાથ રોકાઈશું ને?"

"શીલાનો શો વિચાર છે?" મોહન વચ્ચે બોલ્યો.

"ડૉક્ટરકાકાએ શું કહ્યું છે?" શીલાએ પ્રશ્ન કર્યો.

"એ વળી શું કહે? આપણે જેમ કહીએ એમ કરવાને એ તૈયાર છે."

"કેદારક્ષેત્રનાં તો દર્શન કર્યાં. હવે બીજે જવાની શી જરૂર છે? દાદીમાની તબિયત બરાબર નથી એટલે હવે પાછાં વળાય તો ઠીક..." કુમુદે ચિંતાતુર વદને કહ્યું.

"ડૉક્ટરબાપુ તો એટલા ડરતા નથી!" મોહન બોલ્યો.

"તો પછી જેવો એમનો ને તમારા બધાનો વિચાર. પરંતુ ત્યાં વધુ રોકાવું તો નહિ જ પાલવે. ગમે એમ પણ દાદીમાને જલદી નીચેના ભાગમાં પહોંચાડી દેવા પડશે." લલિતા આટલું બોલી.

* કેટલાક દિવસ પછી સૌ બદરીતીર્થમાં આવી પહોંચ્યા.*

*

## ૧૭

રેતીના વિશાળ ઢગોમાં થઈને યમૂના ક્ષીણ પ્રવાહે ધીમે ધીમે વહી રહી હતી. દૂર દૂર સુધી વિસ્તરેલો વિશાળ નદીપટ તેમજ ઘાટના મોટા મોટા થાંભલાઓ ચાંદનીથી તેમજ અસ્ત થતા સૂર્યના કિરણોથી કરુણ હાસ્યની છોળો ઉડાડતા અડગ ઉભા હતા. એ વિશાળ ઐશ્વર્યમય ઘાટ પર એક દિવસ એ યમુનાના તરંગો ઉછળી ઉછળીને નાચતા હતા અને અપૂર્વ સૃષ્ટિ સર્જીને વહેતા હતા. આજે એમાંનું કશું ન હતું.

એ નદી કાંઠે રેતીના વિશાળ ઢગથી છવાયેલા પટ પર એક ઉદાસીન મૂર્તિ બેઠેલી નજરે પડતી હતી. એનો દેહ ધૂળથી રગદોળાયેલા જેવો રુક્ષ અને જીર્ણ કૌપીન અને વસ્ત્રથી આવરિત હતો. એનાં ઉજ્જવળ વિશાળ નયનોની દ્રષ્ટિ તીવ્ર હતી. રેતીના ઢગ પર પથરાયેલો ગંભીર અંધકાર એનાં મૌન ગાંભીર્યથી અધિક ગંભીર થઈ રહ્યો હતો. નીરવ આકાશ પણ એવું જ ગંભીર મૌન ધારણ કરી રહ્યું હતું. નદીને સામે કાંઠે કદાચિત્ નિશાચર પશુઓનો કંઠધ્વનિ ભયંકર ભીતિનો સંચાર કરી રહ્યો હતો.

ઉદાસીન મૂર્તિ એ રેતીના ઢગ પર આસન જમાવી નિશ્ચલ નેત્રે એ અંધકાર સામે જોઈ રહી હતી. સોય પડે તોય સંભળાય એવી અંધકારમય ગાઢ શાંતિમાં એની તીક્ષ્ણ દ્રષ્ટિ દૂર દૂર જોઈ રહી હતી. અંધકારમાં છૂપાયલાં કોઈ મહાન રહસ્યને શોધતી એની તિક્ષ્ણ ચકોર દ્રષ્ટિ આગિયાની માફક ચોતરફ ચમકી રહી હતી. એમને એમ કલાકોના કલાકો વીત્યા છતાં ય ક્યાંય કશી નવીનતા નજરે પડી નહિ. એ જ અંધારૂં આવરણ એની આખા દેહને ઢાંકીને જેમનું તેમ અચળ રહ્યું હતું. ક્યાંય પ્રકાશની, આશાની કે આનંદની એક પણ રેખા એની નજરે પડવાનો કાંઈ સંભવ જણાતો ન હતો!

એકાએક અસ્પષ્ટ ઘૂ ઘૂ અવાજ થવા લાગ્યો. દૂર દૂર વાયુની ચંચળ ગતિનો આભાસ ઝાડના આકારે આગળ વધ્યો. સ્થિર રેતી અંધારે અંધારે ઉડી શુષ્કાકારે ઢગલાબંધ ઉદાસીનના અચળ દેહને ઢાંકી દેવા લાગી; છતાં એ દેહ એક જ ભાવે જેમની તેમ અચળ રહી!

કાળી મેશ પ્રકૃતિની દેહને વિજળીના ચમકારા કોઈ કોઈ વાર ચીરી નાખવા લાગ્યા. ગગનમાં વાદળાના કડડ-ડાડ કરતાં ઘોર ડરામણાં ગર્જન સાથે વાયુના સુસવાટા સંભળાવા શરૂ થયા. થોડીક વાર પછી સ્થૂળ ધારાએ વરસાદ વરસવો શરૂ થયો, એટલે વિજળીના ચમકારા ને વાદળાના કડાકા-ભડાકા કમી થઈ ગયા. વાયુનો ઉગ્ર વેગ પણ નરમ પડી ગયો. સમાધિમૂક્ત શરીર ઠંડા પાણીથી તરબોળ બની ગયું હતું છતાં ય એ જરા ય થથર્યું કે નમ્યું નહિ.

રાત્રિનો છેલ્લો પ્રહર થવા આવ્યો. વાયુ, વરસાદ ને વિજળીના દ્વંદ્વ ખતમ થઈ ગયાં. પૂર્વ દિશામાં પ્રકાશનો પીળો આભાસ પ્રસરી રહ્યો. રેતીના કણો પ્રકાશિત થઈ ઠેરઠેર ઉડવા લાગ્યા. એ ઉદાસીનના આસનની ચારે બાજુ મોટાં મોટાં પગલાંઓ વિંટળાઈ વળ્યા હતા. ઉદાસીને બંધ આંખો ઉઘાડી. બીડાયલા હોઠો પર હાસ્યનો આભાસ દેખાયો. એ હાસ્ય અને દ્રષ્ટિ સમક્ષ થોડીક ક્ષણમાં જ વળી એ દ્રષ્ય પણ વાયુમાં મળી ગયું. ક્યાંય કંઈ ન રહ્યું. વૃષ્ટિધારાથી ભીંજાયેલ શાંત નદી-તીર અને એ વાલૂકા ભૂમિ જ બાકી રહ્યા. પૂર્વાકાશમાં ઉષાએ

રંગબેરંગી સાથીયા પૂરવા માંડયા એટલે ઉદાસીન પોતાનું અચળ આસન ઉઠાવીને ધીરે ધીરે યમુનાના તીરે તીરે માનવવાસની વિપરીત દિશામાં ચાલ્યો ગયો.

* * *

પૂર્ણિમાની મનોહર ચાંદરણી રાત હતી. વન વચ્ચે આવેલા કુંડની ચારેબાજુ ગંભીર જંગલની શ્યામ શોભા જાણે પ્રકૃતિનો પરમ વૈભવ હતો. સર્વ નીરવ નિસ્તબ્ધ હતું. કુંડની ચારે કોર પગથીઆ બાંધેલા હતા. જળથી થોડે ઉપર આઠ દશ જણ સ્વચ્છંદે બેસી શકે એવડા પહોળા અને મોટા ઓટલા બાંધેલા હતા.

હાથમાં જપમાળા લઈ, ચાંદનીને ચમકારે પગલાં માંડતા એ ધ્યાનમગ્ન ઉદાસીને એ કુંડને પગથીએ પગ મૂકયો. ચારે દિશાએ ઉજ્જવળ ચંદ્રકિરણથી જાણે હસી રહી હતી. એના સિવાય ત્યાં બીજો કોઈ દ્રષ્ટા ન હતો. કોઈ પશુપંખી પણ ત્યાં અત્યારે ફરકયું ન હતું. પાણીને સ્પર્શતા છેલ્લાં પગથીયાં પર એ બેસી ગયો. આંખો મીંચી એણે ધ્યાન આરંભી દીધું.

એકાએક એનાં એ ધ્યાનમગ્ન ભાવમાં ખલેલ પડી. કુંડના અંદરના ભાગે જળસ્થળ સર્વ અંધારે આવરાયેલું હતું. ચાંદરણાને ચોરી જનાર અંધારામાં એ એકાએક ધ્રુજી ઉઠયો. એ ત્યાંથી પાછો ફરી સ્થાન ત્યાગ કરવાનો યત્ન કરવા લાગ્યો પણ એનાથી એમ બની શકયું નહિ. એના હાથપગ અચળ બની ગયા હતા ! છાતી ઉપર કેમ જાણે વિષમ ભાર લદાયલો હોય એમ એનો શ્વાસ ચાલતો હતો. હાંફતાં હાંફતાં ભાર ઠાલવી નાખવાનો એણે યત્ન કર્યો પણ વિફળ પરિશ્રમથી ક્રમે ક્રમે અજ્ઞાનની જેમ મોહે એને ઘેરી લીધો. એનાં વિસ્ફારિત નેત્રો થોડીવારને માટે મીંચાઈ ગયાં.

એ પછી ઉંચા સાદે 'નૃસિંહ, જય નૃસિંહ, જય જય' શબ્દોચ્ચાર કરતો કરતો એ ઉદાસીન એકાએક ત્યાંથી ઉઠીને ઉભો થયો. કુંડના પગથીયાં ચઢી એ પાછો ઉપરને ભાગે આવ્યો. ચારે દિશાઓ સ્નિગ્ધ-શાંત હતી. હાથ વતી માળા ફેરવતા ફેરવતા અજ્ઞાત ક્ષોભની વેદનાથી અથવા કોઈ

ઉપરના ક્રોધથી એની વિશાળ આંખના ખુણામાંથી એકાએક જળબિન્દુ ટપકી પડ્યાં. એ જળબિન્દુએ ધીમે ધીમે વધીને એની આખી યે છાતીને ભીંજવી નાખી.

"મારા માટે આજ વિધાન?" ધ્રુજતા હોઠે—અર્ધ રૂંધાયેલી ભાષાથી એ કોઈ અગમ્ય મૂર્તિને ઉદ્દેશીને બોલવા લાગ્યો. "તમારા અભય રાજ્યમાં પણ શું ભયની વિભિષિકાજ મારાં ભાગ્યમાં લખાયેલી છે?"

* * *

સૂર્યના વધતા જતા તાપથી તપેલી રેતી ઉપરથી ફૂંકાતો પવન જગતના જીવોને સંતાપી રહ્યો હતો. ચારે દિશાએ નજર નાખો ત્યાં રેતી અને પથ્થર જ હતા. ક્ષણે ક્ષણે પ્રવાહિત તપ્ત વાયુથી કેવળ અગ્નિ—જ્વાળાનો સ્પર્શ થઈ રહ્યો હતો.

એક અડધું મરી ગયેલું સુકું ઝાડ ડાળ—પાંખડા વગરની અવ-સ્થામાં નીચે પડી જવાની અપેક્ષા કરી રહ્યું હતું. પેલો ઉદાસીન સખ્ત તાપથી બચવા એની નીચે આવી બેઠો. એ ભીષણ તાપથી લાલચોળ થઈ એનાં આખાં મોઢાં પર કાળાશ છવાઈ ગઈ હતી. કેશહીન ઉઘાડું મસ્તક અને તેજસ્વી લલાટ બળું બળું થઈને ફાટી રહ્યું હતું. કુદરતની એ કારમી લીલા પ્રત્યે ક્રોધે ભરાયા વિના એ ઉંડા વિચારમાં બેઠો હતો. જાણે એને બાહ્યજ્ઞાન રહ્યું જ ન હોય એમ એ ઉઘાડી આંખ છતાં જોતો ન હતો—કાને સાંભળતો ન હતો. એનાં શરીરને જાણે આટલા તીવ્ર તાપની ધગધગતી વરાળો એવી કોઈ ખાસ અસરજ કરતી ન હતી!

એ માઈલના માઈલ સુધી વિસ્તરેલા ભાગના દિગન્તમાં સૂર્ય પશ્ચિમ પથે ચાલતો થયો, એટલે ઉદાસીન ધ્યાનભંગ થયો. લાલચોળ આંખે ચારે દિશામાં આમતેમ જોઈ એણે પાછી આંખો મીંચી દીધી. બહાર અને અંદર બધે જ અંધકાર વ્યાપી ગયો.

એકાએક એનાં નાકમાં અપૂર્વ સુવાસ આવી. એ સુવાસે ધીમે ધીમે મગજમાં પ્રવેશ કરી ક્ષણભરમાં એનાં આખાં યે માથાંને ડોલાવી દીધું. એ અનુભવ જાણે એને સુખ—સમુદ્રમાં ડુબાડી દેવા ચાહતો હતો.

સર્વ ઇન્દ્રિયો શિથિલ થઈ ગઈ હતી; મગજ નિષ્ફળતાને સુવાસમય થઈ જવા ઇચ્છી રહ્યું હતું. એ સુગંધ ક્યાંથી આવતી હતી? એ શોધી કાઢવાને એની ચકોર આંખો આમતેમ ચમકી રહી; પણ આખરે નિષ્ફળ થઈ; કારણ કે આઠ દશ માઈલના એ વિસ્તારમાં ફુલોનું અસ્તિત્વ જ ન હોવાની એને માહિતી હતી. શિથિલ દેહે મહામહેનતે ઉભા થઈ એણે એ ઝાડને બારીકાઈથી જોવા માંડ્યું. એની અત્યંત અજાયબી વચ્ચે એને એ ઝાડમાં એક પોલાણ માલમ પડી. એમાંથી જ એ મધુર પરિમલ પ્રસરતી હોવાની એને ચોક્કસ ખાત્રી થઈ ગઈ. એ પોલાણમાં ઉંડાણમાં જોતાં એને બે મોટાં ખીલેલાં ગુલાબના પુષ્પો દેખાયાં. એ જોઈ આનંદથી એનું આખું ય શરીર ધ્રુજી ઉઠ્યું. એનાં મોઢામાંથી કંઈક ન સમજાય એવા શબ્દો બહાર સરી ગયા. રૂપ અને ગંધના સંયોગથી એના અંતરનો ભાર ઉતરી ગયો.

* * *

શાખા-પ્રશાખાઓ અને મૂળ વતી યમુનાનો રસ પીતું એક પ્રાચીન વડનું ઝાડ કાંઠ. પર આવેલું હતું. એને લોકો વંશીવટના નામે ઓળખતા હતા.

રાત્રીની ગંભીરતા ઘેરી થતાં રાસ-ગાન ક્યારના ય થંભી ગયા હતા. આશ્રમનિવાસીઓ ભર ઉંઘમાં પડેલા હતા. ચારે દિશાઓ નિસ્તબ્ધ હતી.

પાગલની જેમ એક શ્વાસે દોડતો દોડતો આવીને એક જણ એ પ્રાચીન વડના ઝાડ નીચે ઉભો રહ્યો. જાણે એ કંઈ સાંભળતો હોય—જાણે એ કંઈ જોવાને ઇચ્છતો હોય—એમ એ ત્યાં ઉભો રહ્યો. વૃક્ષના થડ પર એણે મીટ માંડી. કાનેથી કોઈ પરમાનંદ રસનું એ પાન કરવા લાગ્યો; અને જોતજોતામાં એ બાહ્ય ચૈતન્યશૂન્ય બનીને જમીન ઉપર ઢળી પડ્યો.

સવારે વ્રજવાસીઓ એનાં બેહોશ શરીરને પોતાને ઘેર લઈ ગયા. એને શુદ્ધિમાં લાવવાને કેટલાય દિવસ સુધી ભારે પરિશ્રમ અને અનેક યત્નો કર્યા પણ એ સર્વમાં એમને નિષ્ફળતા જ સાંપડી.

* એ પાગલ પ્રવાસી કોણ? એને એકાએક એ શું થયું? *

*

## ૧૮

**બ**દરી–કેદારની યાત્રાએ ગએલ આપણી પૂર્વ પરિચિત ટોળી થોડા દિવસથી પાછી ફરી હતી. યાત્રાના અભીષ્ટ સ્થાને પહોંચ્યા પછી એક જણનો દેહાન્ત થવાથી એ યાત્રા–સંઘ પોતાના પ્રવાસમાં આગળ વધી શક્યો ન હતો. એ અવસાન પામેલ વ્યક્તિ વૃદ્ધ હતી છતાં ય એ આખી ટોળી ઉત્સાહહીન થઈ ગઈ હતી. ખાસ કરીને લલિતા અને એની કાકી અત્યંત શોકાકુળ થયા હતા. સંતાનહીન કાકીની એ માતા અને લલિતાની આદરમયી એ દાદીમા હતી. બદરીનાથના પંડયાઓએ એનું ભાગ્ય જોઇ એનાં સાધુપણાના ખૂબ ખૂબ વખાણ કર્યા હતા. અને અલકાનન્દાના તીરે શ્રીબદરીનાથનાં શ્રીમુખ–દર્શન પછી ડોશીમાનું થયેલું મૃત્યુ પરમ પુણ્યવંતુ હોઈ જરૂર એમનો આત્મા સ્વર્ગે સંચર્યો હતો, એમાં કોઈને જરા જેટલી યે શંકા ન હતી. આવા પૂણ્ય-પવિત્ર તીર્થસ્થાનમાં દેહ છોડનારનાં ભાગ્યની સીમા જ રહેતી નથી એવી વાત પંડયાઓએ વારંવાર કહેવા છતાં ય લલિતા અને એની કાકીનો શોક શમ્યો ન હતો. સજ્જનબાબુની ટોળી આ આકસ્મીક

અંતરાયને લીધે પાછી ફરવા લાગી એટલે ડૉકટરબાબુએ પણ આગળ પ્રવાસ કરવાનું માંડી વાળ્યું. બધાય એકી સાથે નીકળ્યા હતા એમ એકી સાથે જ પાછા ફર્યા.

પ્રવાસનો થાક હજી જોઈએ એટલો ઉતર્યો ન હતો એટલે શીલા લલિતાની પાસે જ હતી. એ જવાની વાત કાઢતી અને લલિતા એટલી બધી ખિન્ન થઈ જતી, તેમજ કાકી પણ એટલું બધું દુઃખ અનુભવતી કે એ બાપડી પાછો પોતાનો વિચાર માંડી વાળતી. અમને આમ એના જવાના દહાડા વારંવાર પાછા હડસેલાયા કરતા હતા.

* * *

ગ્રીષ્મ ઋતુની બપોરનો સમય હતો. અષાડ માસના આકાશમાં વર્ષાનાં આગમનનાં કોઈ ચિન્હ જણાતાં ન હતાં. બારીબારણામાં હજુયે ખસખસની ટટ્ટીઓ બાંધેલી હતી. ઘરોમાં પંખાથી નાખવામાં આવતો પવન શીતલ સ્પર્શ અને સુગંધી થઈ વહેતો હતો. ઠંડકવાળા ઓરડામાં ફરસ પર ચટાઈઓ પાથરીને બપોરના વખતે લાંબા થઈને પડયા પડયા તીર્થયાત્રાની વાતો હજુ થઈ રહી હતી.

"ત્રિયૂગી નારાયણમાં એમણે કેવી મજબૂત છાતી રાખી હતી?" કાકી બોલતી હતી. "કેદાર પહાડ ઉતર્યા પછી કેદારનાથનાં દર્શન કરવા આવ્યા ત્યારે આપણે એવા થઇ ગયા હતા કે જાણે બદરી પહાડ જવાનું માંડી જ વાળીએ! પણ માને આપણે સમજાવી શકયા નહિ. કેદારમાં એ દિવસે મંદાકિનીનાં ઝરણામાં આપણે સ્નાન કરવાનું સાહસ કર્યું નહિ પણ એ તો કર્યા વગર રહ્યા જ નહિ. મંદાકિનીના તીરે બેસીને એમણે તો તર્પણ- આહ્નિક પણ કર્યાં."

લલિતા પણ વચ્ચે વચ્ચે હુંકારો ભણી કાકીની આ વાતને અનુમોદન આપી રહી હતી.

"આપણે તો લોટા ભરીને પાણી લાવીને સ્પર્શમાત્ર કર્યો હતો અને એમણે તો માથા પર એ પાણી ઢોળ્યું હતું. નદીનાં પાણીમાં ત્યારે આંગળી પણ નાખી શકાતી ન હતી; છતાંય એ તો એમાં

ડુબકી મારીને ન્હાયા અને ભીને કપડે સંધ્યા કરવા બેઠા. કેટલું મજબૂત એમનું મનોબળ! તુંગનાથમાં ડૉક્ટરબાબુએ જે ભયે એમને જવા દીધા નહિ એ એમનો ભય બદરીમાં જતા આખરે સાચો પડ્યો."

"પણ કાકી એમને બદરીદર્શન કરાવ્યા વગર ઘેર પાછા લાવી શકયા નહિ." શીલા બોલી. "એમનામાં હિંમત હતી પણ આખરે તો આ પરિણામ આવ્યું ને?"

"સાચું છે બ્હેન," કાકી નિસાસો નાખી બોલી. "પહેલે દિવસે નારાયણદર્શન કર્યાં ત્યારે એમનો ચહેરો કેવો આનંદી હતો! એ જોઈને ખુશી થઈ પંડ્યો તો કહેવા લાગ્યો, કે 'દાદીમા, આ વૃન્દાવનની આદિ બદરીનાથની મૂર્તિ છે. બરાબર ત્યાંની જેમ જ એવા જ ભાવે આ મૂર્તિ ઉભી છે. આ મૂર્તિ શંકરાચાર્ય નિર્મિત અથવા બૌદ્ધયુગની મૂર્તિ છે. આ મૂર્તિનું દર્શન એ વૈકુંઠનાથનાં દર્શન જેવું છે."

"પરંતુ આપણે તપ્તકુંડમાં આવ્યા ત્યાં સુધી તો એ હસતે મોઢે જપ કરતા હતા. ત્યાં તો તમે ઘડો ભરીને પાણી લાવી આપ્યું હતું અને એમણે હાથપગ ધોયા હતા. પણ અલકાનન્દાનાં પાણી જોઈને એમને એમાં પડીને ન્હાવાનું મન થયું અને આપણે એમને રોકી શકયા નહિ. બસ એ બહુ ખોટું થયું."

"છેલ્લા દિવસોમાં તો એ લાગલગાટ ત્રણ રાત મારી સાથે જ રહ્યા હતા અને એ અમારો છેલ્લો સહવાસ હતો." આટલું બોલતા બોલતા કાકી એકાએક હૈયું ભરાઈ આવતાં બોલતા બંધ થઈ ગયા.

"ભદ્રિસરાઈમાં પેલો પાગલ ન્હોતો બોલ્યો, કે 'બદરીનાથની તમારી ઉપર બહુ જ કૃપા છે. એ તમારા પર ખૂબ પ્રેમ કરશે. એનું કહેવું ખરેખર સાચું પડયું!" શીલા ધીરે ધીરે બોલી.

"સાધુ—એ ખરેખર સાધુ જ હતો. મા એને બરોબર ઓળખી ગયા હતા અને કહેતા હતા, કે પાગલપણું તો એની બનાવટ હતી." કાકી પાછા જોરથી બોલ્યા.

"તેથી તો અમારી તબિયત ફરી ન્હોતી." લલિતા સ્હેજ હસીને બોલી. "મોહનબાપુ અને કુમુદબાપુએ એને કેવી ગાળો દીધી હતી! હું તો એને ટોર્ચ ફેંકીને પકડી પાડત. એ ખરેખર પાગલ જ હતો."

"તું એને શું સમજી શકે? માએ જ એને બરાબર ઓળખ્યો હતો. અને એની છેલ્લી વાત તો સાંભળી હતીને? એ સંભારતાં જ શરીરમાં જાણે શૂળો ભોંકાય છે! મા તો બોલ્યા હતા, કે એની વાત, એનું કામ, આપણાથી સમજાય નહિ. પછી એ ભાગવતનો એક શ્લોક બોલ્યા હતા તે સાંભળ્યો હતો કે? શીલા તને યાદ છે કે?"

"અરે હા, મને પણ લગભગ યાદ છે." બોલી લલિતા જાણે યાદ કરવાનો યત્ન કરતી કરતી શીલાની સામે જોઈ રહી.

"હશે, પણ એ ઉપરથી ડોશીમાને સંસ્કૃતનું પણ કેવું સુંદર જ્ઞાન હતું, એમ નથી સમજાતું?" શીલાએ જવાબ વાળ્યો. "વળી એ બોલ્યા હતા, કે જેનાં ચિત્તમાં કૃષ્ણપ્રેમ ઉદય પામ્યો છે એનાં વાક્ય, ક્રિયા, મુદ્રા મુદ્દલ સમજાતાં નથી."

"આ બધું જ્ઞાન ડોશીમાએ કયાંથી મેળવ્યું હતું કાકી?"

"કેમ! એમની સાથેનો ગ્રંથોનો થોકડો તેં જોયો ન હતો?"

"એ વાત બરાબર છે."

આવી આવી વાતચીતથી બધાનાં મનમાંથી શોકની છાયા ધીમે ધીમે ભૂંસાઈ જવા લાગી; એટલે શીલાએ લાગ જોઈને નવીજ વાત છેડી.

"કુમુદબાપુ તો ચાલ્યા ગયા ને કાકી?"

"હાસ્તો વળી."

"એમની સાથે હું પણ ચાલી ગઈ હોત તો કેવું સારું હતું! કૉલેજ ક્યારની ખુલી ગઈ છે. ભણવાગણવાની વ્યવસ્થા આ વખતે..."

"એ તો લલિતા માટે પણ કરવી જ પડશે ને! તમે બંને સાથે રહીને અહીંયા જ ભણવાની વ્યવસ્થા કરો તો કેમ? અત્યાર સુધી તો સાથે ભણ્યા છો અને હવે છૂટા પડશો? વળી માનાં મૃત્યુનો કારમો આઘાત એને હમણા લાગ્યો છે; એટલે હજુ એને તારી સાથે જ થોડા વખત રાખવી પડશે."

કાકીની આ ભલામણનો જવાબ આપતાં પહેલાં શીલાએ લલિતાની સામે જોયું. પણ એ તો કોણ જાણે કેમ તે કોઈ જુદી જ ચિંતામાં મગ્ન થઈ ગયેલી જણાઈ.

"ના ના, પણ કાકી, એ પાગલ જો સાચેસાચ સાધુ જ હતો, તો મારે કહેવું પડશે કે એવા સાધુઓ બહુ જ બેરહમ હોય છે. ખરું ને?" શીલા તેમજ કાકીની ચારે આંખોને પોતાની તરફ નિહાળી રહેલી જોઈ લલિતા હસતું મોઢું કરીને બોલી. "પેલી ગુમ થયેલ છોકરી સરયુની વાત તો તમે સાંભળી હતી ને? એ પાગલ જ એનો સ્વામી હશે, પરંતુ પાછળથી એ પહાડમાં ક્યાંક મરી ગઇ હશે એટલેજ એ 'રાધિકાજી...રાધિકાજી' કરતો એટલામાં રખડતો ફરે છે. કોણ જાણે કેમ તે હું એ પાગલને સેંકડો પ્રયત્ને પણ નથી ભૂલી શકતી. એક વખત ફરી મને એની–બહુ જ નીકટ ભેટ થાય તો..."

"અરે! તો શું તું હજુ પણ એ ભટ્ટિ સરાઈ ચટ્ટિના પહાડના જંગલમાં પાછી જવા ઇચ્છે છે?" શીલા ગંભીર વદને બોલી.

"સાધુત્વનો આદર્શ તું નથી સમજતી શીલા! એ ખરેખર પાગલ જ હતો–હોવો જોઈએ. એમ ન હોય તો એનામાં એટલી નિર્દયતા સંભવે જ નહિ."

"હશે બાપા! પડતી મુકને એ પંચાતને. એ પાગલ હોય કે ડાહ્યો એની સાથે આપણને શી લેવાદેવા? એ દયાળુ હશે કે નિર્દય, એ ફેંસલો આપવાને તને શો અધિકાર? કોણ જાણે કેમ એને જોયા પછી તારું મગજ જ ભમી ગયું છે. એનામાં તે એવું તેં શું જોયું?"

"એ તું નહિ સમજી શકે, શીલા! હશે, હમણા પડતી મુકો એ વાત. હં...કહે જોઉં, કાકીએ તને શું કહ્યું હતું?"

"શીલા જવા માગે છે, કારણ કે એને પોતાનો અધુરો અભ્યાસ પાછો શરૂ કરવો છે. કુમુદ ચાલ્યો ગયો છે એ સાંભળી એ અફસોસ કરે છે." શીલાને બદલે કાકીએ જ એને ઉત્તર આપી દીધો.

"તો શા માટે એ કુમુદબાબુની સાથે જ ન ભણે? એ શું ભણે છે?"

લલિતાના આ જવાબે બંને ખડખડાટ હસી પડ્યા. લલિતા એથી લજ્જિત થઈ મુંઝાઈ ગઈ.

"એ પ્રોફેસર છે, તો શીલા એમ. એ. માં ભણે છે. એની સાથે વાતચીત કરવાનું સરળ થાય એ માટે એ કલકત્તા જઈને રહે તો શું ખોટું છે?"

"ખોટું તો કંઈ નહિ, પણ એને આખો વખત અણગમતાની સાથે વાતચીત કરવી પડશે. વારૂ, તું હવે ભણવા જવાની નથી?"

"હું!" બોલી જીજ્ઞાસુ નેત્રે લલિતા કાકી સામે જોઈ રહી.

"એમ. એ. સુધી તો તારે ભણવું જ પડશે ને! તને ભણાવ્યા વગર તારા કાકા કંઈ થોડા રહેવાના છે? તારા અભ્યાસ માટેનો બંદોબસ્ત કરવાને તારે પણ શીલાની સાથે જ જવું ને રહેવું પડશે. કદાચ મારે પણ એકાદ મહિનામાં શીલા પાસે જવું પડશે. મારાથી હવે એકલા રહી શકાય એમ નથી."

"એ તો હું જાણું છું કાકી. હું પણ તમારા વગર રહી શકું નહિ." લલિતા નીચી નજર રાખીને બોલી. "પણ શીલાની સાથે રહીને મારા અભ્યાસનો મેળ જામશે નહિ. એ તો સંસ્કૃત ઓનર્સ છે. વળી મને લાગે છે કે મારાથી હવે ઝાઝું ભણાશે નહિ. તેમ છતાં પછી જોયું જાશે. હમણાં તો તમને સાથે લઈને ક્યાંક મુસાફરીએ નીકળી પડવાની મારી ઈચ્છા છે. મેં મારાં મનની આ વાત કાકાને પણ કહી દીધી છે. થોડાક દિવસ જવા દો, પછી બધું જોયું જશે."

* * *

લલિતાની ગેરહાજરીમાં શીલાની સાથે કાકી એકાન્તમાં વાત કરતા હતા:

"તું તો આખરે ચાલી. હવે લલિતા કોણ જાણે શું કરશે? મારી સાથે એ આટલા વખતથી છે એટલે હું એનો સ્વભાવ સારી રીતે જાણું છું. પણ ફરીને પ્રવાસે જવાની એની વાત મને પસંદ આવતી નથી."

"એ ક્યાં જવા માગે છે કાકી?"

"એ વાત એણે મને કોઈને કહેવાની ના પાડી છે. એના દાદાની સાથે વૃન્દાવનની આગળ કરેલી યાત્રાની વાત કહીને એ મને પ્રવાસ કરવાને લલચાવી રહી છે. એ તો મને કહે છે, કે કાકા સાથે ન આવે તો એમની પણ કંઈ જરૂર નથી. એના દાદાના પંડ્યા ત્યાં વૃન્દાવનમાં છે એટલે કોઈ જાતની ફીકરચિંતા નથી. એ તો આવી આવી વાતો કહે છે પણ મારી હિંમત ચાલતી નથી. એનાં મનમાં શું છે એ કંઈ સમજાતું નથી. એ દીલ ખોલીને મને કંઈ કહેતી નથી. અને એના કાકા તો મને કહે છે કે આટલા જ ખાતર હું એની સાથે યાત્રાએ જવાનું પસંદ કરતો નથી. એ તો એના આ સ્વભાવ માટે મારો જ દોષ કાઢે છે. કેમ જાણે હું જ એના આ બધા અવનવા તરંગોની કારણભૂત છું. એ રોજ મને શું કહે છે, એ તું જાણે છે? એ કહે છે, 'કે એનો વિવાહ કરી દેવામાં શો વાંધો છે? વિવાહ થયા પછી પણ અભ્યાસ ચાલુ રાખી શકાય છે. વિવાહીત થયા પછી એને ઘર છોડીને ક્યાંય જવાનું મન થશે નહિ. આ કંઈ ન્હાની–સૂની વાત છે? આ બાબતમાં તારી શી સલાહ છે શીલા?"

"વિવાહ થયા પછી પણ કોઈ અભ્યાસમાં મન રાખી શકે?" શીલા ખડખડ હસીને પ્રતિવાદ કરતી બોલી. "ખરેખર! તમારી લલિતા તો ભારે વિચિત્ર છે, બા! વારૂ, હું એ જાણવા માગું છું કે એને માટે કોઇ મુરતીઓ તમે કે કાકાએ નક્કી કરી રાખ્યો છે કે કેમ?"

"ના, એવું કંઇ ખાસ તો નથી છતાં એક વ્યક્તિ ધ્યાનમાં છે."

"કોણ છે એ?"

"પેલો મોહન! ડૉક્ટરબાબુનો ભાણેજ! એલ એલ. બી. પાસ થયો છે, અને વકીલાત કરે છે."

"એ છે તો ઠીક છતાં જો તમે એ બાબતમાં મારી જ સલાહ પૂછવા માગતા હો તો હું કુમુદબાબુને પસંદ કરવા માટે ખાસ ભલામણ કરૂં છું."

"શા માટે? સજ્જનબાબુની ઇચ્છા તો મોહન સાથે......"

"એ તો હું બધું જાણું છું. લલિતાની પાસે પણ એક વાર એ વાત થઈ હતી."

"તો પછી?"

"સાચું પૂછો તો મને આ બધી વાતમાં કંઈ રસ નથી કાકી!" શીલા એકદમ મનોવેગને અંકુશમાં રાખી બોલી. "યાત્રાને પ્રવાસેથી પાછા આવ્યા પછી મને તો એનું ભાવાન્તર થયેલું જ દેખાય છે. એ સુખી થાય, એનું ભલું થાય, એટલા માટે જ હું તો કહું છું કે એ વિવાહ કરે તો કદાચ કુમુદબાબુ સાથે જ કરે."

*કાકીને લાગ્યું કે શીલાની જીભે કેમ જાણે લલિતા બોલી રહી હતી!*

*

## ૧૯

પૂર્વ બંગાળના એક જાણીતા શહેરમાં શીલા એક ઉચ્ચ બાલિકા વિદ્યાલયની જવાબદારીભરી જગ્યાએ નિમાઈ હતી. એમ. એ. પાસ થતાં જ એને એ માનમરતબાવાળી જગ્યા મળી હતી. હેડ મિસ્ટ્રેસ થવાને લીધે હવે એને બી. ટી. થવાની જરાયે જરૂર રહી ન હતી.

આજે એના આનંદનો પાર ન હતો કારણકે લલિતા એને મળવા આવનાર હતી. લલિતાએ છેલ્લાં બે વર્ષ કરતા લાંબા કાળથી શીલા સાથે કોઈપણ પ્રકારનો કાગળપત્ર લખવાનોય સંબંધ રાખ્યો ન હતો. તીર્થયાત્રાથી આવ્યા પછી થોડા દિવસ રહીને વિદાય લઈને ચાલી ગયાને આજ લગભગ ત્રણ વર્ષ વીતી ગયા હતા. લલિતાએ એનો જાણે સદંતર ત્યાગ જ કરી દીધો હતો. પોતાના કાકા સજ્જનબાબુના અવસાનની ખબર પણ એણે શીલાને જણાવી ન હતી પરંતુ બીજાની મારફત એ ખબર મળતા શીલાએ એને ખરખરાનો એક કાગળ લખ્યો હતો. એનો પણ લલિતાએ જવાબ વાળ્યો ન હતો.

આટલો બધો વિચ્છેદ, આટલો બધો મનોવિપ્લવ થવાનું શું કારણ હશે? એ કલ્પનામાં પણ ન આવ્યાથી શીલાના ક્રોધ અને દુઃખનો પાર રહ્યો ન હતો; અને એથી એણે પણ પછી લલિતાના કોઈ ખબરઅંતર પૂછાવ્યા ન હતા. એકાએક આજે લલિતાનો એને કાગળ મળ્યો હતો અને એમાં એણે પોતાનો મળવા આવવાનો ઇરાદો જણાવ્યો હતો. આ આનંદભર્યા સમાચાર મળતાં જ શીલાનો એની ઉપરનો લાંબા સમયનો ક્રોધ શમી ગયો. લલિતાએ એને નવીન જીવન અને કાર્ય માટે પ્રથમ અભિનંદન પાઠવી પોતાના પણ નવજીવન પ્રવેશ કરવા પહેલા મળવા આવવાની ઇચ્છા વ્યક્ત કરી હતી એટલું જ નહિ પરંતુ પોતાનો મળવા આવવાનો દિવસ અને સમય પણ એને ચોક્કસ લખી જણાવ્યો હતો.

શીલાએ પોતાનાં રહેવાનાં મકાનનાં પ્રત્યેક ઓરડા નોકરચાકર દ્વારા બને એટલા સુસજ્જીત અને સાફ કરાવી નાખ્યા. પછી એ મનમાં ને મનમાં વિચારવા લાગી, કે લલિતા નવીન જીવનમાં પ્રવેશ કરવાનું લખે છે. એ નવીન જીવન વળી કેવુંક હશે? શિક્ષણ સંબંધનું તો એ ન જ હોવું જોઈએ કારણ કે સ્વેચ્છાથી ત્યાગ કરેલાં એ જીવનમાં ફરીને પ્રવેશ કરવાને એ નવીન વિશેષણ તો કદી લગાડે જ નહિ. ત્યારે એ નવીન જીવન શું હશે? એના વિવાહીત જીવનનો ખાસ સંભવ છે, પણ એ કોની સાથે? કુમુદબાબુ કે મોહન બાબુ સાથે? એના કાકીની ઇચ્છા એને મોહનબાબુ સાથે પરણાવવાની હતી એ શીલાની ધ્યાન બહાર ન હતું. મોહન પૈસાદારનો પુત્ર હતો, જ્યારે કુમુદબાબુ કૉલેજમાં પ્રોફેસર તરીકે નોકરી કરતો હતો. મોહનની માફક એ શ્રીમંત ન હતો. મોહન અને કુમુદની સરખામણી એ બેમાં કોણ ચઢે? આજકાલની અંગ્રેજી ભણેલી છોકરી કોને પસંદ કરે? શીલા પોતાનાં મનમાં ને મનમાં આવા સેંકડો વિચાર તરંગો પર ચઢીને ઝોલા ખાવા લાગી.

'લલિતાનાં આગમન પછી એ બધીયે ખબર પડશે. અત્યારે શા માટે વિચારો બાંધવા જોઈએ!' એવા નિશ્ચય પર આખરે આવી શીલા

ઘરની સફાઇનું કામ પુરૂં કરાવી અભરાઈ ઉપરની ચોપડીઓ ધૂળ ઉડાડી ફરી રીતસર ગોઠવવા લાગી. પોતાની પસંદગીની કેટલીક ચોપડીઓ એણે સામે જ રાખી. લલિતા આવશે ત્યારે વાંચશે એમ એની ખાત્રી હતી. વળી એ સાંજ પછી આવવાની હતી, એટલે નોકરને બોલાવીને બપોરે ટેબલ પરની ફુલદાનીમાં નવાં ફુલો રાખવાને હુકમ ફરમાવી દીધો. રસોયાને આવતાની સાથે ચહા–નાસ્તો તૈયાર કરી રાખવા તેમજ રાત્રે ભોજનની વ્યવસ્થા કરવાની સૂચના આપી દીધી.

*　　　*　　　*

યથા સમયે લલિતા આવી પહોંચી; પણ એને જોઈ શીલાના મનનો ઉપવાસ મનમાં જ શમાઈ ગયો. વરસો પહેલાં જોયેલી લલિતા શરીરે તો એજ હતી, પણ સ્વભાવે ને વર્તને એ ન્હોતી રહી. એ હસતી–ખેલતી, નાચતી–કુદતી લલિતા આજે જાણે અસાધારણ ગાંભીર્યમયી યુવતી બની ગઈ હતી. એની શારીરીક કાન્તિમાં પણ ઘણો જ ફેરફાર થઈ ગયો હતો. ક્ષીણચંદ્ર રેખાની જેમ એની મ્લાન મુખકાંતિ નિહાળતાં શીલાની આંખમાં ઝળઝળીયાં ભરાઈ આવ્યાં. શીલા લલિતાને અંતઃકરણપૂર્વક ચાહતી હતી. એના પ્રતિ લલિતાના પ્રેમ કરતાં એનું આકર્ષણ પ્રબળ હતું. આટલો લાંબો સમય વીત્યા પછી મળવા છતાં ય એ સ્નેહમાં જરા ય ન્યૂનતા આવી ન હતી.

"તારી તરફથી સ્વતંત્ર જીવન જીવવાની ખબર મળ્યા પછી તને એક વાર મળવાની ઇચ્છા થઈ હતી પણ કાકીને એકલા મુકીને આવવાનો પ્રશ્ન મને મુંઝવી રહ્યો હતો." શીલાની આંખમાં ઝળઝળીઆં ભરાઈ આવેલાં જોઈ મોઢું ફેરવીને લલિતા ધીમે સાદે બોલી.

શીલા મનમાં ને મનમાં ક્ષોભ પામી. લલિતા મળવા આવવાની છે એ આનંદમાં એના કાકી–કાકીની વાત એના મનમાં આવી જ ન હતી પરંતુ એની આંખમાં ઝળઝળીઆં આવેલાં જોઇને એ પોતે પણ શોકાતુર થઈ ગઈ.

"એઓ અહીંયા ન આવી શકે કે?" શીલા ખિન્ન થઈ બોલી. "હું એમને માટે બધી યે વ્યવસ્થા કરત. એમને કયાં રાખી આવી છે? કોની પાસે?"

"એમના ભાવી જમાઈ પાસે!"

"એ ભાગ્યશાળી વળી કોણ છે?" શીલાનાં મોઢામાંથી એકાએક આટલા શબ્દો નીકળી પડ્યા.

"બીજું કોણ હોય? મોહનબાબુ!" લલિતાએ એની સામે જોઈ સહજ પણ સંકોચાયા વિના ઉત્તર આપ્યો.

"મોહનબાબુ! કુમુદબાબુ નહિ? એમણે કોઈ પ્રસ્તાવ કર્યો ન હતો? માગું કર્યું ન હતું?"

"કર્યું હતું, પણ મેં વિચાર્યું કે કાકીનું હવે કોઈ નથી એટલે એમની સાથે રહી શકે એવા સ્થાનિક માણસ મને મોહનબાબુ જ ધ્યાનમાં આવ્યા." આટલા શબ્દો બોલતા બોલતા લલિતાનો અવાજ રૂંધાઈ ગયો.

"પણ કાકી કાંઈ સમજ્યા નહિ?" શીલા જરા ગુસ્સાભર્યા સાદે બોલી.

"એમાં એ શું સમજે? મેં જ એમને સમજાવ્યા. મારા વિવાહનો ભાર એમનાં દીલ પરથી ઓછો થાય એટલે એ ચિંતામૂક્ત થાય અને પછી હું પણ એમની જ સાથે રહી શકું."

"આ શરતે કુમુદબાબુને પણ સમજાવી શકાત. મને લાગે છે કે એ પણ તારે ખાતર કદાચ આ બાબતમાં સંમત થાત."

"હશે, હવે જવા દે એ વાત. હાથપગ ધોવા દે અને પેટની પૂજા કરવા દે. તું મારી પાસે કુમુદબાબુ માટે આટલી બધી ભલામણ કાં કરે છે? અને એમને માટે જો તને ખરેખર જ ઉકળાટ થતો હોય, તો તું પોતે જ એમની સાથે વિવાહ કાં નથી કરી લેતી? આમ તો તું મારા કરતાં ય એમની વિશેષ ભક્ત લાગે છે."

લલિતાની આ સ્નેહભીની ટકોરે શીલા લજ્જીત બની ગઈ. એ અજબ આંખો નચાવતી એને ગળે વળગી પડી. પછી એ એને નહાવાની ઓરડીમાં લઈ ગઈ અને નોકરને ચાહ–નાસ્તો તૈયાર કરી લાવવાનો હુકમ કર્યો.

"કહે જોઉં? શું લઈશ? શરબત કે ચાહ?" શીલાએ પ્રશ્ન કર્યો.

"જે મળશે એ ચાલશે."

"બદરી–કેદારની યાત્રાએ ગયા પછી કોઈ વસ્તુ ન ખાવાની પ્રતિજ્ઞા તો નથી લીધી ને?"

"લીધી હોય તોય શું? નવીન જીવન-પંથે એ બધી ખટપટ કંઈ હવે થોડી પરવડવાની છે? એટલે જે કંઈ મળે, તે ગમાવતાં–નભાવતાં શીખવાની જ ટેવ પાડવાની." એટલું બોલી શીલાની સામે જોઈ લલિતા હસી પડી.

ચાહ–નાસ્તાને ઈન્સાફ અપાઈ ચૂક્યા પછી એક આસન પર પાસે પાસે અડધા આડા પડીને બંને વાતચીત કરવા લાગ્યા. લલિતાને એનાં નૂતન જીવનના પ્રવેશ સંબંધીની કંઈ જ વાત રૂચતી નથી એ સમજી જનાર શીલાએ બીજી જ વાત છેડી.

"તને અનાવિલા યાદ આવે છે કે લલિતા? આઈ. એ. પાસ કર્યા પછી એને ન છૂટકે વિવાહ કરવા પડ્યા. મારી સાથે બી. એ. પાસ થવાનું એને બહુ મન હતું, પણ એની એ મનની મનમાં જ રહી ગઈ."

"હું એ ચાર–પાંચ વર્ષની વાત ભૂલી નથી ગઈ."

"એ વિલાનું સાસરૂં અહીં છે. એની નણંદ મારી શાળામાં ભણે છે. એ અહીં આપણે ત્યાં ત્રણચાર દિવસ ઉપર જ એના વર સાથે આવી હતી. સાથે એક બાળક પણ હતું. એનું સાસરૂં જૂના વિચારનું–પ્રાચીન સંસ્કૃતિના નિર્મળ આદર્શવાળું છે. એને જેઠ–જેઠાણી દિયર–દેરાણી, નણંદ, સાસુ–સસરા, કાકા–કાકીજી, રેવતી વિગેરે પુષ્કળ સગાંવહાલાં છે. તેમ છતાં એને સારી સ્વતંત્રતા છે. બધાય કુટુંબીજનો શિક્ષિત અને સારી રીતભાતવાળા છે. ઘરના બધા નાના–મોટા સાથે મછવામાં બેસી જળવિહાર કરવા જાય છે. એને મેં તારાં આગમનની ખબર આપી દીધી છે, એટલે કદાચ એ કાલે જ એના વર કે કોઈ સાસરીયાના માણસ સાથે અહીં મળવા આવશે."

"આ તેં શું કર્યું? એ કૉલેજ–જીવનનો લ્હાવો હું ભૂલી ગઈ છું. હવે મને એની ફરી યાદ આપીને તું શાને બાળે છે?"

"પણ મને શી ખબર કે તારામાં આટલો બધો ફેરફાર થઈ ગયો હશે! બહુ વરસે બેનપણીઓ ભેગી મળે ને અંતરની બે છાની વાતો એકમેકની આગળ ઠાલવે એ જ ઇરાદાથી મેં તો એને ખબર આપી દીધી છે."

"એટલે મારે હવે ન છૂટકે આવતી કાલે એ આવે એ પહેલાં જ બીસ્તરા બાંધીને ચાલ્યા જવું પડશે." લલિતા ખિન્ન થઈ બોલી.

"શા માટે? એમ કંઈ બનવાનું નથી. સરખેસરખી સહીઅરને મળવામાં વળી શરમ શાની? અને એક બીજી વાત પણ સાંભળી લે. હું તારું જીવન મોહનબાબુના હાથમાં સુપ્રત થવા દેવાની નથી. એ અક્કલ વગરના અણસમજુ કાકી સાથે હું જરૂર પડશે તો ઝઘડો કરીશ. તું નહિ માને તો તારી સાથે પણ..."

"બનનાર બની ગયું. હવે એમાંનું કંઇ નહિ વળે."

"નહિ કેમ વળે? નિશ્ચય અને પ્રયત્નથી સર્વ કંઈ શક્ય છે."

"પણ ઘણીય વાર શક્ય અશક્ય અને અશક્ય શક્ય થઈ જાય છે, શીલા!" લલિતાએ આટલું બોલી મોઢું ફેરવી નાખ્યું.

"વારૂ, ત્યારે તું જોયા કર. આ ગુડ ફ્રાઈડેની રજામાં એને હું ખબર આપીશ અને ફરીથી એકવાર પાર્વત્ય પ્રવાસ કરીશ. તારે સાથે આવવું હોય તો તું પણ તૈયાર રહેજે. પછી ધીરેથી હું વિવાહની વાત છેડીશ. કાકી પણ થોડાક દિવસ તારી પાસે રહેશે. એટલે ઘરજમાઈ જેવું જ થઈ જશે."

"આવું ગાંડુગાંડુ શું બોલે છે શીલા? એને તું તારે આમંત્રણ કર. હું એને ઘડીના છઠ્ઠા ભાગમાં સમજાવી દઇશ."

"વારૂ, કોણ કોને સમજાવે છે એ હવે પછી જોયું જશે." શીલા અનિમિષ નેત્રે ક્ષણભર લલિતાની સામે જોઈ બોલી. "લે ચાલ, ઉભી થા, હવે જમવા જઇએ. આજ રાત્રે ઉંઘ નહિ આવે એટલે પડખે પડખે પથારી નખાવી છે. મોડે સુધી વાતો કરવાની મજા', આવશે."

* બંને હાથમાં હાથ ઝાલી જમવા ઉઠયા. *

*

## ૨૦

બીજે દિવસે અનાવિલા શીલાને ત્યાં વખતસર આવી પહોંચી; પણ આ વખતે એ એકલી જ આવી હતી. ઘણે લાંબે સમયે પોતાની સહાધ્યાયી સખીને જોઈ એની આંખમાં હર્ષનાં આંસુ ભરાઈ આવ્યાં. લલિતાના હાથમાં હાથ મૂકતાં એણે એને પણ અસ્થિર બનાવી મૂકી. અનાવિલા બહુ જ નાજુક ને લાગણીભર્યાં હૃદયની હતી, એની શીલા અને લલિતાને પણ ખબર હતી.

"આજ કંઈ એકલી આવી બ્હેન!" થોડો વખત આડીઅવળી વાતો કર્યાં પછી શીલાએ અનાવિલાને પૂછ્યું. "આજ તો મારી પેલી નાની વિદ્યાર્થીની—અરે એનું નામ શું? પેલી તારી નણંદ—સીતા પણ નથી આવીને? અને વળી તારો બાબો ક્યાં ગયો? એને ક્યાં મૂકી આવી?"

"એ બધા એમની સાથે ફરવા ગયા છે બ્હેન! ગુરૂદેવ સાથે એ બધા આજે નદીમાં મછવો હંકારવાની મોજ માણવા ગયા છે.

એ મંડળીના આગેવાન તરીકે એ છે. સાંજે તો પાછા ઘેર આવી જશે. બાબો મને કહેતો ગયો છે કે નવી માસીબાને તેડતી આવજે. ઘેર આવીને હું એમને ધરાઈને મળીશ."

"પણ તું આ શું કહે છે? એવડા નાનાં છોકરાંઓને તેં નદીમાં ફરવા મોકલ્યા? ધન્ય છે તારા સાહસને!"

"એ બંને બાળકો બહુ ડાહ્યા છે. મછવામાં એ ગુરૂદેવની પાસે જ રહેશે. એમના વિના બીજા કોઈની પાસે જશે પણ નહિ. એમને પણ એ બહુ વહાલા છે."

"તારા ગુરૂદેવ પણ જબરા લાગે છે! એ એ બંને છોકરાંઓને પણ સાચવશે? એ વૃદ્ધ છે કે જુવાન? એ કોના ગુરૂ છે?"

"મારા સાસુ–સસરા એમને ખૂબ માને છે. અમારા આખાય કુંબના એ ગુરૂદેવ છે. વળી એ વૃદ્ધ નથી પણ યુવાન છે. પણ એમની વય સાથે આપણે શી નીસ્બત?" અનાવિલા હસતી હસતી બોલી.

"શું કહે છે? તારા ઘરડા સાસુ–સસરાને પણ ઘડપણમાં ગુરૂ કરવા પડયા?" લલિતાને ઝંખવાણી પડી ગએલી જોઈ શીલા બોલી.

આ સાંભળીને અનાવિલા ને લલિતા ખડખડાટ હસી પડયા.

"લે ચાલ ત્યારે બ્હેન, હું ગાડી લેતી આવી છું. બાબો ઘેર આવતાની સાથે જ એની માસીને નહિ જુએ તો વળી દિલગીર થશે. સાથે સાથે તને અમારા ગુરૂદેવનાં દર્શનનો પણ લાભ મળશે. જોજે તો ખરી કે એ કેવી મહાન ને તેજસ્વી વ્યક્તિ છે!" છેલ્લા શબ્દો બોલતા તે એકાએક થંભી ગઈ. એ મનમાં ને મનમાં ધ્રુજી ઉઠી અને ઉભ કરીને એણે બેઉ હાથ જોડી માથું નીચું નમાવી દીધું.

"એ વળી અહીં પ્રણામ કોને કરે છે? અમને તો નથી કરતીને? કામ હોય તો લે બા, હવે અમારી ચરણરજ પણ માથા પર ચડાવી કે અમે તને આશિષ આપીએ ને તારૂં કલ્યાણ થઈ જાય." શીલાએ ખૂબ હસતાં હસતાં એની મશ્કરી કરી.

"હું ગુરૂદેવને પ્રણામ કરૂં છું. એમની મેં સામાન્ય માનવ વ્યક્તિ સાથે સરખામણી કરી એ મારો અક્ષમ્ય અપરાધ થઈ ગયો. અને એ બદલ

મેં મનમાં ને મનમાં એમનું ધ્યાન ધરી મસ્તક ઝૂકાવી ક્ષમા યાચી." બેઉ હાથ જોડી આંખને સ્પર્શ કરતાં કરતાં અનાવિલા ગંભીર બનીને બોલી.

"અરે વાહરે ગુરૂ–ઘેલી! તેં તો ખૂબ કરી!" મોટેથી હસી પડીને શીલા બોલી. "અલી, ત્યારે તો ત્યાં અમારા જેવા સામાન્ય માનવીનું કંઈ કામ જ નહિ બા!"

"આવી વાતમાં મજાક–મશ્કરી ઠીક નહિ બેન!" અનાવિલાએ નમ્રતાપૂર્વક કહ્યું.

"અરે હા, પણ હું કહું છું કે એ ગુરૂદેવ છે, તેથી શું આ દુનિયા પરના એક આપણા જેવા માનવી નથી? જ્ઞાનના વધારા સિવાય બીજો એમનામાં ને આપણામાં ફેર શો? કોલેજમાં ભણ્યા છતાં આવા વાહિયાત ને સત્તરમી સદીના વિચાર કાં સેવે છે વારૂ?"

"પણ શીલા, બ્હેન, તું જોયા–જાણ્યા કે સમજ્યા વિના નાહક મારાં ભણતરને વગોવે છે. મારા કરતાં પણ વધારે મોટી મોટી પરીક્ષાઓ પાસ કરનાર જ્યારે એમને માને છે, ત્યારે પછી..."

"અને એમાં તારા સ્વામીનો નંબર પણ આવી જાય છે કે નહિ? આ હિસાબે તો તારી સાથે પનારૂં પાડીને એ બિચારા ઉચ્ચ કેળવણી પામેલાની તો પાકી વલે થઈ હોય એમ લાગે છે!"

લલિતાને શીલાની આ કોઈના ઘરસંસારની કડવી–મીઠી ટીકા કરતી મજાક મુદ્દલ ગમી નહિ. એ મનમાં ને મનમાં ક્યારની ય આ વાતનો અંત આવે એમ ઇચ્છતી હતી. શીલાનું મોઢું બંધ કરવા એ હવે વચ્ચે પડી વાતનું વળું ફેરવીને બોલી :

"બેન અનાવિલા, હજી હું ગઈ કાલે જ શીલાને ત્યાં આવી છું. ઘણે દિવસે અમે મળ્યા છીએ તો હમણા બેચાર દિવસ એની સાથે જ રહેવા દે. પછી હું જરૂર તારે ઘેર આવી જઈશ. આજને આજ તે તું મને માફ જ કર."

"પણ મને તો તું શીલા કરતાં ય ઘણે વખતે મળી છે, એટલે તારી ઉપર મારો હક પહેલો છે."

"હક–બકની વાત જવા દે. બાકી લલિતાને તારાં ગુરૂદેવનાં દર્શન કરાવવા તારે ત્યાં લઈ આવવાનું હું વચન આપું છું. બસ."

"ભલે, જેવી તમારી બેઉની ઇચ્છા." કહી અનાવિલાએ એ પછી વિદાય લીધી.

* * *

"વીસમી સદીના આવા આગળ વધતા જમાનામાં પણ જૂના પુરાણા સંસ્કારો ને માન્યતાઓ આપણા દેશના ભણેલાગણેલા લોકોના ભેજામાં ઘર કરી રહ્યાં છે, એનું આ સચોટ પ્રમાણ છે." શીલાએ અનાવિલાની પીઠ પાછળ હસીને ટકોર કરી.

"હવે પડતો મુક એ બિચારીનો પીછો, અને કહે જોઉં, હું એને ત્યાં ન ગઈ, એથી તું ખૂશ થઈને?"

"અલબત્ત, ઘણી જ. કદાચ તું રાજી થઈ ગઇ હોત ને એની સાથે એકાએક ચાલી જાત તો હું ખીસીયાણી પડી જાત!"

"કોની પાસે ખીસીયાણી પડી જાત?"

"કુમુદબાબુ પાસે. તું અહીં આવવાની છે, એવો તારો કાગળ આવ્યો કે તરતજ મેં એમને ખબર આપી દીધી છે. તમો બંનેની એકવાર મુલાકાત થાય એવી મારી ઇચ્છા હતી. એ જૂના મિત્ર આજે સાંજે અહીં આવનાર છે."

"આ તું શું કહે છે? એ વળી અહીં ક્યાંથી?"

"એ હમણા અહીંયા જ છે. મને એકવાર મળવા પણ આવી ગયા હતા."

"પણ એ તો પશ્ચિમમાં હતા એમ સાંભળ્યું હતું ને?" લલિતાએ વિસ્મીત થઇને કહ્યું. "હં...હવે સમજી. તેથી જ તેં અહીંયા નોકરી લીધી લાગે છે!"

"એવું કંઈજ નથી. એ તો તારી ખાલી ભ્રમણા છે."

"જો સાંભળ શીલા, આજ હું તને મારાં અંતઃકરણની એક અત્યંત છૂપી વાત કહું છું. કદાચ તું એ વાત પર વિશ્વાસ પણ નહિ કરે. છતાં ય હું તો તને જે કંઈ કહું છું તે સાચું જ કહું છું. મને

તો આ બધું સારું લાગતું નથી. કોણ જાણે કેમ લગ્ન પ્રેમ ને સંસારની વાત મને રૂચતી નથી. મનમાં એમ થાય છે કે આ બધી નિરર્થક જંજાળમાં માણસ પોતાને નાખે છે. પ્રેમ શબ્દ કાને સાંભળવો પૂરતો સારો લાગે છે, પણ એની ઉંડાણમાં શું છે એ હું કંઈ જાણી શકી નથી. એક અંતર બીજાં અંતરને ઓળખે. પછી બંને બે ટળીને એક થવા—એકેકમાં શમાવા આકર્ષાય—અધીરાં થાય ! એ અદ્‌ભુત ઝોકનું નામ તે પ્રેમ! અને આ જીવન વિતાવવા જો સ્ત્રી–પુરૂષને ખરેખર લગ્ન જ કરવાની આવશ્યકતા હોય, તો અલબત્ત મનેમન મળેલાં હોય એવા આત્મીય સાથે જ સંબંધ બંધાય એ ઈષ્ટ છે. પણ મારે નસીબે હજી એવું કંઈ બનવા પામ્યું નથી, એટલે અત્યારનું આ એકાકી જીવન સારૂં છે એમ તને નથી લાગતું ?"

"આ તેં તારાં મનના ઝોકની વાત કરી." સ્તંભિત ભાવે શીલા લલિતાની આ વાત સાંભળ્યા પછી ધીરે રહીને બોલી. "પણ જેનાં મનથી સર્વ તુચ્છ છે એ જીવનમાં એવો ઝોક ભાગ્યે જ અનુભવે છે."

"ના, મોટા થયા પછી એ ઝોક નથી; પણ પહેલા એવો ઝોક મનમાં ઘણો વખત રહ્યો હતો. અને અત્યારે તો ફક્ત એનો ખ્યાલ માત્ર જ રહ્યો છે."

"પણ એ કયો ઝોક? એની તો તું કંઈ વાત જ કરતી નથી!" શીલા આગ્રહભર્યા અવાજે બોલી. "મને ઘણી વખત શંકા થઈ છે કે તારાં મનમાં છે કંઈ અને તું બોલે છે કંઈ."

"એ કહેવા જેવી વાત નથી, શીલા. હૈયામાં એક વસ્તુ વસી. આંખોને એનાં આકર્ષણ થયાં. પછી એ વસ્તુ ખોળી કાઢવાની, ફરી ફરી જોવા માટેની જીજ્ઞાસાવૃત્તિ થઈ. પણ જ્યારે એ વસ્તુ પાછી ન જ મળી શકી ત્યારે મનમાં થયું કે એવો માનસિક ઝોક રાખવાથી નકામી તબિયત પર અસર થાય છે, અને એથી જ હવે એવા બીજા ઝોકની વાત સાંભળીને મને ઘૃણા ઉત્પન્ન થાય છે. વખતોવખત ખિન્ન પણ થાઉં છું અને મનમાં એમ પણ થઈ જાય છે, કે મનુષ્યને સુખશાંતિમાં એ અવનવા ઝોક ખલેલ પહોંચાડે છે."

"આ જગતમાં ઠોકર ખાવી એ માણુસનાં મનનું કારણુ નહિ પણુ એનાં હૃદયનો સ્વભાવ છે."

"હું તારા મતને એ બાબતમાં મળતી થઈ શકું એમ નથી."

"આજે નહિ તો કાલે, ભવિષ્યમાં પણુ મારા શબ્દોની સત્યતા પર યકીન લાવશે."

"ઠીક છે, જોઈશું." લલિતાએ વાત ટૂંકાવી દેતા કહ્યું. "તેં કુમુદબાબુને બોલાવ્યા છે, તો ભલે આવે. હું એમનું સ્વાગત કરવા તૈયાર છું. કાકા ગુજરી ગયાની એમને ખબર છે?"

"હા, એ તારી બધીય ખબર રાખે છે."

લલિતાએ એ પછી ગંભીર ચૂપકીદી જાળવી.

*　　　　*　　　　*

અંતે કુમુદ આવ્યો. એ અને લલિતા મળ્યા. ઘણી આડીઅવળી વાતો થઈ. શીલાની વાતચીત દ્વારા લલિતાની વાત સાંભળી એને ક્ષોભ થયો. માણુસ માણુસ વચ્ચેની વાતચીતથી તો સુખશાંતિ થાય છે તો લલિતાને દુઃખી થવાનું તે શું કારણુ હશે? મનુષ્યનાં ભાગ્યની ઉપહાસ નહિ તો બીજુ શું? કદાચ શીલાની વાત સાચી હોય, છતાંય કુમુદ સારો માણુસ હતો એમાં કંઈ શંકા જ ન હતી. લલિતાને આજ લાંબા સમય પછી એ કંઈ નવીન સ્વરૂપમાં જ દેખાયો.

"ચાલ બ્હેન, હવે એક દિવસ પેલી વિલાને ત્યાં જઈ આવીએ." કુમુદનાં આગમનને કેટલાક દિવસ વીતી ગયા પછી લલિતા બોલી "કાકીનો કાગળ આવ્યો છે. હું બહુ રોકાઈશ તો એ અહીં ચાલ્યા આવવાનું લખે છે."

"અને એટલા માટે જ મેં તને રોકી રાખી છે, એમ મેં તે જવાબમાં લખી પણુ નાખ્યું છે."

"એમને તેં નકામા હેરાન કર્યા. બોલ, હવે વિલાને ત્યાં ક્યાં જવું છે?"

શીલા લલિતાને કંઇપણ જવાબ આપે એ પહેલાં જ અચાનક વિલાનો નોકર એક ચીઠ્ઠી લઈ આવી પહોંચ્યો. એમાં લખેલું હતું, કે:

વ્હાલી બેન શીલા ને લલિતા,

બહુ દિવસ રાહ જોઈ પણ હજુ તમે આવ્યા નથી. મને ફુરસદ ન મળી એટલે હું ફરી તેડવા આવી શકી નથી. એ દિવસે અમારા ગુરૂદેવને મેં તમારે માટે વાત કરી હતી. એઓ પણ મને તમારાં આગમન માટે એક–બે વાર પૂછી ચૂક્યા હતા. હવે તો એઓ આજ-કાલમાં ચાલ્યા જવાના છે. એ પહેલાં બને તો જરૂર આવી જજો.

લી૦

તમારી પ્રિય સખી 'વિલા'

"લે ચાલ, લલિતા, આપણે આજે જ—અત્યારે જ પહોંચી જઇએ. જોઇએ તો ખરા કે એના ગુરૂદેવ વળી કેવાક છે!" શીલા બોલી.

"એટલી બધી શી ઉતાવળ છે? ભલે એમના ગુરૂદેવ જાય. જવા દે એમને. આપણે એનું કામ છે, એનાં ગુરૂદેવનું નથી. એક બે દિવસ પછી જઈ આવીશું."

પરંતુ શીલાની ઉત્સુકતા અને આગ્રહે એને અંતે લાચાર બનાવી. એણે અનાવિલાને એના નોકર સાથે બીજે દિવસે ચોક્કસ આવવાનો સંદેશો કહેવડાવી દીધો.

*    *    *

મકાન વિશાળ હોવા છતાં એક બે નોકરચાકર સિવાય અન્ય કોઈ નજરે પડતું ન હતું. શીલાએ વિસ્મિત ભાવે પૂછતાં જવાબ મળ્યો કે: 'આજે ગુરૂદેવ વિદાય થયા છે. એમને વળાવવા ઘરના બધા નદીના ઘાટ પર ગયા છે. તમે આવવાના હતા, એટલે અનાવિલા બેને અમને ખાસ અહીં રહેવા ફરમાવ્યું છે, નહિ તો અમે પણ..." એટલું બોલતાં બોલતાં એ નોકરની આંખમાં ઝળઝળીયાં ભરાઈ આવ્યાં.

લલિતા એ અભાગીના રડમસ ચહેરા સામે વિસ્મિત ભાવે જોઈ રહી. શીલાએ એને નાક પર આંગળી રાખી ચૂપ રહેવાની ઇશારત કરી.

"હજુ બધા ઘાટ પર જ ગયા છે ને? તો ચાલ, અમને પણ સત્વર ત્યાં લઈ ચાલ."

"તમારે એમનાં દર્શન કરવા છે? અહાહા, કેવા દયામય ગુરૂદેવ છે! ચાલો, તમને ત્યાં લઈ ચાલું." એક નોકર બીજાને ઇશારતથી ઘરબારનું ધ્યાન રાખવાની સમજ આપી એ બંનેને લઈ જવા આગળ થયો.

"તમે તમારૂં કામ કરો ભાઈ. અમે અમારે એ બધા આવે ત્યાં સુધી અહીં જ બેઠા છીએ." શીલાનો હાથ ખેંચી તેને જતી રોકી લલિતા ખિન્ન હૃદયે બોલી.

"ભલે, જેવી તમારી ઇચ્છા. બાકી...અમારા એ ગુરૂદેવની છબી જુઓ તો સાક્ષાત્ જાણે ગૌરાંગ મહાપ્રભુ જ જોઈ લ્યો!" કહી એ નોકર શીલા અને લલિતાને મકાનની અંદરના ભાગમાં લઈ ગયો.

શીલા અને લલિતાએ એ વિશાળ મકાનમાં દાખલ થતાં જ ઓરડાની વચ્ચોવચ્ચ લાલ ધાબળી પાથરેલાં આસન પર ફુલ અને માળા પડેલી દીઠી. પાસે ધૂપદાનીમાંથી ધૂપના મઘમઘાટ મારતા ધુમાડા નીકળી રહ્યા હતા. જાણે હમણા જ પૂજા સ્વીકારીને કોઇ અન્તર્હિત નહિ થયું હોય એવું દ્રષ્ય એમની નજરે પડયું! સામે જ એક મોટું ઓઇલ પેઇન્ટીંગ દેખાયું. ભગવા વસ્ત્ર પહેરેલ એક અપૂર્વ દર્શન ઉદાસીન એ ચિત્રમાં ઉભેલા દ્રષ્ટિએ પડયા. લલિતાની નજર એની ઉપર પડતાં જ એ પત્થરની પૂતળી જેવી જડ બની ગઈ. એનાં મોઢાંમાંથી એકાએક શબ્દો સરી પડ્યા: "અરે! આ શું? આ તો એ જ...ઘણો વખત પછી પણ બરાબર ઓળખાય છે."

"શું ઓળખાય છે?" શીલાએ એને બબડતી જોઈ સવાલ કર્યો.

"નદીનો ઘાટ કઈ તરફ છે?" લલિતાએ શીલાને જવાબ ન વાળતા નોકરને પ્રશ્ન કર્યો.

"તમારે આવવું હોય તો જલ્દી ચાલો. હું તમને બતાવું."

"ચાલો, શીલા, આપણે ગુરૂદેવને દર્શને જરૂર જઇશું."

શીલાને એનાં આ અજબ સ્વભાવ–પરિવર્તનનો કંઈ અર્થ સમજાયો નહિ. છતાં એ એની પાછળ–એની ગાંડી ઘેલછાને સંતોષવા ખાતર–ઘાટ પર ગઈ.

ઘાટ પર આવતાં જ રડમશ ચહેરાવાળા માણસો એમની નજરે પડયા. નદીના પટ પર હંકારાઈ રહેલા મછવા પર ઉભી રહીને એ ઉદાસીન મૂર્તિ હાથ ઉંચા કરીને ઘાટ પર ઉભેલા લોકોને આશ્વાસન આપી રહેલી એમના જોવામાં આવી. એમનાં વિશાળ અરુણવર્ણું નયનો જાણે સંવેદનાની કરુણાથી અશ્રુપૂર્ણ હતાં! હરિ ના પ્રચંડ ધ્વનિ ગર્જન વચ્ચે મછવો દૂર દૂર હંકારાઈ જતો હતો.

જ્યાં સ્ત્રીઓ ઉભી હતી ત્યાં લલિતા એકદમ દોડી ગઈ. અનાવિલાના ખભા પર એક હાથ મૂકી બીજે હાથ મછવા તરફ લંબાવી એ ભાન ભૂલી આવેશભેર બોલી પડી: "વિલા...બેન...એ મછવો... એ ગુરૂદેવ..." વધુ શબ્દો એનાં મોઢામાંથી બહાર ન પડયા.

અનાવિલાએ પોતાની અશ્રુપૂર્ણ દ્રષ્ટિ નદિપટ પરથી ફેરવી સાડીને છેડે આંસુઓ લૂછી લલિતા તરફ જોયું.

"તું! અત્યારે! આ વખતે અહીં આવી છે લલિતા? પ્રભુએ અમોને વિયોગી બનાવ્યા એ દ્રસ્ય જોવા આવી?" અનાવિલા રૂંધાયેલે કંઠે બોલી.

એનું બોલવું સાંભળી ઘાટ પરનો સ્ત્રી-સમુદાય ઉચ્ચ સ્વરે રડી પડયો.

"એ મછવાને રોકો. મારે એમને એકવાર મળવું છે...એમના..."

અવાક્ થઇને બધાની સામે નજર ફેરવતી, બધાનું બોલવું સાંભળતી શીલા લલિતાને આમ અચાનક પાગલ જેવી થઈ ગયેલી ને ફાવે તેમ લવારા કરતી સાંભળી આશ્ચર્યચકિત થઈ ગઈ.

"એમના ચરણસ્પર્શ કરવા છે? પણ હવે અત્યારે એ મછવો કયાંથી રોકાય?" અનાવિલા હતાશ હૈયે બોલી. "ઘાટ પરના તમામ મછવાઓ ગુરૂદેવને સામે કાંઠે પહોંચાડવાને પુરૂષવર્ગને લઇને એમના મછવાની સાથે ચાલ્યા ગયા છે."

"પણ પેલો એક મછવો જાય છે, એને બૂમ મારીને બોલાવ તો! અરે મછવાવાળા...અરે મછવાવાળા ભાઈ!"

"જરા થોભ. જો બને તો હું બંદોબસ્ત કરૂં છું." અનાવિલા બોલી.

થોડે દૂર કેટલાક નોકરો ઉભા હતા. એમાંના એકને હાથનો ઈશારો કરી પોતાની પાસે બોલાવી અનાવિલાએ કહ્યું : "જાઓ, એક ઘોડાગાડી જલદીથી ઘાટ પર બોલાવી લાવો અને સામે પાર જવાને એક મછવો જલદી લઈ આવો. જાવ...ઉતાવળ કરો."

"જેવો હુકમ!" બોલી નોકર દોડતો દોડતો જવા લાગ્યો. એને જતો જોઈ લલિતા પણ એની પાછળ દોડતી દોડતી બોલવા લાગી :

"એમ કરતાં તો વધારે વાર લાગશે. ચાલ, હું પણ તારી સાથે જ આવું છું."

લલિતાને આમ ગાંડાની માફક દોડતી જતી જોઇ શીલા પણ એની પાછળ દોડી. એ એને મોટેથી બુમ પાડીને કહેવા લાગી :

"અરે આ શું કરે છે લલિતા? તું ક્યાં જાય છે? જરા ઉભી રહે, હું પણ તારી સાથે જ આવું છું."

"તારાથી અવાય તો ભલે આવ." કહી લલિતા વધુ ઝડપથી દોડવા લાગી.

શ્વાસભેર દોડતી શીલાએ પાછળ નજર કરી જોયું તો કોઈ એમની સામે નજર પણ માંડતું ન હતું. સૌની નજર તો નદીના જળપ્રવાહ પર આગળ વધી રહેલા ગુરુદેવના મછવા તરફ જ હતી. આ ઘટના જાણે કંઈજ નવાઈની ન હોય તેમ ઉપેક્ષાનો ભાવ જનતામાં જોઈ શીલાની શરમનો વેગ પણ કંઇક નરમ પડી ગયો.

* અનાવિલા પણ લલિતાની આ પાગલતાનો પાર પામી શકી નહિ! *

*

## ૨૧

એ દૂર દૂર ધીમે ધીમે હંકારાતા ગુરૂદેવના મછવાની છેક પાસે પહોંચવાને નદીમાં એક બીજો નાનો મછવો નદીના જળ પ્રવાહને ઝડપથી કાપતો આગળ વધી રહ્યો હતો. આખરે એ એના યત્નમાં ફાવ્યો અને એ મોટા મછવા પરના ઉતારૂઓના અનહદ આશ્ચર્ય વચ્ચે એની છેક લગોલગ પહોંચી જઈને એ સ્થિર થઈ ઉભો. એમાંથી બે તરુણ સ્ત્રીઓ ખલાસીઓની સહાયથી એ મોટા મછવા ઉપર ચઢી ગઈ. એ બે તરુણીઓ બીજી કોઈ નહિ પરંતુ આપણી પૂર્વ પરિચિત શીલા અને લલિતા જ હતી.

મોટા મછવા પર પગલાં માંડતાં જ શીલાએ જોયું કે એમને આવકાર આપવાને અનાવિલાનો પતિ સૌની આગળ આવીને ઉભો હતો. શરમથી શીલાનું આખું યે શરીર ધ્રુજી ગયું, પણ લલિતા તો ચારે બાજુ તીક્ષ્ણ દ્રષ્ટિ ફેંકતી સ્થિર ભાવે આગળ વધી રહી હતી. મછવાના મધ્ય ભાગમાં આવતાં જ શીલાએ આશ્ચર્યપૂર્વક જોયું કે

ત્યાં હારબંધ બેઠેલા માનવીઓ એમના આમ અણધાર્યા આગમનથી ખરેખર વિસ્મય પામ્યા હતા. એમને આગળ જવાનો માર્ગ સરળ કરી આપવા એ સહુ સહાનુભૂતિથી જરા બાજુએ સરકીને—સંકોચાઈને બેઠા અને ગૂપચૂપ એક બીજાના કાનમાં એ બંને બેનપણીઓનો પરિચય કરાવી રહ્યા.

અનાવિલાના ઓરડામાં ટાંગેલાં ચિત્રમાં નિહાળેલી અને નદીના જળપ્રવાહ પર ડોલતા એ મછવા પર ઉભી રહીને ઘાટ પર વળાવવા આવેલા માનવીઓને આશીર્વાદ આપતી ઉભેલી જોયેલી મૂર્તિ અત્યારે લાલ ધાબળી બિછાવી એ પર બેઠેલી એમના જોવામાં આવી. એ બંને બેનપણીઓમાંથી કોઈ હજી કંઈ કહે—કારવે એ પહેલાં જ એ મહાત્મા અપૂર્વ સ્નિગ્ધતાભર્યા કંઠે એમની સામે જોઈને બોલ્યા:

"આવા નાના મછવામાં આમ ઉતાવળા ઉતાવળા તમને આવતા નિહાળીને અમને ભારે ભય લાગ્યો હતો. અમારા મછવાના ખલાસીઓને કે ઉતારૂઓને મછવો થંભાવવાને તમે બૂમ શા માટે ન મારી? કોઈક વાર આવું અવિચારી ને ઉતાવળીયું સાહસ જોખમકારક નીવડે છે!"

"આપણો મછવો તો આસ્તે જ ચાલતો હતો મહારાજ!" મહાત્મા પોતાનું બોલવું પૂરૂં કરે એ પહેલાં જ અનાવિલાનો પતિ બે હાથ જોડી પ્રણામ કરતો વચ્ચે બોલી ઉઠ્યો. "એમને આવતાં જોઇને તો મેં મછવાની ગતિ બહુ જ ધીમી કરાવી નાખી હતી."

શીલા અવશ ભાવે મહાત્માના ચરણસ્પર્શ કરવાને નીચી નમી. લલિતા પણ એની સાથે જ નીચી વળી. પ્રશાંત—સ્નિગ્ધ દ્રષ્ટિએ મહાત્મા એ બંનેની સામે જોઈ રહ્યા.

"કલ્યાણ! બેસો આ ચટાઈ પર." શીલા અને લલિતાની પ્રણામ વિધિ પૂરી થતાં જ મહાત્માએ આશીર્વાદ ઉચ્ચારી વિવેકથી એમને પાસે બેસવા કહ્યું. "હવે મારાં દર્શન માટે આવું સાહસ ખેડી આવનાર આપ શ્રીમતીઓની ઓળખાણ આપો તો આભાર! તમે આમ મારા જેવા એક સામાન્ય ત્યાગી માણસને મળવા માટે ખાસ તકલીફ વેઠી અહીં આવ્યા એ

અત્યંત આશ્ચર્યની વાત છે. ઉતાવળીયા પ્રવાસના ઉદ્વેગથી હજુ તમે મુઝતા લાગો છો! ભલે, થોડીવાર સ્થિર થયા પછી નિરાંતે વાતચીત કરજો." મહાત્માના શબ્દેશબ્દમાંથી સ્નેહ ને નમ્રતા નીતરતા હતા.

મછવા પરના ઉતારૂઓએ એ બંનેને ગુરૂદેવની પાસે ચટાઈ પર બેસવાની જગ્યા કરી આપી. મહાત્માના શબ્દો સાંભળી શીલા જરા શરમાઈ ગઈ. એ પોતે કંઈ એમને મળવાને આવી ન હતી—એ તો લલિતાના આગ્રહને વશ થઈ એની પાછળ જ આવી હતી છતાં ય એ વાતનો આભાસ માત્ર દેખાડવાની એને અત્યારે ઇચ્છા ન થઈ. પહેલાંનો વિસ્મયવિરક્ત ભાવ ઉડી જતાં આ પ્રમાણે આવવાની સાર્થકતાનો ભાવ એના અંતરમાં અજ્ઞાતપણે અનુભવાવા લાગ્યો. લલિતાની સામે જોઈ એને કંઈક કહેવાનું એણે ઇચ્છયું પણ એનામાં એવું કોઈ લક્ષણ જ એના જોવામાં આવ્યું નહિ.

"આ મારી સહાધ્યાયી—સખી છે!" અનાવિલાના પતિને ઉદ્દેશીને શીલાએ બોલવું શરૂ કર્યું. "જો કે અનાવિલાબેને તો ગુરૂદેવનાં દર્શન કરવા આવવાની ખબર અમને પહેલેથી જ આપી હતી પણ અમારાં દુર્ભાગ્યે અમારાથી સમયસર આવી શકાયું નહિ, અને અમે થોડા મોડા થઈ ગયા, એટલે પછી આમ દોડાદોડ કરવી પડી."

"બનવાજોગ છે, કારણ કે આપને કેટલાં ય કામની જંજાળ રહે છે એની મને ક્યાં ખબર નથી?" અનાવિલાના પતિએ શીલાના બચાવમાં પોતાનો સૂર પૂર્યો.

"આ મારી સખી લલિતાદેવી થોડા દિવસથી મારે ત્યાં મહેમાન છે. અનાવિલાને મોઢેથી ગુરૂદેવની વાત સાંભળી એ એમનાં દર્શન કરવાને ખૂબ વ્યગ્ર થઈ, અને કોઈપણ સંજોગોમાં એમની મુલાકાત કરવાના એમના આગ્રહથી આખરે અનાવિલાબેને સહાય કરી અને અમે અહીં આવી શક્યા છીએ."

શીલા આથી વધુ કંઈ બોલી નહિ. મછવામાં જેટલી વાર એણે લલિતાને કાનમાં ધીમેથી પૂછ્યું એટલી વાર એ 'પછી જણાવીશ.' કહીને મુગી રહી ગઈ. અહીં આવવાને આકાશ પાતાળ એક કરી મુકનાર લલિતાને હવે આમ તદ્દન ચૂપચાપ બેઠેલી જોઇને શીલાને એની

ઉપર બહુજ રીસ ચઢી. એણે એની પાસે બેસી ધીમેથી એની કેડમાં એક ઝીણી ચૂંટી ખણતાં કહ્યું : "કેમ અલી ! હવે તો કંઈ બોલતી જ નથી ને ! નદીને ઘાટે તો ગાંડીઘેલી બની ગઈ હતી, અને હવે આમ મુંગી-મંતર કેમ ? શું ગુરૂદેવને જોતાંજ કંઈ જાદુ તો નથી થયું ને ?"

જવાબમાં એણે પોતાની બહુબોલી બેનપણી શીલાનો હાથ પકડી લઈ લાલ આંખો કરી ભવાં ચઢાવી એને મુંગી રહેવા ઈશારત કરી.

"મારી સાથે કંઈ વાતચીત કરવી છે ? કંઈ પૂછવું-કરવું છે ? કે અમસ્થા મળવાજ આવ્યા છો ?" એ બેઉને અંદર અંદર કચવાતી-મુઝાતી જોઈ લાંબા સમયનું મૌન તોડી લલિતાની સામે સ્નિગ્ધ દ્રષ્ટિપાત કરી મહાત્મા બોલ્યા.

લલિતાએ હોઠ ઉઘાડ્યા. હૈયાની વાત હોઠે લાવવા એણે પ્રયાસ કર્યો. અવરૂદ્ધ કંઠે જોર કરીને એ જડની જેમ બોલવા લાગી :

"આપ......આપ......" પણ એની હિંમત એની જબાનને થરડાવવા લાગી.

"હા, હા, કહો. જે કંઈ કહેવું-પૂછવું હોય તે નિસંકોચે કહી-પૂછી નાંખો."

"આપ વૃન્દાવનમાં હતા કે ? દશ વર્ષ પહેલાં ?" લલિતા મનોબળ મક્કમ બનાવી બોલી.

"હા હોઈશ, કારણકે એ શ્રીધામમાં હું એક નહિ પણ અનેક વાર હોઉં છું." મહાત્માએ નિખાલસપણે હસને મોઢે જવાબ દીધો.

"હોઈશ-હોઉં છું એમ કેમ કહો છો ? ત્રણ વર્ષ પહેલાં તો આખુંયે વૃન્દાવન અને એની આસપાસનું વન હું શોધી વળી હતી પણ તમે તો ત્યાં ન્હોતા દેખાયા !" લલિતાની જીભ હવે સડસડાટ ઉપડી.

એને બહુ બોલતી અટકાવવાની શીલાને ઇચ્છા થઈ કારણકે ત્યાં બેઠેલા સારા માણસો બહારથી ઉદાસીન ભાવવાળા દેખાવા છતાં ઉત્સુકતાપૂર્વક એનો અને ગુરૂદેવ વચ્ચેનો એ અદ્દભૂત વાર્તાલાપ

રસપૂર્વક સાંભળતા હતા. પણ એમ કરવા એની હિંમત ચાલી નહિ. લલિતાનો ઉત્તેજનાપૂર્ણ અવાજ પાછો આપોઆપ ધીમો પડી ગયો. લલિતાના સચોટ જવાબે મહાત્માની આંખો પર વિસ્મયતાની આભા છવાઈ ગઈ. છતાં એ સાધુ સમાન શાંત સ્વરે બોલવા લાગ્યા :

"વૃન્દાવનમાં એવાં કેટલાં યે અગમ્ય સ્થાનો છે કે જ્યાં ગમે તેટલો સમય છુપાઈ રહીએ તો કોઇ ગમે એટલા પ્રયત્ને પણ શોધી શકતા નથી. એટલે કદાચ એમ બનવું સંભવિત હોય! હાં પણ, વારૂ...તમે મને એમ શા માટે શોધવા નિકળ્યા? ત્યાં મારી ક્યાં ક્યાં શોધ કરી હતી? અને વૃન્દાવનમાં દશ વર્ષ પહેલાં આપે મને ક્યાં ક્યાં જોયો હતો?"

"સેવાકુંજની ગલીમાં–કીર્તનમાં, ગોવિંદકુંડે! ગોવર્ધન પહાડના વનમાં!" પોતે આમ બોલતી હતી એથી મહાત્માના આંખ–ચહેરા ઉપર વિસ્મયતા તરવરતી જોઈ એ આગળ બોલવા લાગી: "તમારી શોધમાં તમારી પાછળ આવીને ગોવર્ધન પરિક્રમાના વનમાં એક છોકરી ભૂલી પડી હતી. એને કાંટો વાગવાથી લોહી નીકળતાં તમે એને પગે પાટો બાંધ્યો હતો. પછી એને તમે એના દાદાની પાસે સંભાળપૂર્વક લઈ ગયા હતા અને એના દાદા......"

"એ છોકરીનું નામ?" મહાત્માએ જરા ટટ્ટાર થઈ આંખોના ડોળા ચઢાવી અજાયબીથી પ્રશ્ન કર્યો.

"લ...લિ...તા..."

"લલિતા...લલિતા...ઓહ્...ત્યારે તો એ ચપળ ને ચબરાક છોકરી તે તું...નહિ તમે પોતે જ છો! એમજ ને?"

લલિતાએ એક પણ શબ્દ ઉચ્ચાર્યા વગર માથું નીચું નમાવી દીધું. મહાત્માને મોઢેથી પોતાનાં નામનું સંબોધન નીકળતાં જ એનો બધોય ઉત્તેજનાનો વેગ શાંત પડી ગયો. એની આંખમાંથી દડદડ અશ્રુબિન્દુઓ ટપકવા લાગ્યાં.

"ખરેખર! મધુસૂદનની માયાવી દુનિયામાં કઈ આશ્ચર્યકારક ઘટના નથી બનતી! વારૂ તમારા એ દાદા...હમણાં..."

આકાશ સામે આંગળી કરી લલિતાએ મહાત્માને દાદાજીનાં સ્વર્ગગમનની વાત શાનમાંજ સમજાવી દીધી. એનો ભરાયલો કંઠ એક અક્ષર પણ બોલી શક્યો નહિ.

"ત્યારે તમારા માતા-પિતા વગર કોઈ નીકટના આત્મીય સ્વજન છે કે નહિ? અનાવિલાની નવી બ્હેનપણી એ તમે જ ને?"

"હા..." લલિતાએ મોઢું ઉંચું કરી માથું હલાવ્યું. "મને મા-બાપ, ભાઈ-બેન કોઈ સગાંવહાલાં નથી. એક કાકા હતા, તે પણ ચાલ્યા ગયા છે. હવે ફક્ત એક નિરાધાર વિધવા કાકી છે."

"તમારા મરનાર કાકાની ઈચ્છા મુજબના જ કાર્યમાં તમે ગુંથાયા છો ને?" મહાત્માએ થોડી વાર રહીને પ્રશ્ન કર્યો.

"નહિ; એમની ઇચ્છા મુજબ મારાથી એમ. એ. પાસ થવાયું નથી. કોણ જાણે કેમ બદરી-કેદારની છેલ્લી યાત્રાના પ્રવાસેથી પાછા ફર્યા પછી મારૂં દીલ ભાંગી ગયું છે. આપને આમ લોકોનાં ઘરમાં જનતા વચ્ચે જોવાની મને સ્વપ્નમાં ય કલ્પના ન્હોતી આવી. વૃન્દાવનનાં ગંભીર વનમાં કે કોઈ પહાડ-પર્વતમાં ક્યાંક તમે છૂપાઈને તપસ્યા કરતા હશો એમ હું અત્યાર સુધી ધારતી હતી!" લલિતાએ પોતાનાં હૃદયની વાત ખુલ્લી કરતાં કરતાં એમનાં વર્તન પર માર્મિક ટકોર કરી નાખી.

"સત્ય છે. તમે ધાર્યું હતું તેથી તમને જુદો જ અનુભવ થયો છે. અત્યારે તમે મને અન્ય ત્યાગી સંત-મહંતોની માફક ગુરૂપદવી ધારણ કરી શિષ્યમંડળીના વંદન ઝીલતો, એમનાં સ્વાગત-સન્માનની મઝા' માણતો ઉન્નત મસ્તકે ને પ્રફુલ્લ મને એમનાં માથાં પર આશિષભર્યા હાથો લંબાવતો જુઓ છો. અને તમારી દ્રષ્ટિએ આ બધા ઢોંગ-ધતીંગો સાચા ત્યાગીનાં જીવનને સુસંગત નથી, એ હું સારી રીતે સમજું છું."

બધાયે કુંઠિત ભાવે એકબીજાની સામે જોયું. કોઈએ ઉત્તર આપવાનું સાહસ કર્યું નહિ. ફક્ત અનાવિલાના વૃદ્ધ મોટા સસરા મહાત્માની નજીક જઈ બે હાથ જોડી બોલ્યા:

"પ્રભુ! આપ આ શું બોલો છો? વૃન્દાવનમાં અમારા ઉપર કૃપા કરી અને આપે બંગાળનો પ્રવાસ કરી અમારા સંસારને સફળ

અને જીવનને ધન્ય કર્યાં છે. આપે ગુરૂદીક્ષા આપવાનો અને શિષ્યો મૂંડવાનો વેપાર ક્યાં માંડ્યો છે? અને આ અમારાં સેવાભાવી સન્માનમાં ઢોંગ–ધતીંગની ગંધ સરખી પણ કેવી હોય? રાહ ભૂલેલાને રાહ બતાવવો અને માયા–મોહમાં આથડતા અભાગી જીવોને સાચો ઉપદેશ આપવો એ જેમ આપનું કર્તવ્ય છે, એમ આપનો યોગ્ય આદરસત્કાર કરવો એ અમારી ફરજ છે. એમાં વ્યાપારી દૃષ્ટિની યા સ્વાર્થની સંભાવના જ ક્યાં છે? આમ બોલીને તો તમે અમને અપરાધી બનાવો છો." બોલતા બોલતા વૃધ્ધે બંને હાથે પોતાનું ખિન્ન મોઢું ઢાંકી દીધું.

"આપ તો આત્મારામ છો. આપ જ્યાં જાઓ છો ત્યાં અમને દર્શન દો છો એ જ આપની કરૂણા છે. અમે પામર તમારી દયામયતાનો શો બદલો દઈ શકવાના હતા, પ્રભુ?' બીજો એક વૃદ્ધ હાથ જોડીને ભીની આંખે બોલ્યો.

એક હાથે એ સંતપ્ત વૃદ્ધની પીઠ પસવારતા અને બીજે હાથે ઈશારાથી બધાને શાન્ત કરતા મહાત્મા બોલ્યા : "ઈશ્વરની માયાનો આ જ સાક્ષાત્કાર! જે તમારી દૃષ્ટિ દેખી શકે છે, તે બીજાની નથી દેખી શકતી. જે તમારૂં હૃદય સમજી શકે છે, તે પ્રત્યેકનું હૃદય ન જ સમજી શકે. સમજશક્તિની ફેર માનવ જીવનને કડવા–મીઠા, સાચા–ખોટા અનુભવ કરાવે છે. શુદ્ધ કાંચનની કસોટી કંઈ વારંવાર તાપમાં નાખીને જ નથી કરી શકાતી. લલિના, તમે જ્ઞાની છો, સમજુ છો. તમારા અંતરનો આદર્શ ખૂબ ઉચ્ચ છે. પરંતુ આ જીવનમાં તમને શાંતિ મળી નથી એમ મને લાગે છે! હવે અસ્થિર મનને સ્થિર કરવાની જરૂર નથી લાગતી? તમારા આત્મીયહીનતાના સમાચાર સાંભળી મને ભારે દુઃખ થયું છે."

"હવે મારાં અંતરના ઉચ્ચ–નીચના આદર્શનો પ્રશ્ન જ રહ્યો નથી. મેં બાલ્યકાળમાં આપને જે ભાવમાં જોયા હતા એ જ મારો વિચારણીય આદર્શ છે. હવે તમે ક્યાં જવા ઇચ્છો છો વાર? પાછા તમારાં વૃન્દાવનમાં?" લલિતા કોઈ અજબ નિશ્ચય કરીને હિંમતથી બોલી.

"મારાં વૃન્દાવનમાં! ભલે, આપનું શુભ વાક્ય સાર્થક થાઓ. ક્યાં જવું એની મને કંઈ ગતાગમ નથી. અંતરાત્મા આદેશ કરશે ને જ્યાં દોરી જશે ત્યાં જઈશ."

શીલા અત્યાર સુધી શરમથી નીચું મોઢું કરીને બેસી જ રહી હતી. બીજા બધાય લલિતાની આ ધૃષ્ટતાથી કુંઠિત થઈ મોઢાં ચઢાવીને બેઠા હતા. પણ મહાત્માએ—એ ઉદાસીન મૂર્તિએ સ્નિગ્ધ હાસ્યથી એ સર્વની ખિન્નતા દૂર કરી બોલવા માંડયું :

"હવે તમારે સૌએ મછવામાં બેસી પાછા ફરવું પડશે. આપણે બધા હવે આટલેથી જ છૂટા પડીશું. ઈશ્વરની ઇચ્છા હશે તો ભવિષ્યમાં પાછા ફરી મળીશું."

આટલું બોલી મહાત્માએ સૌને નમસ્કાર કરી શીલા અને લલિતા સામે જોયું અને સ્નેહાર્દ્ર સ્વરે એમને કહ્યું :

"આપને બંનેને પણ મારા સવિનય વંદન છે. આપને મળીને હું અત્યંત પ્રસન્ન થયો છું."

પ્રણામનો જવાબ પ્રણામથી વાળી શીલા બીજા ઉતારૂઓ સાથે ઝટ ઉભી થઈ ગઈ. એણે લલિતાને પણ હાથ પકડી ઉભી કરી.

સૌ એક પછી એક ગુરૂદેવને નમસ્કાર કરી ચરણસ્પર્શી વિદાય લેવા લાગ્યા. છેલ્લી લલિતા બાકી રહી. એણે ન હાથ જોડયા ન ચરણસ્પર્શ કર્યા. એ ગંભીર વદને ને તીક્ષ્ણ અવાજે બોલી :

"આપ લોકોને ભય બતાવીને જંગલેજંગલ ઘુમાવો છો, તો અત્યારે આપનો એ ભય ક્યાં ગયો છે?"

"મારો એ ભય મારા અભયદાતાએ દૂર કર્યો છે. જ્યારે ઇચ્છા થાય ત્યારે તમે મને પુનઃ દર્શન આપી શકો છો. ઈશ્વરેચ્છા હશે તો તમારાં આ અસ્થિર મનોમંથનની શાંતિ ને સમાધાન માટે આપણે કદાચ ફરી મળીશું. શાશ્વત શાંતિદાતા સર્વેશ્વર આપને શાંતિ આપો."

*ધ્યાનસ્થ લલિતાની બંધ આંખોમાંથી ટપ...ટપ આંસુ ટપકી રહ્યાં હતાં.*

*

## ૨૨

હૃદયમાં જાગૃત થયેલા નવીન ભાવને દૂર કરતાં શીલાને પણ ક્ષણિક સમય લાગ્યો; અને એ પછી કંઈક સચેત થઈ ને એ લલિતાની સામે જોઈ રહી.

"આ જ તારી ન કહેવાની છૂપી વાત ને? ત્યારે તો કહેતી હતી ને કે બોલવા જેવું કંઈ જ નથી ને?" શીલાએ નિસ્તબ્ધતાનો ભંગ કરી કહ્યું.

અત્યારે પણ એ બંને નદિમાં–મછવામાં જ બેઠા હતા. સંધ્યાનો અંધકાર ધીરે ધીરે જળસ્થળ પર પથરાઇ રહ્યો હતો.

"એમાં એવી તે શી કહેવા જેવી વાત હતી? એવી અજબ ને અગમ્ય ઘટના શું માનવ–જીવનમાં કોઇ કોઈ વાર બનતી નથી?" એ અંધકારમાં અસ્પષ્ટ ભાવે પ્રકાશી રહેલ જળરાશી તરફ જોઈ લલિતાએ મૃદુ કંઠે ઉત્તર આપ્યો.

"પણ એવી વ્યક્તિની સાથેનો મેળાપ આમ કંઈ અસાધારણ ઘટના નથી થઇ પડતો, લલિતા! તું કાલે જ મનુષ્યનાં જીવનના ઝોકની

વાત કરીને મજાક કરતી હતી અને આજે તું પોતે જ એવા ઝોં ન્હોતી ચડી ગઈ? છેલ્લા ત્રણ વર્ષથી તું કંઈ ભણીગણી નહિ અ જે ધ્યેય–પ્રાપ્તિની પાછળ પાગલ ને ઉદાસ થઈ તું ફરતી ફરે છે, એને મને કંઈક આભાસ આજે થયો. એ ઝોક સિવાય તારાં જીવનને વળી બીજો ઝોક તે કયો હોઈ શકે?"

"હોઈ શકે." અંધકારમાં જ લલિતાનો મૃદુ ઉત્તર આવ્યો.

"પણ એ સિવાયના અન્ય ઝોકે તો ચલાશે નહિ લલિતા. અ ચાલવા પરાણે પ્રયાસ થશે તો અથડાઈ પડશે. છતાં એ કોઈ સામાન પંથ નથી–એ તો માર્ગ રૂંધતા દુર્ભેદ્ય પર્વતની હાર છે. એથી આગ વધાશે નહિ. એ પથેથી તો તારે વ્હેલામોડાય અવશ્ય પાછા જ ફરવુ પડશે; નહિ તો તું પાગલ બનીને પાયમાલ થઈ જઈશ. ચાલ, હુ પણ તારી સાથે કાકીની પાસે આવી જઈ તારાં જીવનની શાંતી માટેન સર્વ વ્યવસ્થા કરી દઉં. મારી રજાના દિવસો પણ બહુ જ પાસે આવે છે."

"ભલે, જેવી તારી ઇચ્છા."

"એમ છૂટી પડે નહિ ચાલે. મનને મક્કમ બનાવી હું કહુ એમ કરવું જ પડશે. લે ચાલ, ઉઠ, ઉભી થા. મછવો કાંઠે આવ પહોંચ્યો છે."

"કાંઠો કયાં છે? આ તો અંધારૂ ઘોર છે." લલિતાની આંખે અંધારા આવતા હતા.

લલિતાનો હાથ ઝાલતાં જ શીલાને જણાયું કે એનું આખું શરીર ધ્રુજી રહ્યું છે. શીલાએ એનો હાથ જોરથી પકડી રાખ્યો.

*           *           *

"શીલા તો ચાલી ગઈ પણ મને મહા મુશ્કેલીમાં મૂકી ગઈ." કાકી બોલી. "હું તો બાપુ એમની આંખ સામે હવે રહી શકતી નથી. રાજેન્દ્રબાબુ મનમાં એમ ધારશે કે એમના ના કહેવા છતાં ય મે આ કામ કર્યું. અને મોહન...જવા દે એ વાત. ચાલ, આપણે થોડ દિવસ માટે અહીંથી કયાંક ચાલ્યા જઈએ."

"ભલે કાકી, આપ જેમ કહો એમ." બેચેન બનેલા કાકીને પ્રસન્ન રાખવા વિના વિવાદે ને વિરોધે નીચી નજર રાખીને લલિતાએ હા પાડી. "પણ. કાકી આપણે ક્યાં જઈશું?"

"એની મને શી ખબર? એ તારે નક્કી કરવાનું."

કાકીના આવા જવાબે લલિતા વિચારમાં પડી ગઈ. એને નિરુત્તર દેખી થોડી વાર પછી કાકી ફરીથી બોલ્યા: "જો તને વાંધો ન હોય તો આપણે થોડા દિવસ શીલાને ત્યાં જઇએ."

"ના." લલિતાએ પોતાની ચોખ્ખી અસંમતી દર્શાવી.

"ત્યારે ક્યાં જઈશું? તું જ કહે."

"કલકત્તા. એમ. એ. નો અભ્યાસ કરવાનો આ વખતે હું યત્ન કરીશ."

"એટલે શું તું મને છેક જ ગાંડી ને મૂર્ખ સમજે છે કે?" લલિતાની સામે ભવાં ચઢાવી જોતાં કાકી કરડાકીથી બોલ્યા." તારા કાકા ચાલ્યા ગયા અને મને ક્યાંય શાંતિ મળે એમ કરવાને બદલે તું તો હજુ આમ મનસ્વીપણે મોજશોખ કરવાની જ વાતો કર્યા કરે છે. મોહન સાથે લગ્ન કરી તું સુખી થશે નહિ. અને એ તારે યોગ્ય નથી એમ શીલાએ ધાર્યું. પણ કેમ નથી? શા માટે નથી? એ કેમ કોઇએ મને સમજાવ્યું નથી! એ બાબતમાં તારી મૌન સંમતિ જોઈ—તારો આટલા વખતનો એની સાથેનો સંબંધ ધ્યાનમાં રાખી તું એનું કહેવું સમજી ગઈ છે એમ મેં ધારી લીધું. હવે જ્યાં જવું હોય ત્યાં ચાલ. કુમુદબાબુને લખી બોલાવવાનું શીલા કહેતી ગઈ છે. એ જરૂર આવશે અગર તો કાગળ લખશે એ તો હું જાણું છું. એમાં એમ. એ. નો અભ્યાસ કરવાનું નવું તૂત તારાં મનમાં રહી રહીને આ ત્રણ વર્ષે એણે જગાડ્યું. અરેરે...તારા કાકાની કેટલી બધી ઇચ્છા હતી કે 'એમ. એ. પાસ કરાવી–યુરોપ જવાનું કહે, તો તને ત્યાં પણ મોકલવી." પણ તેં તે વેળા એમાંનું કંઈ કર્યું નહિ. એમની અંતીમ ઇચ્છા પણ ફલિભૂત થઇ નહિ. અને હવે આટલા લાંબા ગાળા પછી રહી રહીને વળી પાછી એમ. એ. નો અભ્યાસ કરવાની ધૂન જાગી!"

લલિતા નીચું માથું રાખીને કાકીનો આ અપમાન ને તિરસ્કાર-ભર્યો ઉભરો સાગર જેવું પેટ રાખીને સહન કરી ગઈ.

"અભ્યાસ કરવાની મારી ઈચ્છા હું જણાવી ચૂકી છું. છતાં તમને એ ન રૂચતું હોય તો પછી તમને ઠીક લાગે એ તમે કરો. એમાં હું તમારી આડે આવવાની નથી."

ક્રોધે ભરાયલા ને ઉશ્કેરાયલા કાકી કંઈ બોલ્યા નહિ, એટલે થોડી વાર પછી ઉદાસ ચહેરે આંખમાં આંસુ આણી કાકી સામે જોઈ લલિતા ફરી દુઃખદ કંઠે બોલી: "તમારી તમામ ઈચ્છા વ્યર્થ ગઈ છે, એ હું સારી પેઠે જાણું છું. તમારી ઇચ્છા ગમે એમ પણ મને પરણાવી દેવાની છે. ભલે, તો હવે આપની એ ઇચ્છા પૂરી કરવા પ્રભુ મને બળ આપે એવો આશીર્વાદ આપો. તમે અહીં રહીને અને કાકા સ્વર્ગમાં રહીને મને વિવાહીતા થએલી જોઈ ખુશ થતા હો, તો મને મારી ખુશી-નાખુશી કે ઈચ્છા-અનિચ્છાની કોઈ પરવા નથી. મને મારાં નહિ પણ તમારાં સુખ-સંતોષની વાત મંજૂર છે."

આટલું બોલતાં બોલતાં લલિતાની આંખમાંથી દડદડ આંસુ વહેતાં જોઈએ કાકીનું પ્રેમાળ હૃદય પીગળી ગયું. વિશેષ કંઈ પણ વાત આગળ વધાર્યા વિના એણે એને પોતાના પાસામાં દાબી દીધી. એની આંખોનાં આંસુ પોતાની સાડીના છેડા વડે લૂછી નાખતાં એ બોલી: "આમ વાતવાતમાં તું તારી કાકીને હેરાન કરીશ તે કેમ પાલવશે! હવે કંઈ તું નાની થોડી છે? લે ચાલ, તારી એમ જ મરજી હોય તો આપણે કલકત્તા જવાની તૈયારી કરીએ."

"ત્યારે હું શીલાને લખી જણાવું?" લલિતા હસીને બોલી.

"ભલે, લખી નાખ."

* * *

અને પછી નક્કી કર્યા મુજબ બધું ય કામ બરાબર પૂરું થઈ ગયું; પણ મૂળ મુદ્દાની વાતની શી વ્યવસ્થા થઈ એ કાકીના સમજવામાં આવી નહિ. કુમુદ શીલાને લઈ આવ્યો, બે ત્રણ દિવસ સાથે રહ્યો અને લલિતા સાથે એણે બહુ બહુ વાતો કરી; પણ કાકી એ બધી ય વાતચીત

સાંભળી વધુ હતાશ થઇ ગઈ. એમની વાતચીત કેવળ શિક્ષણ સંબંધી જ હતી. લલિતાને કયો વિષય લઇ એમ. એ. પાસ થવું સરળ થઇ પડશે, એ કુમુદે નક્કી કરી દીધું. પરિક્ષા પૂરી થયા પછી લલિતાના વધુ અભ્યાસની પણ સારી જેવી ચર્ચા થઈ. યુરોપના કયા દેશમાં કઇ કોલેજમાં એના પ્રિય વિષયને અનુકૂળ અભ્યાસ થઇ શકે છે એ સંબંધી અનેક વાત અને ચર્ચા કાકીએ કુમુદને મોઢેથી સાંભળી, પરંતુ વિવાહ સંબંધી કોઈ પ્રસ્તાવ કે વાતચીતનો આભાસ પણ ન થવાથી કાકી અત્યંત નિરાશ થઈ ગયા. આખરે જ્યારે કુમુદનો વિદાય થવાનો દિવસ અને સમય નક્કી થયો અને કુમુદ એમને પ્રણામ કરવાને આવી ઉભો ત્યારે એમનું મગજ સ્થિર ન રહી શકવાથી એ બોલી પડ્યા :

" ભાઈ, જૂનો રીવાજ એવો હતો કે છોકરા–છોકરીના માબાપો વિવાહ સંબંધીની વાત નક્કી કરી લેતા હતા, જ્યારે આ જમાનામાં તો છોકરા–છોકરી બંને શિક્ષિત થવાથી એ રીવાજ રહ્યો જ નથી. હવે તો એ પોતપોતાના જીવનસાથી પોતે જ પસંદ કરી સગાઈ અને લગ્નની વાત નક્કી કરે છે, અને ત્યાર પછી વડીલોને કાને વાત નાખે છે. જ્યારે તમે તો એ બાબતમાં શું કર્યું એની મને કંઈ જાણજ કરી નથી."

કાકીનો આ ગંભીર પ્રશ્ન સાંભળી કુમુદનો હસમુખો ચહેરો પળવારમાં એકાએક ફીક્કો પડી ગયો.

" સાચું પૂછો તો હું એ બાબતમાં સાવ અંધારામાં જ હતો. મારું તો એમ માનવું હતું કે તમને બધી વાતની ખબર હશે જ. લલિતા હમણાં મનોવિજ્ઞાન અને દર્શન વિષયમાં 'ઓનર' લઈ એમ. એ. નો અભ્યાસ કરશે; ત્યાર પછી એના કાકાની ઇચ્છા મુજબ યુરોપ જઈ આગળ અભ્યાસ વધારશે. આ બાબતમાં એને ખૂબ ઉત્સાહ છે. પછી થાય તે ખરું. બાકી અત્યારે તો એના લગ્ન સંબંધી વિચારોમાં જેટલું તમે જાણો છો, એટલું જ હું જાણું છું."

" હું તો બધું જાણું છું, કુમુદબાબુ. શું આટલા માટે જ શીલા ખાસ ત્યાં આવીને આ બધી ખટપટ કરી ગઈ કે ?" મોઢામાંથી વાક્ય

બહાર નિકળતા કષ્ટ થતું હોય એવા અવાજે કાકીએ હોઠ પીસીને કહ્યું. "એના કહેવાથી તો મેં મોહનબાબુને...જવા દયો એ વાત. તમને અહીં કાગળ લખી બોલાવ્યા......"

"શીલા જે કંઈ કહી ગઈ છે એ બધું સાચું જ છે; પણ લલિતાની ઇચ્છા અત્યારે ફક્ત અભ્યાસ કરવાની જ છે; અને તેથી જ મેં પણ એ ઉચિત સમજી સંમતી આપી છે." કુમુદે માથું નીચું નમાવીને મૃદુ પણ ગાઢ સ્વરે કહ્યું.

"પરંતુ એણે મને વિવાહ માટે જે અભિપ્રાય આપ્યો હતો–વિવાહ થાય તો કંઈ હરકત નથી એમ મને જે જણાવ્યું હતું; એ વાત ક્યાં અલોપ થઇ ગઈ?" એટલું દાંત કચકચાવીને બોલી કાકીએ ચારે બાજુ નજર ફેરવી તો લલિતા પણ નજીકમાં જ ઉભી રહી આ બધી વાતચીત સાંભળી રહેલી માલમ પડી.

"તારે જો આમ જ કરવું હતું લલિતા, તો પછી મને ઘર છોડાવીને અહીં કલકત્તા શા માટે લાવી? કુમુદને પણ અહીં આવવાને તેં શા માટે લખાવ્યું? વળી મોહનબાબુ અને ડૉક્ટર રાજેન્દ્રબાબુને નિરાશ કરી એ લોકો પાસે બધી તરફથી મને આટલી ઝંખવાણી શા માટે પાડી?" લલિતાને જોતાં જ ક્ષોભના આવેશથી ફાટી જતાં સ્વરે કાકીએ કહી નાખ્યું.

"પણ મેં તો એવી કોઈ આફત ઉભી કરી નથી કાકી. તમે કુમુદબાબુને પૂછી જુઓ." લલિતા કાકીની છેક પાસે જઈ એમની પીઠ ઉપર હાથ ફેરવતી બોલી. "સ્વ૦ કાકાજીની આમ ઇચ્છા હતી, મારી આમ ઇચ્છા છે, અને તમારી આમ ઇચ્છા છે; એમ બધું ય એમની કને મેં મોકળે મને કહી નાખ્યું છે. એ બધું ધીરજથી સાંભળીને એમણે મને અત્યારે મારી ઇચ્છા મુજબ અભ્યાસ કરવાની સલાહ આપી છે, તેમજ એમાં જરૂરી તમામ મદદ કરવાને પણ જણાવ્યું છે. તેમ છતાં જો તમે મોહનબાબુ માટે કહેતા હો તો પણ મને કોઈ વાંધો નથી. તમારી ઇચ્છા વિરૂદ્ધ હું જરાય ગઈ નથી તેમ જવા માંગતી પણ નથી."

આટલું બોલી લલિતા એકાએક એ સ્થાન છોડી બીજી બાજુ ચાલી ગઇ. કાકી એને શું કહેવું ને શું ન કહેવું એ નક્કી ન કરી શકવાથી કુમુદની સામે આશાભરી આંખે જોઇ રહી.

"અત્યારે તો એને એની મરજી મુજબ અભ્યાસમાં જ મન પરોવવા દો, કાકી." કાકીની ઇચ્છા સમજી જઈ કુમુદ એમની છેક નજીક જઈ એમને દીલાસો દેવા મૃદુ સ્વરે બોલ્યો. "એના કહેવા મુજબ સ્વ૦ કાકાની પણ એવી જ ઇચ્છા હતી. એટલે એને માટે આ રસ્તો સારો છે. એની ઇચ્છા વિરૂદ્ધ એને બીજે રસ્તે વાળવા જઇશું તો કદાચ સારૂં ફળ નહિ આવે એમ શીલા સાથેની મારી લંબાણ વાતચીત ઉપરથી મને લાગે છે. મોહનની, મારી કે કોઈની પણ સાથે એની લગ્ન કરવાની મુદ્દલ જ ઇચ્છા નથી. કાકી, લગ્ન અને પ્રીત પરાણે ન થાય, અને થાય તો તેનું પરિણામ ગંભીર જ આવે, એવી મારી અને શીલાની નમ્ર માન્યતા છે, એટલેજ..." આટલું બોલી કુમુદ મુંગો રહી ગયો.

"અરે પણ આમાં ઇચ્છા વિરૂદ્ધની વાત જ ક્યાં છે? શીલાએ મને સ્પષ્ટ કહ્યું હતું કે તમે મારામાં વિશ્વાસ રાખો. એનાં ભણવાથી તમે સુખી થશો; અને હવે તમે બધા આમ ફરી કેમ જાવ છો? વિવાહ ને અભ્યાસ એ બંને બાબતોમાંથી એકલા અભ્યાસની જ વાતને તમે કેમ પ્રાધાન્ય આપી રહ્યા છો? શું મારી માફક એ ચબરાક છોકરી તમને પણ હથેલીમાં ચાંદ તો નથી બતાવતી ને?"

"એવું કંઇ જ નથી, કાકી! તેમ છતાં લલિતા તમને સ્વસ્થ થતાં ધીમેથી બધી સમજ પાડશે. લ્યો, હવે હું રજા લઇશ. મારે માટે દીલમાં કોઈ શંકા રાખશો નહિ. તમારા પુત્ર જેવો ગણજો. જ્યારે જ્યારે જરૂર પડતાં સંભારશો ત્યારે હું આપની સેવામાં હાજર થઇશ." આટલું કહી બે હાથ જોડી પ્રણામ કરી એ ચાલતો થઇ ગયો.

"કાકી, તમે તમારી લલિતાના વિવાહની વાતમાં આટલો રસ લ્યો છો, તો આ શીલાની..." લલિતા શીલાને હાથ પકડી ત્યાં ઘસડી લાવી ખડખડાટ હસી પડી.

"શીલા ! શીલાના વિવાહ ! ક્યાં ? કોની સાથે ? ક્યારે ?"

"એ બધું ય વખત આવે તમને સમજાશે. શીલા ને લલિતા બંને પરણશે." લલિતાએ મોઘમ જવાબ વાળ્યો અને બંને સખી અંદરને ભાગે હસતી હસતી દોડી ગઈ.

જમાનાના ખાધેલ કાકીને આ બે આજકાલની છોકરીઓ મન ફાવે એમ રમાડી રહી હતી. શીલાના વિવાહની વાત છેડી લલિતાનો એકાએક કીધેલા નવીન ધડાકાએ એમનું અસ્થિર બનેલું મગજ વિચારોના વમળમાં ફસાયું. શીલા પરણશે, લલિતા પરણશે ને કુમુદ પરણશે. કોણ કોની સાથે ?

* લલિતાગૌરી કુમુદ કે શીલાદેવી કુમુદ ? *

*

## ૨૩

એક કાગળ લખીને કાકીએ શીલાને જણાવ્યું હતું કે "આવતી પૂજાની રજાઓમાં તું જરૂર અહીં આવજે. મારૂં મન બહુ વ્યગ્ર થઇ ગયું છે. મને અહીં જરા ય ચેન પડતું નથી એટલે મારો વિચાર તને સાથે લઈને ક્યાંક પ્રવાસે જવાનો છે. લલિતાના અખંડ અભ્યાસે મારાં મન અને શરીરને ખંડિત કરી નાખ્યાં છે. આ જગતમાં હવે એક તારા સિવાય મારૂં કોઈ હોય એમ મને લાગતું નથી. વળી મને એક જણ—કુમુદ હંમેશા યાદ આવે છે. એણે મને છેલ્લી વાર વિદાય થતી વખતે કહ્યું હતું, કે 'જ્યારે જ્યારે જરૂર પડતાં મને યાદ કરશો ત્યારે ત્યારે હું આપની સેવામાં આવી હાજર થઈશ. મને તમારા પુત્ર જેવો ગણજો.' એનું આ કહેવું તને સાચું લાગે તો એને તું યાદ આપજે. હવે આ જગત મને કડવું ઝેર જેવું થઈ ગયું છે. મારૂં કોઈ નથી. વળી તારા કાકાનું શ્રાદ્ધ કરવા ગયા જવાની પણ મારી ખાસ ઈચ્છા છે."

વ્યથિત શીલા કાકીની ઇચ્છાને અવગણી શકી નહિ. રજા પડતાં જ એ એમની પાસે આવી પહોંચી. લલિતા ને શીલા બંને ફરી ભેગા મળ્યા.

"કાકીની આ વ્યવસ્થાથી મને તો જાણે તને ફરીથી મળવાનો લાભ મળ્યો." લલિતાએ શીલાને હસીને કહ્યું. "મારામાંથી એમનો વિશ્વાસ ઉડી ગયો છે પણ પાછો એક બીજા જણમાં એમને વિશ્વાસ બેઠો છે, એ જાણી હું રાજી થઈ છું."

શીલાએ લલિતાના ચહેરા સામે જોયું તો એનું એ હસવું પણ ખિન્નતાભર્યું જ જણાયું.

"કાકીને આમ તે નિરાશ કરાતા હશે? એવા તે તું શું મહાન કાર્યમાં પડી છે કે એમને રાજી રાખવાની પણ તને ફુરસદ જ મળતી નથી?" શીલાએ એને ઠપકો આપ્યો.

"એ તો તું સારી રીતે જાણે છે કે હું જો બરાબર ધ્યાન ન આપું તો મારો અભ્યાસ બગડવાનો સંભવ છે. શું આ રજામાં કુમુદબાબુ આવવાના નથી? એમણે મને મદદ કરવા કહ્યું હતું. આ વખતે એ આવે તો મને વધુ સગવડ–સરળતા........."

"પણ તને ખબર છે કે તારા સિવાય કાકીની કોઇ સંભાળ રાખનાર નથી. કુમુદબાબુ તો આપણા ગાઇડ થયા છે; નહિ તો આ બધી બાબતમાં મારા તારા જેવાના સાહસ કે દક્ષતા કામ નથી આવતા. પ્રવાસમાં પણ એમને સાથે જ લઇ જવાના છે."

"પ્રવાસ! એટલે તમે પાછા ક્યાં જવાના છો?" ક્ષણભર ચૂપ રહ્યા પછી લલિતાએ પૂછ્યું.

"પહેલાં તો અહીંથી ગયા જઇશું. પણ ત્યાં તો બેચાર દિવસનું જ કામ છે. પછી ક્યાં જવાનું થશે તે પ્રોગ્રામ હજી નક્કી નથી."

"હં...એવો અચોક્કસ પ્રવાસનો પ્રોગ્રામ તે વળી ગોઠવાતો હશે?"

"પણ અમારા પ્રવાસ સાથે તારે શો સંબંધ?"

"કેમ વારુ! પ્રોગ્રામ સારો લાગે ને મન થઈ જાય તો વળી હું પણ સાથે થઈ જાઉં." લલિતાએ જીજ્ઞાસા બતાવી.

"પણ તારો અભ્યાસ બગડી જશે તેનું શું?" શીલાએ ટકોર કરી.

"એમ? વારુ, તું તારે કાકીને લઈને ઉપડી જા. અડધે પ્રવાસે પ્હોંચીશ ત્યાં તો તું મને ત્યાં આવી પહોંચેલી જોશે. અરે પણ અલી, હજુ તારા કુમુદબાબુ તો નથી આવ્યા." લલિતાએ મોંઘમ ટકોર કરીને શીલાને શરમાવી દીધી.

"એટલા માટે તે કંઈ જવાનું થોડું જ ઠેલાવાનું છે? છતાં એમની તરફથી કંઈ ચોક્કસ ખબર આવી જાય એ પછી જ અમારાથી ઉપડાય એમ છે."

"એટલે કંઈક ખાનગી લાગે છે! મને કહેવાય એમ નથી કે?"

"એ તો કાકી જાણે. મેં સાંભળ્યું છે કે કાકાનું ગયા શ્રાદ્ધ કર્યાં પછી કાકી દીક્ષા લેનાર છે. આ વખતે યાત્રાએ ઉપડવાનો એમનો આ એક જ ઉદ્દેશ છે. હું આવી બાબતમાં એમને શી સલાહ આપું? એમને તો આજકાલ અનાવિલાના ગુરૂદેવનું જ સ્મરણ થયા કરે છે, અને એથી એમણે એના પતિની સહાય માગી છે. ગુરૂદેવ ક્યાં છે? એની તપાસ કરીને એ જણાવશે એટલે કુમુદબાબુના આવ્યા પછી પ્રવાસે ઉપડવાનો પ્રોગ્રામ ઘડવાનું એમણે નક્કી કર્યું છે. મને પણ આ સુયોગથી એ મહાત્માનાં ફરી એકવાર દર્શન થશે. પહેલાં મેં જે ભાવે એમને નિહાળ્યા છે એ તો બીજાની ઇચ્છાથી. હવે મારી પોતાની ઇચ્છાથી જ હું એમનાં દર્શન કરવાનો યત્ન કરીશ."

"એ વળી તું શું બકે છે શીલા?" શીલાના ચહેરા સામે થોડીક વાર સ્તંભિત ભાવે જોઈ રહ્યા પછી લલિતા ધીમેથી બોલી. "વળી પાછી તું મને મારાં જીવનમાં સાધુ–સંન્યાસીના સંબંધમાં આણે છે? તેમ છતાં એમનાં જ દર્શન કરવાની તને ઇચ્છા હોય તો તું તારે એકલી જજે, પણ કાકીને તો ત્યાં ન જ લઈ જા. આટલી મારી તને વિનંતિ છે."

"પણ કાકી કોઈ સારા મહાત્મા પાસે દીક્ષા લેવા માગે છે અને એવો માણસ શોધી આપવાને એ મને કહે છે. તું જાણે છે કે હું એવા કોઈ માણસના પરિચયમાં આવી નથી તેમ કોઇને ઓળખતી પણ નથી. મારું મન પણ ઇચ્છતું ન હોવા છતાં ય એવા કોઈ મહાત્માના—ખાસ કરીને

અનાવિલાના ગુરૂદેવનાં દર્શન કરવાનો ભાવ કોણ જાણે કેમ મારામાં જાગ્યો છે. લોકોત્તર માનવવાત કોણ જાણે મનમાં કેમ આવ્યા કરે છે અને તેથી જ કાકીને પણ એ વાત મારાથી કહેવાઈ જાય છે. હવે એ કેમ બંધ થઈ જાય? તેં આટલા દિવસ સુધી એ મહાત્માને મળ્યાની વાત કાકીને કહી નથી અને એથી તો એ તારા ઉપર ખૂબ રોષે ભરાયા છે. એમનો ખૂબ આગ્રહ છે. મારે શું કરવું બ્હેન? મને ખબર ન્હોતી કે તું એમને માટે આટલી બધી નાખુશી બતાવશે!"

"અરેરે! તું આટલું પણ ન જાણી શકી તો એમ. એ. સુધીનો અભ્યાસ કર્યો વૃથા છે!"

"જો કે હું લાચાર છું, છતાં મારાથી બનતો પ્રયત્ન કરીશ. તારી ઇચ્છા જણાવીને હું કાકીનું મન ફેરવવા યોગ્ય મહેનત કરીશ. તારા આવ્યા પહેલાં અમે અન્ય ક્યાંય નહિ જઈએ. કાશીએ જઈને જોઇશું કે બીજે કોઇ જગાએ એવો કોઈ મહાત્મા મળે એમ છે કે કેમ?"

લલિતા કંઈ પણ જવાબ આપ્યા વગર ચૂપચાપ ત્યાંથી ચાલી ગઈ. શીલા મનમાં ને મનમાં વિષમ ઉદ્વેગ પામી અને પોતાને જાણે અપરાધી ગણવા લાગી. પેલા મહાત્માનાં દર્શન પછી લલિતાના અત્યાર સુધીના વ્યવહારથી શીલા લલિતાના પહેલાના વ્યવહારને એક સામાન્ય ઝોક જ સમજતી હતી. વિવાહ ન કરતાં લલિતા ફરી અભ્યાસ કરવા લાગી એ બાબતમાં શીલા છેલ્લા એક વર્ષથી જરાય શંકા ધરાવતી ન હતી. લલિતાનો મનઃ ક્ષોભ અથવા તો ઝોક હજુ શમ્યો ન હતો.

* * *

યાત્રાએ ઉપડવાને વખતે જ કાકીએ ભારે ગડબડ કરી મુકી.

"એટલે, એમની શ્રાદ્ધ ક્રિયામાં હાજરી આપવાનું પણ તારું કર્તવ્ય નથી, એમજ ને?" લલિતાની સામે જોઈ કાકી ક્રોધભર્યા અવાજે બોલ્યા.

"પણ મને તો એ બાબતમાં કંઈ જ ખબર નથી કાકી. તમે તો મને આ પહેલાં કંઈ કહ્યું જ નથી."

"અગાઉથી ન કહ્યું તે શું કોઈ ગંભીર ગુન્હો છે?" કાકીએ ક્રોધથી ઉત્તર આપ્યો.

"ના, ના, મારા કહેવાનો અર્થ એવો કંઈ જ નથી. હું હંમેશ તમારી ઈચ્છાનુસાર જ વર્તું છું, એટલે જો કે મારે કંઈ વિચાર જ કરવાનો હોતો નથી કાકી, છતાં પણ...ગયા શ્રાદ્ધકાર્ય પતી જાય કે તરત ત્યાંથી પાછા ફરવાની..." લલિતા અત્યંત ખિન્ન ચહેરો કરી આટલું બોલી અધવચ અટકી ગઇ.

"એ કંઈ હું અહીંથી બંધાતી નથી." કાકીએ સાદ મોટો કરીને કહ્યું.

"અરે પણ તમે બંનેએ આ બધી શી ધમાલ માંડી છે! અત્યારની ટ્રેનમાં ન જવાય તો રાતની ટ્રેનમાં જઈશું. કાકીનું માન રાખીને તું તારે તૈયારી કર. ત્યાં ગયા પછી તારી પાછી ફરવાની ઇચ્છા હશે તો આપણે ગયાથી સીધા ઘેર પાછા ફરીશું." શીલાએ વચ્ચે પડી કાકીને શાન્ત કરવા લલિતાને ઠપકાવી.

લલિતાને અનિચ્છા છતાં મુંગે મોઢે શીલાના શબ્દોનું માન રાખી અમત મૂકી દઈ બધાની સાથે ગયા જવાની તૈયારી કરવી પડી.

* * *

ગયા ક્ષેત્રમાં બે ચાર દિવસ જોતજોતામાં પસાર થઈ ગયા. સર્વ સ્થળોમાં બુદ્ધગયા લલિતાને ખૂબ ગમી ગયું. ત્યાંના એકેએક સ્થાને ફરી વળીને એની આલોચના કરવામાં એણે થોડાક દિવસ ગાળ્યા. બૌદ્ધધર્મ અને એનાં પરિનિર્વાણ તત્વ તેમજ સંપ્રતિ બૌદ્ધ સંઘની પરિસ્થિતિ સંબંધમાં કુમુદ સાથે લલિતાને ચર્ચા કરતી જોઈને કાકી ખૂબ દુઃખ અનુભવવા લાગ્યા અને અહીંથી ઘેર પાછા ન ફરતા કાશીએ જવાના મક્કમ નિશ્ચય પર આવ્યા. લલિતા ગયાથી સીધા પાછા ઘેર ફરવાની વાત ભૂલી ગઈ છે એ જાણી કાકી અને શીલા ખુશી થયા.

" તમે તો અન્ય તીર્થસ્થાને ચાલ્યા પણ મારું મન તો નૈરંજન બલિ ચડાવવાનું થયું છે." પ્રવાસ કરતા કરતા લલિતા એક બે વાર બોલ

" જાજે, તને કોણ રોકે છે ?" શીલાએ હસીને કહ્યું.

" મશ્કરી ન સમજતા. એમ. એ. પાસ કરીને હું સિંહલદ્વિ જઈશ. આ બધા દેશમાં તો બૌદ્ધસંઘ જેવું કંઈ જ નથી; સારનાથ પણ કંઈ મળી શકે તેમ નથી. સિંહલદ્વિપ ગયા વગર છૂટકો નથી.

બધાએ પ્રયાગક્ષેત્રમાં આવી બે ચાર દિવસનો આરામ લઈ તીર્થકૃ પૂર્ણ કરી યાત્રા પૂરી કરી. શીલા મનમાં ને મનમાં આશ્ચર્ય પા લલિતાની બાબતમાં વારેઘડીએ વિચાર કર્યા કરતી હતી કે એ તો ઘેર પાછ ફરવાનું નામ પણ લેતી નથી. પહેલાની વાત પણ એ હવે પાછ ઉચ્ચારતી નથી. મનોવિજ્ઞાનનો એક ગૂઢ અધ્યાય જાણે શીલાની આં સામે સજીવ થવાથી એ એના ફલાફલની બાબતમાં મનમાં ને મન શંકિત થઈ ગઈ. એવા કંઈપણ ખાસ કારણ મળ્યા વગર કાકી કો જાણે કેમ આનંદીત થઈ ગયા હતા અને કુમુદ પણ એનો નિર્વિકા સાથી થઈ રહ્યો હતો.

ત્યારપછી શીલાનાં જીવનનું પ્રથમ આગમનક્ષેત્ર મથુરાનગર થ એને એ ગમી ગયું પણ વૃન્દાવન જોઈને તો એ ખૂબ હતાશ થ ગઈ. લલિતાનાં મોઢે અગાઉ એણે વનયાત્રાનું જે વર્ણન સાંભળ્યું હત એથી કંઈક વિચિત્ર આ યાત્રામાં જોવાની શીલા આશા રાખતી હતી પરંતુ કુમુદબાબુ વ્રજવાસીઓના કહેવાથી કેશીઘાટ પર એક ભમમંદિ પાસેના એક નાના ખંડીયેર જેવા ઘરમાં કાકીની ઇચ્છા મુજબના સા મહાત્માને શોધી કાઢવાને દાખલ થયા ત્યારે શીલાનાં મનમાં ભ્રમણ સ્થાન સંબંધમાં વૈચિત્ર્ય જોવાની કોઈ જ આશા રહી નહિ. વિચિત્રતા કેવળ લલિતા ત્યારે પણ તેના સાથીની જેમ જ ચાલી રહી હતી એ હતું. અધિક આશામાં કેવળ પેલા મહાત્માનાં દર્શનની સંભાવના જ હતી

સાંકડી ગલીમાં થઈને પસાર થતા થતા એમના કાન પ ખંજરીના મૃદુ રણકાર સાથે સંગીતનો મધુરો ને ધીમો સરોદ સંભળાયે

:: ગીત ::

પ્યારે દરશન દીજ્યો આય.
......તુમ બીન રહ્યો ન જાય...પ્યારે

જળ બિન કમલ...ચંદ બિન રજની,
ઐસે તુમ દેખ્યાં બિન સજની,
આકુળ વ્યાકૂળ ફિરૂં રૈન દિન,
......બિરહ કલેજો ખાય...પ્યારે

દિવસ ન ભૂખ...નિંદ નહિં રૈના,
મુખસૂં કથત ન આવે ચૈના,
કહા કહું કછુ કહત ન આવૈ,
......મીલ કર તપત બુઝાય...પ્યારે

કયું તરસાવો...અંતરજામી,
આય મિલો કિરપા કર સ્વામી,
**મીરા** દાસી જનમ જનમ કી,
......પડી તમારે પાય...પ્યારે

*

આ સાંભળતાં જ સર્વ સમજી ગયા કે કોઈ વૈષ્ણવ ભક્ત કયાંક ભજનમાં મસ્ત બની હરિધૂન મચાવી રહ્યો હતો.

" આવા પરમ વૈષ્ણવ ભક્તોના પ્રતાપથી જ વૃન્દાવન હજુ જીવન્ત છે, બાકી તો અહિં બીજું કંઈ નથી." શીલા સાથીઓ સામે જોઇ બોલી.

જવાબ આપ્યા વિના લલિતા જડ પૂતળીની માફક ભજન સાંભળી રહી.

એ બહુ જ જૂનું, નિર્જન, ભાંગેલું–તૂટેલું ઘર હતું. બહાર એક વ્રજવાસી બેઠો હતો એને કુમુદબાબુએ મહાત્મા સંબંધી પૂછપરછ કરી એટલે એણે હિન્દી ગુજરાતી ભેગી ભાષામાં આવડે એમ સમજાવવા પ્રયત્ન કર્યો: " મૈં જાનતા હું. બાબાજી અંદર ડેરામાં છે. માઈ લોગ ભી દર્શન કરે છે."

અંદર સ્ત્રીઓ છે એ જાણી પોતે અંદર જવું કે નહિ એ મુઝવણ થતાં જ કુમુદે સહજ શંકાશીલ દૃષ્ટિએ શીલાની સામે જોયું પણ એટલામાં લલિતાને જ સૌથી મોખરે આવી ઉભેલી જોતાંજ એને શીલાનો મત જાણવાની કંઇ જરૂર ન જણાઇ. લલિતાની પાછળ સહુ આગળ ચાલ્યા.

સામેના ઓરડામાં અગાઉ જોયેલી એજ દિવ્ય ઉદાસીન મૂર્તિ એક થાંભલાને અઢેલીને ઉભેલી હતી. એનો પીઠ પાછળનો ભાગ ઘરના આંગણામાં દાખલ થનારાઓને દેખાતો હતો. અંદરનું અવનવું દૃશ્ય એ નવા આગંતુકોને આશ્ચર્યમાં ગરકાવ કરે એવું વિચિત્ર હતું. એ મહાત્માના ચરણને માથું અડાડી એક યુવાન સ્ત્રી ઘુંટણીએ પડેલી હતી. મહાત્મા જમણો હાથ ઉંચો કરીને શાંત–ગંભીર અવાજે એને કહી રહ્યા હતા :

"ચિત્રા, ઉઠ, તારી દૃષ્ટિએ તને મેં આટલા દિવસે પણ ઓળખી લીધી છે. તું તપસ્વીની છે. તને આ વિહ્વળતા ન શોભે! બહુ દિવસ પછી તારા સમાચાર જાણવાનો આજ સુયોગ સાંપડ્યો છે. પરમ પૂજ્ય તારા માતા–પિતા, આનંદભાઇ બધા કેમ છે? હૃદયને શાંત ને સ્થિર કર. ઉઠ ઉભી થા. તું શુદ્ધચરિતા બ્રહ્મચારિણી છે. આમ સંયમ ન ગુમાવ."

એ વિહ્વળ સ્ત્રીએ માથું ઉંચું કર્યું. એની આંખોમાંથી આંસુના ધોધ વહ્યા હતા. એ ધીમે ધીમે ઉભી થઇ પાસેની ભીંતને ટેકો દઈ સ્વસ્થ થવા ને પોતાની જાતને સંભાળવા યત્ન કરવા લાગી. એનું સર્વાંગ કંપી રહ્યું હતું. એની સાથેની એક અન્ય સ્ત્રી ગંભીર બનીને અનિમિષ આંખે એની આ દુર્દશા નિહાળી રહી હતી. એ એકાએક એની પાસે દોડી ગઈ. બંને હાથોમાં એને પકડી લેતા એ ગદ્‌ગદ્‌ કંઠે બોલી : "ચિત્રા, ચિત્રા બ્હેન......"

આંગણામાં જ સ્થગીત થઈ ગએલા કિંકર્તવ્યવિમૂઢ દર્શનાર્થીઓનાં ટોળાંને ક્ષણભર ચકિત કરી નાખી લલિતા ઝડપથી અંદરના ભાગમાં

દોડી ગઇ અને પેલી વિહ્વલ વનિતાના ચહેરા સામે જોઇ એ બોલી : "નક્કી એજ તમે...તમને જ કેદારનાથમાં મેં જોયા હતા. તમારૂં જ નામ ચિત્રા હોવાનું મને યાદ આવે છે. તમે જ મારી સાથે થોડી વાતચીત કરી હતી. કેમ ખરૂંને બ્હેન ?"

સાડીનો છેડો માથા પર ઢાંકી આંખોમાંના આંસુ લૂછી એ પોતાની જાતને સંભાળવા યત્ન કરી રહી હતી, ત્યાં એકાએક લલિતાના આ શબ્દો એને કાને અથડાતા એ વિસ્મિત બની ગઇ. જરા સ્વસ્થ બની એણે બોલનાર કોણ છે એ જોવા મોઢાં પર નીચે સુધી ઢાંકેલો સાડીનો છેડો થોડો ઉંચો કર્યો.

"હું...હું કેદારનાથમાં આપની દ્રષ્ટિએ પડી હતી. આપણે જાત્રામાં મળ્યા હતા. યાદ છેને ?" લલિતા એનું મોઢું સ્પષ્ટ રીતે જોયા પછી હવે મોટેથી બોલી પડી.

એ અજાણી સ્ત્રી–ચિત્રા લલિતાની સામે ક્ષણભર એકી નજરે જોઈ રહી.

પેલા મહાત્માને કાને લલિતાના શબ્દો પડતાં જ એમણે એ તરફ જોયું. આગળ આવી એમણે આંગણામાં ઉભેલા એ અતિથિઓને આદરપૂર્વક "આવો, અંદર આવો, આપ સૌ આમ ત્યાં શા માટે ઉભા છો ? આ તો હરકોઇને માટે સરખા આદરનું સ્થાન છે. તમે બધા અંદર આ બાજુ આવો." કહી એમણે આવકાર આપ્યો. સહુ અંદર આવ્યા. એમને બેસવાને આસન અપાયા. એ બધાના પ્રણામ સ્વીકારી સામા બે હાથ જોડી નમસ્કાર કરતા કરતા લલિતા ને શીલા સામે જોઇ મહાત્મા બોલ્યા :

"તમને તો મેં કયાંક જોયા હોય એમ લાગે છે !"

"અનાવિલાબેનના મછવામાં બેસી નદીના જળપ્રવાહ પર અમે આપનાં દર્શન કરવા પાછળથી દોડી આવ્યા હતા." શીલાએ જરા હસીને ભૂતકાળની ભૂલાયલી સ્મૃતિ તાજી કરી આપી.

"હા...બરાબર. અને આ જ પેલી તમારી સાથે આવેલી બેન-પણી લલિતાને ? શું આજે પણ એ તમને બધાને અહીં લઈ આવી

:" લલિતાની સામે જોઇ મહાત્મા પ્રસન્નતાપૂર્વક બોલ્યા.

"નહિજી. આ વખતે તો અમે એને અહીં ખેંચી લાવ્યા છીએ." શીલાએ ઉત્તર દીધો. "અમારી સાથે આ લલિતાના કાકી છે. એઓ ખાસ આપનાં દર્શન કરવા આવેલા છે."

"ત્યારે તો આજ જાણે આનંદનો મહા મેળો ભરાયો છે." અભિવાદન ભાવે માથું હલાવી મહાત્માએ હસતે મોઢે કહ્યું. "અને આ સાથે ભાઈ છે, એ તમારા કોઈ નિકટના સગા જ હશે!"

"જી નહિ. હું તો એમના સ્નેહી–સાથી તરીકે પ્રવાસે આવ્યો છું." પોતાને ઉદ્દેશીને ઉચ્ચારાયેલા છેલ્લા વાક્યનો જવાબ કુમુદે જાતે જ વાળી દીધો.

"આપનું શુભ નામ?"

"કુમુદકાંત રૉય."

"કુમુદબાબુ, સ્નેહી શબ્દ આપણે બહુ સાધારણ ભાવે વાપરીએ છીએ. બાકી એનો અર્થ તો કેવો મહાન છે, એ તો તમારા જેવા શિક્ષિતને શો સમજાવવાનો હોય! સ્નેહીના સંબંધ પણ કંઈ સાધારણ નથી હોતા."

"આપનું કહેવું સત્ય છે. એ પણ અમારા સાધારણ નહિ અસાધારણ સ્નેહી છે." કુમુદ કુંઠિત ભાવે નીચું માથું કરીને ઉભો રહ્યો એટલે શીલા મૃદુ સ્વરે આટલા શબ્દો કોયલની માફક ટહૂકી ગઈ.

"પિતા, માતા, ભ્રાતા જેમની સાથે બચપણથી સંગ થવાથી મનનું બંધન થાય છે એ જ સ્નેહી કહેવાય છે. એ ઉપરાંત જગતમાં આત્માનું જેની સાથે બંધન છે એને પણ સ્નેહી કહેવાય છે. શ્રીમુખ વચન પણ છે, કે સ્નેહીઓમાં હું ગુરૂ છું."

"શીલાદેવીની પાસેથી આપની વિરક્તિની વાત સાંભળી કાકીએ આપની પાસેથી દીક્ષા લેવાની ઇચ્છા કરી છે." કુમુદ ધીમે રહીને મુદ્દાની વાત પર આવ્યો. "અનાવિલાબેનના પતિ અનાદિબાબુ પાસેથી અનેક યત્ન કરીને આપનો પત્તો મેળવી હું એમને અહીં લઈ આવ્યો છું. મને પણ આપનાં દર્શન કરવાની તીવ્ર ઇચ્છા થઈ હતી."

"મારી પાસે દીક્ષા? એ વળી શી ઇચ્છા? અહીં કંઈ કેટલાં મારા કરતાં ય જ્ઞાનમાં, વયમાં ને અનુભવમાં વૃદ્ધ મહાત્માઓ વસે છે. એમની એવી જ ઇચ્છા હશે તો હું એમાંના એકાદની સાથે યત્ન કરી આપનો મેળાપ કરાવી દઈશ. કિન્તુ મને એવી બાબતનો આગ્રહ કરશો નહિ. હું અપરાધી થઈશ."

"પણ આપ તો અનાદિઆશુના કુટુંબના ગુરૂદેવ છો, એમ મેં સાંભળ્યું છે ને?" શીલા અસ્ફૂટ સ્વરે બોલી.

"અનાદિઆશુનું આખું ય કુટુંબ મને બહુ જ પ્રેમથી ચાહે છે. નાના–મોટા સર્વ કોઇનો મારા પ્રતિ પૂજ્ય પ્રેમભાવ છે. હું પણ એમને એટલા જ સ્નેહભાવે ચાહું છું. બસ...એથી વિશેષ કંઈ જ નથી." મહાત્માએ હસીને કહ્યું.

"ત્યારે આપ મારી ઉપર એટલી કૃપા નહિ જ કરો?" કાકીએ આંખોમાં આંસુ લાવી ગદ્‌ગદ્‌ કંઠે કહ્યું.

"માતા, હું તો આપનો પુત્ર થવાને યોગ્ય છું, ગુરૂ નહિ. આપને યોગ્ય ગુરૂ હું અવશ્ય શોધી આપીશ. આપ શાંત થાઓ. અરે લલિતા, આજ તું કેમ કંઈ બોલતી નથી? તું તો મને હજુ અગાઉની નાની ઉચ્છંખલ ને હઠીલી લલિતા જ જણાય છે! કહે જોઉં, આ ચિત્રાદેવી સાથે તારે ક્યાં ને ક્યારે મેળાપ થયો હતો?"

"કેદારનાથના તીર્થધામમાં. હું મારા કાકા–કાકી સાથે યાત્રાએ ગઈ હતી ત્યારે! મારા સમજવા મુજબ આપ સંયમ અને સહિષ્ણુતા કેવળ તપસ્વી–તપસ્વીની અને બ્રહ્મચારી–બ્રહ્મચારીણીઓની જ સંપત્તિ સમજો છો કે? જગતમાં બીજું કોઈ એનું અધિકારી નહિ ને?"

આંખો આગળ જાણે એકાદ બોમ્બનો ગોળો ફાટ્યો હોય એમ બધાય એકદમ લલિતાના આ પ્રશ્ને ચોંકી ઉઠ્યા.

"એવું તો મેં કંઈ કહ્યું નથી લલિતા." મહાત્મા અવિચલિત–સૌમ્ય મુખે બોલ્યા.

"સ્પષ્ટ નહિ તો અસ્પષ્ટ રીતે તો બોલ્યા છો જ; પરંતુ હું આપને ખાત્રીપૂર્વક જણાવી દઉં છું કે બ્રહ્મચારીઓ અને તપસ્વીનીઓના કરતાં સેંકડો ઘણા મક્કમ સંયમ અને સહિષ્ણુતા કેટલીકવાર કેટલીક સાધારણ વ્યક્તિઓમાં હોય છે."

"અને એજ સાચા ત્યાગી–વૈરાગી તપસ્વી અને તપસ્વિનીઓ છે. બહારના સાદા ભગવા વેશથી કે સરળ મુખમુદ્રાથી એમની સચ્ચાઇનો નિર્ણય થઇ શકતો નથી.

"અને આપના સંબંધમાં પણ એમ જ છે. આપ પણ જાણે–અજાણે એજ પંથે પરવરી રહ્યા છો. આપના હૈયામાં કંઈ છે, અને આપને હોઠે કંઈ છે. કોઇને મહાત્મા, કોઇને ગુરૂ અને કોઇને તપસ્વી લાગતા મહાપુરૂષ, તમે એક સર્વોત્તમ સુંદર વસ્તુની પ્રાપ્તિને માટે ત્યાગ, વૈરાગ્ય, સાધના સર્વ કંઇ કરો છો. જ્યારે બીજી એક સામાન્ય સંસારી વ્યક્તિ–એજ ભાવે એક અન્ય વ્યક્તિનો અનુરાગ પામવા–એને મેળવવા પોતાનાથી બનતું બધું કરે છે. શું એ બે સાધનામાં–બે ભાવનામાં તફાવત છે? સંન્યાસી અને સાંસારીના અધિકાર શું આ બાબતમાં જુદા જુદા છે?" લલિતાએ વર્ષોથી વાસેલાં હૃદયનાં કમાડ ખુલ્લા કરી નાખ્યાં.

"લલિતાદેવી," સંબોધનમાં વધુ વિનય ને નિર્વિકારી ભાવનાનું પ્રતિબિંબ પાડતા એ ઉદાસીન મૂર્તિએ લેશ માત્ર વિચલિત થયા કે મુખભાવ પર વિકૃતી લાવ્યા વિના પ્રસન્નવદને કહ્યું: "તમારા વિચાર બેશક ઉચ્ચ છે, પરંતુ એની પાછળ રહેલી ભાવના નિર્દોષ નથી. સંસારી ને સંન્યાસીના ધર્મ અને પંથ ઉભય નિરાળા છે, અધિકાર નિરાળા નથી; તેમ કોઇની આંતરીક ઇચ્છા પર કોઇનો કાબુ નથી. જેટલી સાધના વધુ નિર્મોહી અને નિસ્વાર્થી તેટલી ધ્યેય–સિદ્ધિ વધુ નજદીક. તમારા સવાલના જવાબ વિશાળ શાસ્ત્રાભ્યાસથી નહિ બહોળા અનુભવથીજ આપી શકાય. અને એને માટે વધુ શાંતી, વધુ ધીરજ અને વધુ સમયના ભોગની જરૂર રહે છે. સાધનામાં મોહ અને આકર્ષણનો અભાવ હોવો જોઈએ."

"તમે જેને આકર્ષણ કહો છો, એને હું ઉત્કર્ષ કહું છું. અને સાધનામાં એ ઉત્કર્ષનો આદર્શ કંઈ અવગુણ નથી."

"જીવનને મૂક્તિ માર્ગને—અમરધામને અંતિમ પગથીયે પહોંચાડે એ સાધનાનો આદર્શ! એક વ્યક્તિ બીજી વ્યક્તિને પામવા—તેને પોતાની કરવા અથવા પોતે તેની થવા પ્રયાસ કરે, પાગલતા સેવે, શુદ્ધ સ્નેહભાવે એ ધ્યેય પ્રાપ્તિ માટેની સાધના કરે; છતાં એમાં મોહ અને આકર્ષણના અંશ તો છૂપાયલાં જ હોય છે! તમારી સંસારીઓની એ સાધના અને અમારી સંન્યાસીઓની આ સાધનામાં ફક્ત એટલોજ ફેર છે. આ જગત એક છે, જીવો સમાન છે, સાધના એક છે, કેવળ એના પ્રકાર અને હેતુ નિરનિરાળા છે. જેમ રસ્તો એક પણ ગલીઓ ભિન્ન ભિન્ન તેમ!"

"તો અંતરમાં આપોઆપ એકાએક સ્ફુરતી સ્ફુરણા..."

"આંતરિક સંપત્તિ હોઈ શકે, ઈશ્વરી નહિ. અને આ સૂક્ષ્મ ભેદભાવ જે સમજી શકતા નથી એ કંઈ લાંબો વિચાર કરી શકતા નથી."

"પણ જ્યાં માનવ અંતર જ ઈશ્વરનું છે, ત્યાં પછી એ ઈશ્વરી પ્રેરણા—દૈવી પ્રેરણામાં ભેદભાવ શા? મનુષ્ય જે ભાવનાથી પ્રભુને ભજી શકે, એની સાથે પ્રેમ કરી શકે, એ જ વિશુદ્ધ ભાવનાથી અન્ય માનવ હૃદયને કેમ ન ભજી શકે? કેમ ન ચાહી શકે? એને પોતે કેમ ન પામી શકે અગર એનામાં પોતે કેમ ભળી જઈ ન શકે?"

"લલિતાદેવી, સાદી સમજમાં દલીલોને અવકાશ ન હોય! શિક્ષણનો સદુપયોગ સાર ગ્રહણ કરવામાં ને ભૂલ કબૂલવામાં કરવાનો હોય, સામાનાં સત્ય કથનને અસત્ય ઠરાવવા પૂરતો વિવાદ કરવામાં ન હોય! તેમ છતાં તમે વિજય પ્રાપ્તિથી જ પ્રસન્ન થતા હો તો હું મારી હાર માની લઉં છું, અને કૃપા કરી આપનો ઉશ્કેરાટ શમી જાય, આપનું યુવાન ઉછળતું લોહી જરા ઠંડુ પડે અને આપ મારાં અનુભવી કથન ઉપર એકાગ્ર ચિત્તે ઉંડું ચિંતન ને મનન કરી શકો, એટલા પૂરતા આપને થોડો વખત થોભી જવા વિનંતી કરું છું."

"હું આજસુધી–અત્યાર સુધી બહુ લાંબો સમય થોભી ચૂકી છું. હવે મારી ધીરજ ને શાંતીની હદ આવી ગઈ છે. આપ પુરુષ છો, અને પુરુષ હૃદય ઇચ્છા છતાં હજારો વાત છૂપાવી શકે એવું કઠીન હોઇ શકે છે, કિન્તુ હું એક અદના સ્ત્રી છું–કોમળ હૃદયની કાન્તા છું. મારામાં એટલી સહિષ્ણુતા ને કઠોરતા નહિ સંભવી શકે."

"તો બેલાશક કહી નાખો. તમારાં હૈયાનો ભાર તમે ખુશીથી ઠાલવી નાખો. હૈયું હલકું થયા વગર તમારા મગજમાં શાંતી નહિ વસી શકે. અને શાંતિના વાતાવરણ વિના તમે સારાનરસા–ખોટા ખરા ભેદ-ભાવની તુલના પણ નહિ કરી શકો."

"તો ભલે. સાંભળી લ્યો. તમારી આ સાધનામાં દંભ છે. તમે તમારાં દીલમાં કંઇ છુપાવીને, હૈયું સળગતું રાખીને, મોઢું હસતું રાખીને આ બધું બોલી રહ્યા છો. એ મહા વ્યથા છે. કોઇ પ્રિય વસ્તુનો વિરહ છે. અને આપની એ કઠોરતા પાપ છે, ઘોર પાપ છે. એ પાપની સજા તમને મળવી જ જોઇએ. એ સજા ભોગવ્યા વિના જેમ તમને શાંતિ નહિ મળે, તેમ તમોને ઝંખતી એ પ્રિય વસ્તુને–ઝંખનાને પણ શાંતિ નહિ મળે."

"અને એ વસ્તુ...એ ઝંખના..."

"હું...લલિતા...મારી સાધનાસિદ્ધિ તમે...તમારી સાધનાસિદ્ધિ સર્વેશ્વર! બંને એક જ પંથના પાગલ પ્રવાસી. પણ એકમેકના સહારા વિનાના બેઉ અટવાઇ રહ્યા છીએ અધવચ માર્ગમાં: એમ'ના એકે પોતાના ધ્યેયને હજુ નથી પહોંચી શક્યા."

"લલિતા...દેવી...તારી ગંભીર ગેરસમજ થાય છે."

"મારૂં કહ્યું માનો ગુરૂદેવ..."

"તો તારી શી ઇચ્છા છે?"

"મારી ભાવના સ્વીકારો. આપને શરણે આવી, આપની છત્રછાયા નીચે એ મુશ્કેલીભર્યાં શાંતિ ને મૂક્તિના મહા પ્રવાસ ખેડવાની મારી

ઇચ્છા પરીપૂર્ણ કરો. તમે પોતે તરો અને સાથે મને પણ તારો. મારા
વિના તમે ને તમારા વિના હું મૂક્તિ કિનારાનું છેલ્લું પગથીઉં નહિ
ભાળી શકીએ. ગુરૂદેવ, મારો સ્નેહ સાંસારી નહિ દેવાંશી છે. મારામાં
મોહની નહિ મૂક્તિની ઝંખના છે. આપને પ્રણામ કરૂં છું. આપનો
અનુરાગ ને આશીર્વાદ ઇચ્છું છું." એટલું કહી લલિતા એ યુવાન
યોગીના ચરણોમાં અવશ બનીને ઢળી પડી. આંખો મીંચી દઈ સંન્યાસીએ
નીચાં વળી એને માથે પોતાનો પવિત્ર હાથ મૂક્યો. એનાં મોઢાંમાંથી
એટલા જ શબ્દો બહાર પડ્યા :

* "હરિ ૐ...જેવી ઇશ્વરેચ્છા..." *

*

"હમણાં મારું ને બધાનું માન રાખી ઘેર જાવ. સમય થતાં ને જરૂર પડતાં મને અહીં જ કહાવજો. હું તત્કાળ હાજર થઈશ." એવું વચન લીધા પછી લલિતા મહાત્માના અત્યંત આગ્રહને માન આપી અનિચ્છાએ થોડા સમયને માટે કાકી, શીલા ને કુમુદબાબુ સાથે ઘેર પાછી ફરી. એની સ્થિતિ દિવસે દિવસે વધુ ને વધુ નાજુક થતી ચાલી. કાકીએ પણ આ નવી ઉપસ્થિત થએલ આપત્તિનો વિચાર કરી હાલ તુરત દીક્ષા લેવાનું મોકુફ કરી દીધું. કુમુદ તથા શીલાએ થોડા દિવસની વધુ રજા મંગાવી લઈ લલિતાની માનસીક અસરને નાબુદ કરાવી એનું મન પ્રફુલ્લીત કરી બીજી તરફ વાળવા બનતા પ્રયાસો આદર્યાં, પણ જ્યારે એમાં એમને કંઈ જ સફળતા ન મળી અને એ ખાવુંપીવું પરહરી પથારીમાં પડી પડી ખૂબ જ લવારા કરવા માંડી, ત્યારે અંતે હારીને કુમુદબાબુએ શીલાની સલાહથી એકવાર ફરી મહાત્માની મુલાકાતનો પ્રવાસ ખેડી નાખ્યો.

*　　　*　　　*

“ આવો કુમુદબાબુ, કહો શી ખબર લાવ્યા છો ? બધા છે તો આનંદમાંને ? ” મહાત્માએ કેટલાક દિવસો પછી પોતાના ભાંગ્યાતુટ્યા નિવાસસ્થાને આવેલા કુમુદબાબુ સામે વિસ્મિત ભાવે જોઈ પ્રશ્ન કર્યો.

“ ગુરૂદેવ, હું આપને તેડવા આવ્યો છું. આપને એકવાર અવશ્ય મારી સાથે આવવું પડશે. ” એટલું બોલી કુમુદ સજળ નયને એમના ચરણો પાસે બેસી ગયો.

“ પણ એવું શું છે ? લલિતાના શા સમાચાર છે ? ” એમણે કુમુદનાં માથા પર હાથ મુકી પૂછયું.

“ એ વાત ન પૂછો. એની ઘેલછાએ દિવસે દિવસે ગંભીર રૂપ પકડયું છે. આપને આવ્યા સિવાય છુટકો નથી. ” કુમુદે હાથ જોડી પ્રણામ કરી એમને નમ્ર વિનંતિ કરી.

“ આટલા બધા ગભરાવાનું–હિંમત હારવાનું કોઇ કારણ નથી. કુમુદબાબુ, મને શાંતિથી સઘળું કહો. અહીંથી ગયા પછી એના માનસીક ભાવમાં શા શા ફેરફાર થવા પામ્યા છે ? ” મહાત્માએ એના બેઉ હાથ ઝાલી એને ઉભો કરતા લાગણીભર્યા હદયે પૂછયું.

“ એ જ દિવસથી–એ જ રાતથી–અહીંથી ગયા પછી એણે ખાવું–પીવું, બોલવું–ચાલવું, ને હસવું–કરવું બંધ કરી દીધું. ધીમે ધીમે એને તાવ ચડવા લાગ્યો. એ પથારીવશ થઈ ગઇ. રાતદિવસ ગાંડાઘેલા લવારાબકારા કરવા શરૂ કર્યા એટલે ગભરાઇને અમે ડૉક્ટર બોલાવ્યો. ‘ માનસીક આઘાતને લઇને એને સન્નિપાત શરૂ થઇ ગયો છે, ’ એવી ડોકટરની સલાહ પછી અમારો ગભરાટ વધી ગયો. દવાની કોઇ અસર નથી. ફક્ત ચોવીસે કલાક આપની જ ઝંખના છે. કાકી ને શીલા બહુ જ કલ્પાંત કરે છે. એને એકલી મૂકી એમનાથી અવાય એમ નથી એટલે લાચારીએ મને મોકલ્યો છે. મહાત્મન્, લલિતાની હાલત બહુજ ગંભીર છે. અમારા સૌનું તો એમ માનવું છે, કે તે દિવસે એણે આપની સાથે ઉદ્ધતાઇથી વાતચીત કરી, આપને ન કહેવાના શબ્દો કહ્યા, આપને માથે કંઇ કંઇ દોષારોપણ કર્યા અને છેવટે...”

"અરે પણ એ બધાને એની તબિયત સાથે શો સંબંધ કુમુદબાબુ ?"

"એનું જ—એ મહા અપરાધનું જ આ ફળ છે. માણસને અહીંનું કરેલું અહીં જ ભોગવવું પડે છે, એ..."

"બસ, બસ. એવું ન બોલો કુમુદબાબુ," મહાત્માએ કુમુદના હોઠો ઉપર હાથ દાબી દીધો. "લલિતાને સામાન્ય—દુન્યવી જીવ સમજવામાં તમે ગોથું ખાધું છે. એ દેવી છે. એના આત્માના અવાજે એને જે કંઇ બોલી નાખવાની પ્રેરણા કરી હતી, તે નિર્વિવાદ સત્ય હતી. વળી ગમે તેવી પણ આખરે એ સ્ત્રી રહી! શંકા કરવી એ એમનો જાતિસ્વભાવ! એ દોષપાત્ર નથી."

"આપ જ્ઞાની ને અનુભવી છો. આપ જે સમજો તે ખરૂં."

"વારૂ તો કુમુદબાબુ, એ જ દિવસની ઉત્તેજના સાથે એને આ ગંભીર દર્દ ઉપડયું છે, ખરૂં ને?"

"જી, હા. ગુરૂદેવ."

"ઇશ્વરની ઇચ્છા બળવાન છે. તમે એમ માનો છો, કે મારાં આગમનથી એની ઘેલછા દૂર થઇ જશે? એ સારી થઇ જશે?"

"મને તો આમાં કંઇ જ સમજ પડતી નથી. પણ શીલા તથા કાકીનો ખાસ આગ્રહ છે કે મારે તમને સાથે તેડીને જ આવવું."

"કદાચ મને જોઇને એ વધુ ઉશ્કેરાઇ જાય, એનાં મગજ ઉપર વધુ ઘેરી અસર થાય, એવો સંભવ નથી? ઉપકારને બદલે અપકાર થઇ જવાની ભીતીએ..." મહાત્માએ સંકોચનું કારણ બતાવ્યું.

"એને તો મુદ્દલ બાહ્યજ્ઞાન નથી. આપની અંતીમ ચરણરજ માટે જ કાકીની પ્રાર્થના છે. એમની માન્યતા છે, કે આપ એકવાર પધારી એને દર્શન આપશો એટલે એ સારી થઇ જશે."

"ભલે, તો ચાલો, જેવી ભગવાનની ઇચ્છા." મહાત્માએ ગંભીર દ્રષ્ટિથી કુમુદના ફીક્કા પડી ગયેલા ચહેરા સામે જોઇ સહાનુભૂતિપૂર્ણ કોમળ કંઠે કહ્યું.

*　　*　　*

"દર્દીને મુદ્દલ આત્મજ્ઞાન નથી એમ તમે કહો છો; તો પછી આંખો ઉઘાડી નિહાળવાની–આવનારને ઓળખવાની કે કંઈ બોલવાની શુદ્ધિ છે કે નહિ?" રસ્તે જતાં જતાં મહાત્માએ કુમુદને પ્રશ્ન કર્યો.

"આમ તો એ કોઇની સાથે કંઇ બોલતી નથી, પણ આંખો તો કોઇ કોઇ વાર ઉઘાડે છે, અને ન સમજાય એવું બબડી ઉઠે છે. એ દિવસની એ ઉતેજનાની પૂનરાવૃત્તિ ચાલે છે. બીજું ખાસ કંઇ નથી. ગુરૂદેવ, એક પ્રશ્ન માટે માફ કરજો. પેલા ચિત્રાદેવી અહીંયા છે કે? કોઇ કોઇ વાર એ લવારામાં વચ્ચે વચ્ચે 'ચિત્રા...ચિત્રા...' એમ બોલ્યા કરે છે. તેથી અમને લાગે છે કે એકવાર બને તો ચિત્રાદેવીને પણ એમની સાથે મેળવવા."

"એ કયાં છે? એની મને કંઇ ખબર નથી." કુમુદ સામે એકીટશે જોઇ મહાત્મા બોલ્યા. "તે દિવસે એ આવીને ગઇ પછી ફરી મને એ દેખાઇ નથી. એ કયાં છે? એ અહીં છે કે નહિ? શું કરે છે? એની કોઇ માહીતી મને નથી. કુમુદબાબુ, એને અને લલિતાને એવો કોઇ પરિચય કે સંબંધ નથી. એ તો અચાનક એકવાર આકસ્મીક મેળાપ થઇ ગયો હતો. અને એ ભ્રમણા એનાં મગજમાં રહી જવા પામી છે. એટલે એ પરિશ્રમ કરવો નકામો છે. કુમુદબાબુ, માફ કરજો. હવે મારે આપને બેએક કડવી વાતો કહેવાની છે. તમે એના સાચા સ્નેહી ને ચાહક છો. પરંતુ બાહ્યબંધનની કોઇ પણ ચેષ્ટા આજ પર્યંત તમારામાં કેમ દેખા દીધી નથી? હું આશ્ચર્ય પામું છું, કે તમો એક શિક્ષિત યુવાન સ્નેહી હોવા છતાં અને લલિતાની તમો તરફ મીઠી નજર છતાં એ સ્નેહનું કોઇપણ મૂલ્ય હજુ સુધી તમારૂં હૈયું આંકી શકેલ નથી. એક સ્ત્રીનું હ્રદય સમજવામાં તમે નિષ્ફળ પુરવાર થયા છો. અને તમારી આ ઉણપથી જ–બીનપરવાઇથી જ એનામાં આવી વિરકિતની વાસના જન્મવા પામી છે; અને આજ એ ધીમે ધીમે ફાલીને એણે આ ગંભીર રૂપ પકડયું છે."

"મને મારી ભૂલ સમજાઈ રહી છે, પ્રભુ! મારી આંખો આપે ઉઘાડી છે પણ બહુ મોડી..." કુમુદ કરગરી પડ્યો.

એ પછી મહાત્મા ચૂપ થઈ ગયા. બંને એક મકાન પાસે આવી પહોંચતાં મહાત્મા બોલ્યા: "આ તો પેલી સેવાકુંજની જ ગલી ને? અને આ મકાન?"

"એના દાદાએ આપેલું એ જ એનું આ મકાન છે." કહી કુમુદ એમને અંદરને ભાગે લઈ ગયો.

દર્દીની સ્થિતિ દૂરથી દેખતાં જ મહાત્માનો શાંત ને હસમુખો ચહેરો એકાએક ગંભીર થઈ ગયો. શીલા બરફની બેગ હાથમાં લઈ ઉભી ઉભી માથે ફેરવી રહી હતી. કાકી હાથ જોડી સામે આવી ધીમે સ્વરે ગદ્‌ગદ્ કંઠે મસ્તક નમાવી બોલ્યા: "પ્રભુ, હવે તો એ આપને જ આશરે છે. તમારા આગ્રહથી જ અમે એને પરાણે અહીં ખેંચી લાવ્યા. અને આમ..." એનો કંઠ ભરાઈ આવતાં એ આગળ ન બોલી શકી.

મહાત્મા પલંગની છેક નીકટ આવી દર્દીનાં માથાં પાછળ બેઠા. કુમુદ કાકીને સમજાવીને શાન્ત પાડવા લાગ્યો. શીલાએ પણ કાકીને આશ્વાસન આપવા માંડયું.

"માનસીક ઉદ્વેગના ઉછાળાની અસર છે. બીજી એવી કોઈ ખાસ ચિંતા કરવા જેવી નથી..." મહાત્માએ એને કપાળે હાથ મૂકી એની નાડ હાથમાં લઈ ધીમેથી કહ્યું.

"કાલ સાંજથી કુમુદબાબુ તમને તેડી લાવવા ગયા છે, એમ શીલાએ એને કહ્યા પછી એનાં લવારા બંધ થયા છે. ડૉક્ટરે પણ આજે સવારે કંઈક આશા આપતો અભિપ્રાય આપ્યો છે. પ્રભુ, હવે આપ આવી પહોંચ્યા છો, તો એને જાગ્રત કરવા દયો. એને આપની ચરણરજ આપો. એના અપરાધ ક્ષમા કરીને એને આશીર્વાદ આપો, જેથી એ ઝટ સારી થઈ જાય." કાકીએ આટલું કહી ડુસકાં ભરવા માંડયાં.

"મા, કૃપા કરી તમે શાંત થાઓ." કાકીને દીલાસો દેતા મહાત્માએ લલિતાના કપાળ પર ધીમે ધીમે પોતાનો પવિત્ર હાથ ફેરવવા માંડયો. એમ કરતા કરતા એમણે પોતાની આંખો થોડી વારને

માટે સમૂળી મીંચી દીધી. મીંચાયલી આંખોએ જ એમણે સ્નેહભર્યા સ્વરે લલિતાના કાનમાં ધીમેથી બૂમ મારીઃ

"લલિતા."

"ચૂપ રહો...ચાલ્યા જાઓ...હઠી જાઓ...મારે તમને કોઈને જોવા નથી. મારે તમારૂં કોઈનું કામ નથી." લલિતાએ મીંચેલી આંખોએ જ બકવાદ શરૂ કર્યો.

બધા સમજ્યા કે લલિતાની શાંતીનો ભંગ થતાં એ પાછી લવારે ચઢી છે.

"કોણ ચાલ્યું જાય છે લલિતાદેવી? તમને શું દેખાય છે? જરા આંખો ઉઘાડીને મારી તરફ જુઓ તો ખરા..."

"આ ગોવર્ધન પહાડના વને વને એ પહાડની ગુફાઓમાં કોણ ખેલી રહ્યું છે એ તમે જોતા નથી?" લલિતાએ બોલવું ચાલુ રાખ્યું.

"કોણ ખેલી રહ્યું છે લલિતાદેવી?"

"એજ...જેની તમે વાત કરતા હતા—જેને માટે પુસ્તકોમાં ખૂબ લખાયું છે એજ—તમે એને નથી ઓળખી શકતા?"

એ આરક્ત ચક્ષુમાં ક્યાંક કૃષ્ણતાભરી દૃષ્ટિ ડુબી ગઈ હતી. એ એકાએક તરવરવા લાગી. અંતરમાં મુંગો ચિત્કાર ધ્વની સ્ફુર્યો: "વૃન્દાવન જેને હૈયે—જેને હોઠે રમી રહ્યું છે, એ પાગલ શાની? અપરાધીની શાની? આ એના પ્રલાપ નથી. સત્ય ઉદ્‌ગાર છે!" મહાત્માનું સ્વગત મનોમંથન પ્રકટ ભાવમાં પલટાયું. એ પ્રેમાળ સ્વરે એને માથે હાથ ફેરવતા ફેરવતા બોલ્યા: "લલિતાદેવી! હું...તમારો દૂષિત આત્મા તમારી પાસે આવ્યો છું, તમને આપેલું વચન પાળવા. તમારા મૂક્તિ માર્ગનો સાથીદાર થવા. આંખો ઉઘાડો..."

એમના શબ્દે શબ્દમાં કરૂણતાની કંપારી ભરી હતી. એમની આંખમાંથી બે ઉન્હા અશ્રુબિન્દુ દર્દીની પાપણો પર પડ્યાં. લલિતાની મીંચાયલી આંખો ઉઘડી ગઈ. આંખોની સ્થિર કીકી મહાત્માની કીકીઓ સામે ચોંટી રહી. હોઠે ઉપર આછું હાસ્ય પથરાયું.

"તમારે એને...ઓળખવા છે?..." દર્દભર્યાં કંઠમાંથી ક્ષીણ અવાજ નીકળ્યો.

મહાત્માએ મૌનવ્રત જાળવી કેવળ ડોકી હલાવી હકારમાં જવાબ વાળ્યો

"તમારા સર્વેશ્વર...ગૌરાંગ પ્રભુ...જેને પામવા તમે જોગ લીધે સાધના સાધી, તપસ્યા કરી...એ જ...લ્યો...મારો હાથ પકડો..." મહાત્માએ એનો હાથ પકડ્યો એટલે એ આગળ બોલી: "હવે આપણ એકીકરણ થઈ ગયું. તમારી સાધના, તમારાં ભજન, તમારાં ત્યાગ-વૈરાગ્ય ને તપની સિદ્ધિ...એ સર્વ લઇને હું એમની પાસે જઈ રહું છું. એના ખેલમાં સામેલ થાઉં છું." એટલું બોલી એણે આંખે ધીમે ધીમે મીંચી દીધી.

"લલિતા...દેવી...જરા થોભો...હું પણ આવું છું..." મહાત્મ પાગલ બની પોકારી ઉઠ્યા.

"હરિ ૐ...તત્ સત્...જલ્દી કરો...બહુ મોડું..." એ છેલ્લ શબ્દો સાથે એણે ડોકી ઢાળી દીધી.

શીલા, કુમુદ, કાકી, બધા ગભરાઇને રડી ઉઠ્યા. આંખો મીંચ દઇને જડવત્ બેસી રહેલા મહાત્માને એમણે ઢંઢોળ્યા. એ શરીરમ પણ ચેતનનો અભાવ હતો. એ પણ ત્યાં જ લલિતાની દેહ પર ઢળી પડ્યું.

* બંને આત્મા એકી સાથે પરમાત્મામાં વીલીન થઈ ગયા. *

## સમાપ્ત.

